# व्यवहारोपयोगी निबंध संग्रह.

ઉંચાં ધોરણના વિદ્યાર્થી તેમજ સાર્વજનિક ઉપયોગને સારૂ.

બનાવનાર.

મેહેતા; વ્યાસ; બારોટ.
લીંબડીના હેડ માસ્તરો.

કેળવણી ખાતામાં લાઇબ્રેરી તથા ઇનામ માટે મંજુર થયું છે.



અમદાવાદ આર્યોદય પ્રેસ.
સંવત ૧૯૪૫. સને ૧૮૮૮ નવેમ્બર.

આવૃત્તિ બીજી.

કિંમત આઠ આના.

# अर्पण पत्रिका.

## મેહેરબાન રાવ બાહાદુર ગોપાળજી સુરભાઇ દેશાઈ, આસિ. એ. ઇ. સાહેબ. પ્રાંત કાઠિઆવાડ. તથા મુંબાઈની યુનિવર્સિટિના ફેલો.

મુરબ્બી સાહેબ.—**હરિગીત.**

સૌરાષ્ટ્રમાં વિદ્યા તણાં બહુ, પ્રેમથી બી વાવિયાં;
નીર ખાતર પૂરી બનીયાં, વૃક્ષ ફળ ફુલ આવિયાં;
તે ફળ તણો સૌરાષ્ટ્રિઓને, સ્વાદ આપ્યો વ્હાલથી;
તેં રાવ બ્હાદુર સૂરભાઈ સુત, ધન્ય છે ગોપાળજી.
અતિ ખંત પ્યારી, ગિલનસારી, દીલ ઉદારી દેખિએ;
મન હરણ શકિત બુદ્ધિની વળી, દીર્ઘ દૃષ્ટી પેખિએ;
સૌરાષ્ટ્રિના વિદ્યા પિતા થઇ, સુધાર્યું સંભાળથી;
તેં રાવ બ્હાદુર સૂરભાઇ સુત, ધન્ય છે ગોપાળજી.
સૌરાષ્ટ્રમાં રાજા પ્રજાનું, હીત હૈયામાં ધરી;
શુભ સ્નેહ સંચ્યો સર્વનો પરમારથે પ્રીતે કરી;
અતિ ઉદ્યમે યશ મેળવ્યો, કલ્યાણ કીધું કંઇકનું;
આશીષ એ છે અમ તણી, સહસંતતી જીવો ઘણું.

**દોહરો.**

નિબંધનો સંગ્રહ કરી, અર્પણ કરીયે આપ;
સ્વિકારશો બ્હાદૂર શ્રી, શુદ્ધ ગૂણની છાપ,

લી. સેવકો.

# પ્રસ્તાવના.

આ વિષય ઘણો દુર્ઘટ છે. મોટા મોટા વિદ્વાનોની કલમ પણ આ વિષયમાં સંપૂર્ણ ચાલવી અશક્ય છે. વળી આ વિષયને મદદગાર થઈ પડે તેવાં પુસ્તકો પણ ગુજરાતી ભાષામાં જૂજ છે. હાલમાં જુદા જુદા વિષયપર નાટકો અને પુસ્તકો લખાયાંછે, કોઈ કોઇ ચોપાનિઆમાં ઠેકાણે ઠેકાણે અમુક વિષય ચર્ચાયછે; પણ નીતિ, વિદ્યાદિકના સુબોધક વિષયો, એક પછી એક, એકજ ચોપડીમાં છપાઇ બહાર પડયા હોય, એવું એક પુસ્તક સામાન્ય જ્ઞાન મેળવવાને ચાહનાર માણસોના હાથમાં, હાલ ગુજરાતી ભાષામાં નથી; તેમજ ઊંચાં ધોરણના વિદ્યાર્થીઓને એ વિષય ઘણો અગત્યનો છે, છતાં તે વિષય ઉપર એલાયદું પુસ્તક હાલમાં નહીં હોવાથી, તેની ખોટ પૂરી પાડવા માટે આ પુસ્તક બનાવ્યુંછે.

સાધારણ લોકો તેમજ વિદ્યાર્થીઓ, ઓછે ખર્ચે આવા ઉપયોગી પુસ્તકનો લાભ લઈ શકે, તેને માટે તેના કદ તથા ઉપયોગીપણાના પ્રમાણમાં કિંમત ઓછી રાખવામાં આવીછે.

અમારો વિચાર લગભગ બસેં વિષય સમાવાનો હતો, પણ તેથી કદ તથા કિંમતમાં વધારો થઇ જાય, તો ઘણા લોકો તેનો લાભ લેઇ શકે નહીં, એવા હેતુથી કેટલાક વિષયો ઓછા કર્યાછે તેમજ લખેલા વિષયોને પણ જેમ બને તેમ ટુંકાવવાનો પ્રયત્ન કર્યોછે, છતાં કોઈ વિષયમાં મુદ્દો ન રહી જાય તેને માટે પૂરતી કાળજી રાખીછે.

અમે અમારી શક્તિ, અનુભવ, જ્ઞાન, અને કેટલાંક પુસ્તકોની સહાયતા વડે આ વિષય લખ્યાછે, પણ આ વિષય બહોળો તથા અગમ્ય હોવાને લીધે પૂર્ણ તો નહીંજ હોય; માટે વિદ્વાનો દરગુજર કરી, તેમાં સુધારો વધારો કરવાની અમને સૂચના કરશે તો તે ઉપકાર સાથે સ્વિકારી હવે પછી તે પ્રમાણે સુધારો કરીશું. પહેલી આવૃત્તિમાં સુધારો કરવાને વિદ્વાનોએ જે સૂચના કરી હતી, તે પ્રમાણે આમાં અમલ કરેલોછે.

લીંબડીના ખુદાવીંદ ઠાકોર સાહેબે અગાઉ માફક આ વખત પણ કેટલીક નકલો અગાઉથી રાખીછે, તથા મુંબાઈ ઈલાકાના અને વડોદરા સંસ્થાનના મે. ડીરેકટર સાહેબોએ ઈનામ તથા લાઈબ્રેરી માટે આ પુસ્તક મંજુર કર્યુંછે, તેને માટે ઘણા આભારી છીએ.

| | |
|---|---|
| લીંબડી.<br>નવેમ્બર ૮૮. | ડાહ્યાભાઈ વેણીરામ મહેતા.<br>મયાશંકર બાઘાભાઇ વ્યાસ.<br>મોહનલાલ જેસિંગભાઇ બારોટ<br>કર્ત્તા. |



# અનુક્રમણિકા.

3573

# નિબંધ લખવા વિષે સૂચના.

૧ સાધારણ ચીઠ્ઠીથી માંડીને મોટા ગ્રંથ લખવા સુધીની બાબત નિબંધમાં આવી જાયછે. ચીઠ્ઠી, કાગળ, અરજી, લેખ વગેરે બાબતો પ્રથમ સંભાળથી લખવાનો મહાવરો થયા પછી વાંચન ચોપડીઓમાં આવી ગયેલી બાબતો વિષે ટુંકા ટુંકા નિબંધ લખવાનો રિવાજ રાખવો, ને તેમાં ધીમે ધીમે સુધારો થયા પછી તે બાબતો પોતાની શક્તિ પ્રમાણે વિસ્તારથી વર્ણવવી.

૨ નિબંધ લખવામાં પોતાના મનના વિચાર, અને ભાષા; એ બંનેપર વિશેષ લક્ષ દેવાનું છે, અને તેમાં પણ ભાષા ઉપર વધારે. ઉંચા ધોરણની પરીક્ષામાં જે નિબંધ લખાવવામાં આવે છે તેની મતલબ એજ છે કે વિદ્યાર્થીઓને ભાષા લખતાં કેવી આવડે છે. વિષયની મતલબ ઉપર એનાથી બીજે નંબરે ધ્યાન અપાય છે.

૩ ભાષા સારી રીતે લખવામાં વાક્યરચના, અક્ષર, જોડણી, અને ચિન્હ; એ ચાર બાબત ઉપર સંપૂર્ણ ધ્યાન દેવાનું છે, કેમકે પરીક્ષામાં એ બાબતો ઉપર જો બરાબર નજર રાખી હોય તો નાપાસ થવાની બીક રહેતી નથી.

૪ વાક્યરચના કરવામાં વ્યાકરણ દોષ ન આવે, તેવી શુદ્ધ ગૂજરાતી ભાષા લખવી. તેમાં બનતા સુધી સંસ્કૃત, ફારશી, વગેરે પર ભાષાના, કે કાઠિઆવાડી, સુરતી વગેરે પ્રાંત ભેદના શબ્દ વાપરવા નહીં. (૨) કૉપીની પેઠે ચીપી ચીપીને અક્ષર લખવાની જરૂર નથી, પણ સફાઇબંધ, ડાઘા વગરના, સ્પષ્ટ અને ડોળ વગરના લખવા જોઈએ. (૩) જોડણી અને ચિન્હ માટે વાંચનમાળાની ચોપડીઓ તથા બીજાં વિદ્વાન વર્ગે બનાવેલાં પુસ્તક ધ્યાન દઇને વાંચવાં. ચિન્હમાં અલ્પવિરામ (કામા) અને પૂર્ણવિરામ (ફૂલસ્ટૉપ) ઉપર વધારે લક્ષ દેવું.

૫ ઉપર ભાષા વિષે વાત આવી ગઇ, હવે પોતાના મનના વિચાર વિષે બોલીએ. વિચારનો આધાર મુખ્ય ત્રણ બાબત ઉપર રહેલો છે. (૧) વિષયનું જ્ઞાન. (૨) અનુભવ. (૩) બુદ્ધિ. એ ત્રણ બાબતમાં હોશિઆરી મેળવવાને માટે સારાં સારાં પુસ્તકો, ચોપાનીઆં તથા વર્ત્તમાનપત્ર વગેરે વાંચવાં; વિદ્વાન માણસો સાથે સમાગમ કરી તેમની પાસેથી જ્ઞાન મેળવવું; અને દરેક બાબતપર વિચાર કરવાની ટેવ રાખવી.

૬ નિબંધ લખતા અગાઉ, આપેલા વિષય સંબંધી પાછલી ચોપડીઓમાં આવી ગયેલી કવિતા, પાઠ; અને સત્સંગ દ્વારાએ જે અનુભવ થયો હોય, તે બધું સંભારી જવું. પછી તે વિચારોના બરાબર ભાગ પાડી, દરેક ભાગનું ખપ જોગું વર્ણન શુદ્ધ ભાષામાં લખવું. દરેક લખાણની બાબતમાં પોતાના વિચારના ભાગ પાડવા, એ બહુ જરૂરનું છે.

૭ હરકોઇ નિબંધના ઘણુંકરીને ૩ મુખ્ય ભાગ પાડી શકાય. (૧) વર્ણનરૂપ. (૨) વાર્તારૂપ. (૩) વિવેચનરૂપ. જેમાં કોઇ જોયેલી, સાંભળેલી અથવા કલ્પેલી વસ્તુ વિષે લખવાનું હોય તે વર્ણનરૂપ. જેમ ગામ, બાગ, ઝાડ, જનાવર વગેરે; જેમાં કોઈ જોએલા કે સાંભળેલા બનાવ કે કારખાનાં સંબંધી લખવાનું હોય તે વાર્તારૂપ. જેમ રેલવે, અમુક લડાઇ, હુનરી કારખાનાં વગેરે; અને જેમાં કોઇ બાબતના સારા નરસાનો નિશ્ચય કરવાનો હોય તેને વિવેચનરૂપ નિબંધ કહેછે. જેમ સત્ય, ઉદ્યોગ, પરોપકાર, ગૌશિતળા, લાઇબ્રેરી વગેરે. દરેક નિબંધમાં ઘણું કરીને આ ત્રણેરૂપ ભળેલાંજ હોયછે; તોપણ તેમાંની બાબતના પ્રાધાન્ય ઉપરથી તેને ઉપલા ત્રણ વર્ગમાંથી એકનું નામ આપી શકાય; માટે આપેલો વિષય એ ત્રણ રૂપમાંથી કયા મુખ્ય રૂપે વર્ણવવાનો છે, તે પ્રથમથી વિચારવું; અને પછી તે મુખ્ય રૂપના પેટામાં બાકીનાં બે રૂપ ભેળવવાથી નિબંધ સારો બનશે.

૮ વર્ણનરૂપ નિબંધ લખવામાં કોઈ જગા કે ગામનું વર્ણન માગ્યું હોયતો, તેમાં આ પ્રમાણે મુખ્ય પેટાં પાડી શકાય. (૧) તે સ્થળનું નામ તથા તે ક્યાં, કેવી જગાપર આવેલું છે તે. (૨) તેનો આકાર, વિસ્તાર, વસ્તી, માપ વગેરે. (૩) તેની આજુબાજુની પેદાશ, હવા, પાણી, જમીનનો ગુણ વગેરે. (૪) ગામ કે જગાની અંદરના ભાગનું વર્ણન. જેમકે જોવા જેવાં મકાન, કારખાનાં, બાગ, દેરાં વગેરે. (૫) તે જગાના લોકોની જાત, ધર્મ, રીતભાત વગેરે. (૬) તે જગાનો પ્રાચીન અર્વાચીન કાંઇ ઇતિહાસ, કે દંતકથા હોય તે. આ ચોપડીમાં આવેલા અમદાવાદ, બગીચો વગેરે નિબંધ આ રીતે લખેલાછે.

ल.—કોઇ જાનવર વિષે વર્ણન માગ્યું હોય તો. (૧) તેનો આકાર, કદ, બળ, ઝડપ વગેરે. (૨) કયા દેશના કયા ભાગમાં કેવી હવામાં થાયછે, તથા સાધારણ છે, કે નવાઇનું તે. (૩) તેનો સ્વભાવ, રીતભાત, તેને પાળવા કે પકડવાની રીત, અને બીજા દેશમાં શી રીતે રહી શકે વગેરે. (૪) માણસને શા કામમાં આવેછે. ખેતી અશ્વારી, ભારબરદારી વગેરે; તથા તેના કોઈ અવયવ જેમકે દાંત, વાળ વગેરેનો ઉપયોગ થતો હોય તે. (૫) તેની અસલની તથા હાલની સ્થિતિનું કંઈ વર્ણન અને છેવટ.

क.—કોઇ ઝાડ વિષે લખવું હોય તો. (૧) તેનો આકાર, કદ, રચના, ઉછેરવાની રીત વગેરે, (૨) કયા દેશમાં કેવી રીતે થાયછે. (૩) તેનો ઉપયોગ. લાકડાં, રેસા, પાંદડાં, ફળ વગેરેનો. (૪) તે ઝાડ વિષે કંઈ વિચિત્રપણું હોય તે, અને છેવટ.

૯ વાર્તારૂપ નિબંધ લખવામાં કોઈ બનાવ વિષે લખવું હોય તો તે બનાવ જે અનુક્રમે બની ગયો હોય તે પ્રમાણે લખી જવો. જેમ (૧) આ બનાવ બનતા અગાઉ કેવી હાલત હતી, અને પાછળથી તેમાં સુધારો વધારો કોણે શી રીતે કર્યો તે. (૨) તેનું થયેલું પરિણામ, દેશને લાભ વગેરે. (૩) તેમાં હજુ રહેલી ખામી ને તેના ઉપાય. (૪) છેવટ બોધ. હિંદની પડતી, પ્રદર્શન, શહેર સુધારો, ઘડિઆળ વગેરે આ જાતના છે.

ब.—કોઈ હુન્નરી કારખાનાનું વર્ણન માગ્યું હોય તો. (૧) એ સંચો બન્યા અગાઉ કેમ ચાલતું. (૨) એમાં સુધારો કરવાનો વિચાર કોણે, કયારે, શી રીતે ઉઠાવ્યો. (૩) તેની રચના. (૪) હજુ કયા સુધારાની જરૂર છે. (૫) તેથી થતા લાભ. વેપાર, મુસાફરી, કે બીજા. (૬) તેના સામી તકરારો અને તેના રદીયા તથા છેવટ બોધ.

રેલવે, છાપખાનું, તાર વગેરે આ જાતના છે.

૧૦ વિવેચન રૂપ નિબંધ જૂદી જૂદી જાતના હોય છે તેથી તેમાં અમુક નિયમ અપાતો નથી, તોપણ સામાન્ય રીતે આ પ્રમાણે ભાગ પાડી શકાય. (૧) આપેલા વિષયની વ્યુત્પત્તિ, વ્યાખ્યા, અર્થ વગેરે. (૨) તેના ફાયદા અને તે સાબિત કરવાના પૂરાવા,

દૃષ્ટાંત વગેરે. (૩) સામી તકરારો કઇ કઈ છે (પૂર્વપક્ષ), અને તે તોડવાના ઉપાય. (૪) તે બાબત ન હોવાથી થતાં નુકસાન. (૫) તે વિષે અગાઉના વખતમાં કેમ ચાલતું તેના પૂરાવા. (૬) છેવટ બોધ. સત્ય, પરોપકાર, આરોગ્યતા, પુનર્લગ્ન વગેરે નિબંધ આ જાતના છે. આવા નિબંધ લખવામાં આ ચોપડીમાં આપેલી કહેવતો, શ્લોક અગર તેની મતલબ, અને બીજાં દૃષ્ટાંત યાદ રાખવાં.

૧૧ દરેક નિબંધમાં ઉપર પ્રમાણે મથાળે પેટાં પાડી, દરેક પેટાવાર જૂદા જૂદા પેરેગ્રાફથી ઘટતું વર્ણન શુદ્ધ ભાષામાં લખવું.

કર્ત્તા.



# વ્યવહારોપયોગી નિબંધ સંગ્રહ.

मुकं करोति वाचालं, पंगुलङ्घयते गिरिम्
यत्कृपा तमहं वन्दे, परमानन्द माधवम्

## પરમેશ્વર છે.

પરમેશ્વર બધેછે, પણ તે દેખાતો નથી. જેમ પવન દેખાતો નથી, પણ તેની અસરથી તે છે, એમ જણાયછે; તેમ પરમેશ્વરનાં કરેલાં કામથી તેનું હોવાપણું સાબિત થાયછે. કોઇ પણ કાર્ય તેના કર્ત્તાવગર બની શકતું નથી; એ નિયમ પ્રમાણે આ બધી સૃષ્ટિ પેદા થઈ છે. તો તેનો કોઇ કર્ત્તા હોવો જોઇયે, એમ દરેક માણુસના મનમાં વિચાર ઉઠે છે. આપણે જંગલમાં જઈએ છીયે, તો ત્યાં ઝાડ, વેલા, ઘાસ, પ્રાણી વગેરે જોઈએ છીયે. એક ઝાડનું પાંદડું લેઇને તપાસીએ તો, તેની અંદર ગમે તેવા હોશિઆર કારીગરથી ન થઈ શકે તેવી જાળી બનેલી હોય છે. તેના ફળની અંદર ખારો ખાટો સ્વાદ, બીયાંની બનાવટ, રંગ વગેરે કોઈથી બની શકે તેમ નથી,' એ આપણે કબૂલ કરવું જોઈએ. એક ઘાસનું તરખલું લેઈએ, તેમાં પણ અપાર યુક્તિ માલમ પડે છે. વળી ત્યાં કીડીઓનાં દર તરફ નજર કરીયે તો, હજારો કીડીઓ મોજમઝા કરતી હોય એમ જણાય છે. એ પ્રમાણે જંગલનાં ઝાડ તથા જનાવરોને ઉછેરવાને કયો માણુસ રહેલો છે ? પેલો સર્વ વ્યાપક પિતા, જેણે આપણને જન્મ આપ્યોછે, જે હમેશાં બધાને પાળે છે, જે મહા સંકટોથી બચાવેછે, અને જેણે આખી સૃષ્ટિ રચીછે; તેજ તેનો પેદા કરનાર અને પાળનાર છે. આકાશમાં સૂર્ય, ચંદ્ર અને તારા જુઓ, કે જેના તેજ આગળ કૃત્રિમ તેજ ઝાંખું પડયા વગર રહેજ નહીં. કરોડો દીવા કર્યા હોય, પણ સૂર્ય ઉગ્યો કે, તે ઝાંખા પડેછે. તે તેજના ગોળાઓ રાત્ર દિવસ નિયમિતપણે ફર્યા કરેછે. એ ઉપરથી પણ આપણે વિચારવું જોઇયે કે એ મહાતેજસ્વી ગોળાઓને પેદા

કરનાર અને નિયમિતગતિઆપનાર કોઇ હોવો જોઈયે, એટલુંજ નહીં પણ તે ગોળાઓની જે શક્તિ છે, તેના કરતાં એના કર્ત્તાની અદ્ભૂત શક્તિ હોવી જોઇયે. સમુદ્રને સીમામાં રાખેછે, પૃથ્વીને પણ નિયમિત ગતિ આપીછે, અને જેને જ્યાં માફક આવે એવી રીતે જનાવર તથા માણસને ઉત્પન્ન કર્યા છે. વળી તેમનાં શરીરની રચના પણ તેના કર્ત્તાની અદ્ભૂત કારીગરીનો નમુનો છે. આ ઉપરથી સમજવું જોઈએ કે; પૃથ્વી, પૃથ્વીપરનાં પ્રાણી પદાર્થો, અને તમામ આકાશી ગોળાઓ, એ બધાનો કર્ત્તા, તે સર્વ કરતાં પણ વધારે શક્તિમાન હોવો જોઈએ, અને તેની શક્તિથીજ આખું બ્રહ્માન્ડ નિયમિત પણે પોતપોતાનું કામ બજાવ્યા કરેછે. જો એક હલકું કામ કરવાને પણ તેનો કર્ત્તા જોઈએ છીએ, તો આવાં મહાભારત કામો એની મેળેજ થાય, અને તેનો બનાવનાર કોઈ નથી, એમ માનવું એ કેટલી મૂર્ખાઇ ? તમે ગમે તેવા ઉપાય કામે લગાડશો, તો પણ તેને પ્રત્યક્ષ દેખવાના નથી, પણ તેના અદ્ભૂત ચમત્કારો, તમારી નજર આગળ એક નહીં પણ અનન્ત છે, અને એજ તેના અસ્તિત્વ (હોવાપણા)ની પૂરેપૂરી સાબિતિ છે.

ઇશ્વરને માનવો કે ન માનવો, એ સૌ સૌની બુદ્ધિ ઉપર આધાર રાખેછે. પણ બંને મતમાં માનવો, એજ ઉત્તમ માર્ગ છે. ધારો કે તમારાં કામનો જવાબ લેનાર કોઇ નથી, તો માનેવાથી નુકસાન નથી; અને જો જવાબ લેનાર હશે, તો માનવાથી ઘણો લાભ થશે.

---

## સંપ.

સંસ્કૃતમાં સંપને માટે સ્નેહ શબ્દછે. સંપ એટલે હળીમળીને રહેવું. એથી ઉલટો શબ્દ કુસંપ.

" તનરોગી શિર શત્રુતા, ધન આવે ને જાય;
પણ જો સંપ કુટુંબમાં, શીતળ રહે સદાય. "

આ દુનિઆની શરૂઆતમાં માણસો એક બીજાથી બીતાં અને સંપનો સ્વાદ ચાખ્યો નહોતો ત્યાં સુધી તેઓને ખાવાને અન્ન, ઓઢવા પહેરવાને વસ્ત્ર, રહેવાને ઘરબાર, અને બીજી કોઈ જાતની

સમૃદ્ધિ તેમની પાસે નહોતી, અને કદાચ હોત, તો પણ તેનું રક્ષણ કરવા જેટલો સંપ નહોતો. તેઓ ફળ ફુલ ખાતા અને ઝાડની છાલો ઓઢતા પાથરતા; એ પ્રમાણે તડકો, ટાઢ, અને વરસાદ વગેરેનાં દુઃખ તેઓને સહન કરવાં પડતાં, પણ જેમ જેમ તેઓ, એક એકના સંબંધમાં આવતાં ગયાં, તેમ તેમ સંપ વધતો ગયો, બધાની મહેનત અને વિચાર સંપને લીધે જોડાયા, અને તેથી હાલ સંરક્ષણની સાથે કેવી સુખી હાલતમાં તમે છો, તે વિચારો. એ બધુ સંપથીજ થયું છે. સંપના ફાયદા ખુલ્લાજ છે. જો ઝાઝાં લાકડાં એકઠાં કરી ભારો બાંધ્યો હોય, કે ઝાઝા દોરા ભેગા કરી દોરડું વણ્યું હોય, અગર ઘણા પત્થર એકઠા કરી એક દિવાલ કરી હોય, કે જંગલમાં ઝાડનો જથ્થો હોય; તેનો વિનાશ કરવો એ મુશ્કેલ છે, તેમજ માણસ જાતનો સંપ, વિનાશને દૂર કાઢી, સદા સંરક્ષણ બક્ષેછે. અંગ્રેજ લોકોની આટલી બધી ચડતી થવાનું કારણ સંપજ છે. કુસંપના સડાથી મોટાં મોટાં રાજ્ય પાયમાલ થયાં છે.

કોઇ માણસ ઘણોજ વિદ્વાન, ડાહ્યો, સર્વ ગુણસંપન્ન, અને લક્ષ્મીપતિ હોય; તો પણ જો તેના ઘરમાં કુસંપ હોય તો તેના દિવસ દુઃખી અવસ્થામાં ગુજરે છે, અને કોઇ દિવસ અતિ ક્લેશથી, તે મરવાને પણ તૈયાર થાયછે. સંપ છોડવાથી આપણાં તમામ હિંદુરાજ્યોને, એક પછી એક મુસલમાનો ગળી ગયા. કૌરવપાંડવ, જે મહારણધીર ગણાતા, તેઓ પણ કુસંપનાજ ભોગ થઈ પડયા અને આખા કૂળને કુસંપરૂપી અગ્નિમાં હોમાવી દીધું.

એક વિદ્વાન કહેછે કે—

**निस्स्नेहाद्राज्यभ्रष्टस्यात्, राजासर्व्वमहीपतिः**

**स्नेहेनवर्द्धते राज्यं, स्नेहाद्विश्वं वशीभवेत.**

અર્થ—એક બીજા સાથે સંપ નહીં રાખવાથી ચક્રવર્તિ રાજાનું રાજ્ય પણ નાશ પામેછે, તેમ સંપ રાખવાથી રાજ્યની વૃદ્ધિ થાય છે, તથા આખું વિશ્વ તાબે થાયછે."

સંપ રાખવો એ જાણે ઈશ્વરી નિયમજ હોય એમ લાગે છે. કારણ કે દરેક વસ્તુ રજકણની બનેલી છે. જો તે રજકણ બધાં છૂટાં છૂટાં હોત, અને ભેગાં ન થઈ શકે તેમ હોત, તો આ દુનિઆમાં

જે જે ચીજો તમે જુઓ છો, અને વાપરો છો. તેમાંનું થાત નહીં. એ રજકણોને સંપ કરવા માટે ઈશ્વરે આકર્ષણ સરજેલું હોય એમ લાગે છે. "સંપ ત્યાં જંપ." એ કહેવત યાદ રાખવી. અને પોતાના ઘરમાં, કુટુંબમાં, જ્ઞાતિમાં, અને દેશમાં જેમ બને તેમ સંપ વધારતા જવું. જો સંપ વધશે તો તમારા સુખમાં હમેશાંનો અખૂટ વધારો થશે.

---

## સદાચાર.

સદાચાર (સં)=(સત્=સારો+આચાર=રીતભાત, ચાલ) સારી રીતભાત આ દુનિઆમાં એવી રીતે ચાલવું કે આપણો જન્મ સુખરૂપે ગુજરે તેને સદાચાર કહે છે. આ લોક અને પરલોકનું સુખ મેળવવામાં આ ગુણ બહુ કામનો છે. હરકોઇ દેશની સારી અગર નઠારી હાલત તે દેશની નીતિ ઉપરથી જણાયછે.

જે માણસ સદાચરણી નથી તેનું જીવતર નકામું છે. મનુષ્ય અને પશુ વચ્ચે ફક્ત તર્કશક્તિનો તફાવત છે. એ શક્તિનો સારો ઉપયોગ કરી માણસ પોતાનો જન્મ સારી રીતે ન ગુજારે તો, તેમાં અને પશુમાં થોડોજ તફાવત રહે છે. સદાચાર એ ચાર અક્ષરનો ટુંકો શબ્દ છે પણ તેમાં ઘણો ગંભિર અર્થ સમાએલો છે. સત્ય બોલવું, પ્રમાણિકપણે ચાલવું, બીજાં પ્રાણીપર હેત રાખવું, પરોપકાર કરવો; જૂઠ, વ્યભિચાર વગેરે દુર્ગુણથી દૂર રહેવું; તેને સદાચાર કહેછે. સદાચરણી મનુષ્યનાં બધા માણસો એકે અવાજે વખાણ કરેછે, સગાંવહાલાં અને પરાયા લોકો ઘણું હેત અને માન રાખે છે, તેનું મન સદા આનંદમાં રહેછે, તેના તરફ દ્વેષની નજરે કોઈ જોતું નથી, સંસારી કામકાજ સુખરૂપે પાર પડે છે, અને સજ્જનનો સમાગમ થઇ, તેને આ ભવ તથા પરભવમાં ઘણું સુખ મળેછે. એક દુરાચારી મનુષ્ય, ગમે તેવો પૈસાદાર કે કુળવાન હશે પણ તેના તરફ લોકો તિરસ્કારથી જોશે, અને તેથી સંસારી કામકાજમાં ઘણી હરકત આવીને તે હેરાન થશે. તેમ સત્સંગ કરવો ગમતો નથી તેથી ધર્મ સંબંધી કે આત્મકલ્યાણનું જ્ઞાન ન થતાં તેને પરલોકમાં પણ દુઃખ પ્રાપ્ત થાય છે.

સદાચરણી કરવાને માટે, બાળકોને નાનપણથી નઠારી સોબત

કરતાં અટકાવવાં જોઈએ. માણુસનું મન દેખાદેખી કામ કરવાનું હોયછે. તેથી મોટા માણુસ કે મા બાપ જેમ ચાલે તેમ નાનાં બાળક પણ વરતેછે. માટે મા બાપે પોતાની સારી ચાલનો દાખલો આપવો જોઇએ. મા બાપના દુર્ગુણથી કે તેમની બીન ધાકથી હેરાન થએલાં બાળકના ઘણા દાખલા જોવામાં આવેછે. સદાચારી મનુષ્ય કેવાં સુખી થાયછે, અને દુરાચારી મનુષ્ય કેવાં દુઃખ ભોગવે છે તેનો વિચાર વારંવાર કર્યા કરવો. અને સદાચારનું મૂળ પગથીયું જે સત્સંગ તે કરવાને માટે તજવીજ કરવી જોઈએ. સંસારમાં સુખી થવાને માટે અને આત્માના કલ્યાણને અર્થે એ ગુણની દરેક મનુષ્યને ઘણી જરૂર છે. માટે એ અખંડ સુખ પ્રાપ્ત કરવા માટે દરેક મનુષ્યે બનતો યત્ન કરવો જોઇએ.

---

## વિવેક.

માણુસ અને બીજાં પ્રાણી વચ્ચે મુખ્ય તફાવત વિવેક બુદ્ધિનોજ છે. અહાર, નિદ્રા, ભય અને મૈથુન. એ ચાર ગુણ માણુસ અને બીજાં પ્રાણીમાં સામાન્ય છે. ફક્ત ઉપર કહેલી ઉત્તમ શક્તિ વડેજ માણુસનું શ્રેષ્ટપણું મનાય છે. એ ગુણ દુનિઆદારીમાં બહુ કામનો છે. એનાથી મહાન કાર્યો પાર પાડી માણુસ દુનિઆનો ફેરો સુખ કારક રીતે પાર પાડે છે. વિવેક રાખવાના જૂદા જૂદા પ્રકાર છે. ગૃહવિવેક, વાણી વિવેક, ખર્ચ વિવેક અને પોતાના સંબંધમાં આવતા બરોબરીઆ, મોટા કે હલકા દરજ્જાના માણુસો સાથે વરતવાના વિવેક, એ મુખ્ય વિવેક છે. ગૃહવિવેક એટલે ઘરની શોભા વધે તેને માટે સારી રીતે વરતવાના નિયમ રાખવા તે. આપણે ઘેર કોઈ પરોણો આવે તો તેને યથાયોગ્ય માન આપી બરાબર બરદાશ કરવી, અને તેને કામકાજમાં બનતી મદદ આપી જતી વખતે માન આપવું. તેમ આપણે ત્યાં આવનાર મોટા માણુસ, મિત્ર, અને હલકી પાયરીના સાથે રીતસર વાતચીત કરી તેને પ્રસન્ન ચિત્તે વિદાય કરવો અને ઘરનાં બૈરાં છોકરાં પણ તેને યોગ્ય સત્કાર આપે, એ ગૃહવિવેક છે. પોતાની પેદાશ ઉપર નજર રાખી ખર્ચ ખુંટણ કરવું કે વૈભવ ભોગવવો. એ ખર્ચ કરવાનો વિવેક છે. પોતાને ઘેર આવનાર મનુષ્ય જોડે અગર રસ્તે જતાં મળતા મનુષ્યો સાથે તેમ-

ના અધિકાર તરફ વિચાર કરીને મધુર વાણીથી બોલીને તેમને ખુશી રાખવા, અને અભિમાન કે મોટાઇના શબ્દ ન બોલવા, તેમ તોછડાઇના શબ્દ ન વાપરવા, એ વાણીવિવેક છે. એ પ્રમાણે આ સંસારમાં કામ પ્રસંગે રાખવાના જૂદા જૂદા વિવેક છે, એથી માણસનું મન હમેશાં સુખચેનમાં રહે છે. અને સંસારી કામકાજ સરળ રીતે પાર પાડીને તે સુખી થાય છે. જૂદા જૂદા સ્વભાવના અને જૂદી જૂદી પાયરીના માણુસ આપણી સંગતમાં આવે, એ બધા જોડેજ આપણે સારો મેળ રાખી શકીએ, એમ બનવું એ ઘણા અનુભવ અને વિચારનું કામ છે. તોપણ એટલું તો ખરૂં છે કે યથાયોગ્ય માન દઇ સલુકાઈથી વરતતાં હરકત આવશે નહીં. બાળકોના રક્ષણ કર્તા અને શિક્ષકોએ આ બાબત ઘણી કાળજી રાખી વર્त्तવું જોઇયે, કેમકે બાળકોને વિવેક શીખવાનું સ્થળ એજ છે. કેટલાંક ખાનદાન ઘરનાં બાળક, ચાકર નોકર અને બૈરાં વગેરે, બોલવા ચાલવામાં અને બીજો વિવેક રાખવામાં ચતુર હોયછે, તેનું કારણ તે ઘરના વડીલોની સારી રીતભાતજ છે. એક અવિવેકી માણસ પોતાના સંબંધી, અને પરાયા માણુસ સાથે મેળ રાખી શકતો નથી, તેના ઘરનાં છોકરાં વગેરે પણ એવાંજ નીવડેછે, અને તેનો પૈસો કે વૈભવ ભોગવવાને માટે તેને ઘણી હરકતો આવી પડે છે. વિવેકની ડગલે ડગલે જરૂર પડેછે, અને તે અનુભવ તથા સત્સંગથી શીખી શકાય છે. માટે એ બાબત ધ્યાન રાખવું જોઈયે. આપણા શાસ્ત્રમાં પણ એ ગુણની કેટલી મોટાઇ માનેલી છે. ? **"विवेको दशमो निधि."** એટલે વિવેક એ દસમો સાગર છે.-વળી વૃદ્ધ ચાણાક્ય કહેછે કે—

**महाफलंभवत्येव, स्वल्पद्रव्ययात्नृणाम्**
**विवेकान्नश्यतिदुःखं, विवेकीकस्यनप्रियः !**

અર્થ—" વિવેકી માણુસને થોડું ખર્ચ કરવાથી પણ ઘણું ફળ મળે છે. વિવેકથી દુઃખ નાશ પામે છે, કહો વિવેકી માણુસ કોને પ્રિય નથી લાગતો! મતલબકે બધાને વાહાલો લાગેછે."

---

## નમ્રતા.

નમ્રતા એટલે નમ્રપણું અથવા વિનય. "શામળ વિદ્યાવશિક;

રણુની વિનય વિષે વાસો વસે. ” શામળકવિ કહે છે કે, આ દુનિઆમાં એક બીજાને વશ કરવાની વિદ્યા; મંત્ર, જપ કે ધ્યાનમાં નથી, પણ વિનયમાંજ છે.

જેમ જેમ આપણે પૂર્ણ આબાદીએ ચડતા જઈએ, તેમ તેમ આપણી સર્વ સમૃદ્ધિ વધતી જાય છે. છતાં તે વખતે અભિમાન ઘટાડી, વિનયનો વધારો કરવો. જેમ આંબાનું વૃક્ષ, જ્યારે તેના ઉપર કેરીઓ હોતી નથી ત્યારે ઉંચુ હોયછે, પણ જ્યારે તેનાપર ફળ આવે છે, એટલે પોતે સમૃદ્ધિવાન થાય છે, અને લોકોને તેની ગરજ પડે છે ત્યારે, તે ઉંચુ અક્કડબાજ ન રહેતાં ઉલટું નીચું નમેછે. એવીજ રીતે વિદ્વાન અને પૈસાદારે કરવું જોઇયે. મૂર્ખ માણુસ અને સૂકું લાકડું, એ કોઇને નમતાં નથી; પણ વિનય તો જનસમૂહમાં એક ભૂષણ છે. લાખો રૂપિઆના અલંકાર ધારણ કર્યા હોય, વિદ્વાન હોય, રાજ્ય વગેરેનું માન હોય, પણ જો સૂકા લાકડાના ઠુંઠાની માફક અક્કડ રહેતો હોય, તો તેનો કોઇ આદર કરતું નથી. એથી ઉલટું જે માણુસમાં વિનય હોય છે, તેને રાજા, રંક, શત્રુ, મિત્ર વગેરે બધા ચાહેછે, અને કોઇ તેનો દ્વેષ કરતું નથી. તેની આબરૂ દુનિઆમાં વધતી જાયછે, અને નમ્ર સ્વભાવને લીધે તે આડે રસ્તે દોરાતો નથી. જેનામાં વિનય નથી, એ માણુસ કોઈના સંબંધમાં આવે છે તો અકારો લાગે છે. તેની આબરૂ ઘટેછે, અને બને ત્યાંસુધી કોઇ તેની સોબત કરતું નથી. વિનય પ્રમાણે બોલવું કે વિનય પ્રમાણે ચાલવું એ આપણું સદાચરણ છે. તમારા ઉપરી, શિક્ષક, કે પરોણા સાથે નરમાશથી વરતતાં એક કોડીનું પણ ખર્ચ થવાનું નથી, અને એથી તેઓ કેટલા રાજી થશે તેનો વિચાર કરો. નાનાં બાળક વિનયી થતાં ખુશામત ખોર ન થઈ જાય, તેને માટે તેમના વડીલોએ પૂરતું ધ્યાન આપવું જોઇયે. કારણ કે બાળકને વિનય શીખવવાનું સ્થળ તેમના વડીલોજ છે. છેલ્લું એટલુંજ કહેવું બસ છે કે, વિનયવાળો માણુસ, દેશમાં અને પરદેશમાં, જાતિલા અને પર નાતિલા સાથે સલાહ સંપથી રહી શકેછે. અને પોતે ગમે તેવી જગાએ સુખી હાલત ભોગવી શકે છે.

**नमंति फलिनो वृक्षा, नमन्ति गुणिनो जनाः**

## शुष्क काष्टं चमूर्खश्च, ननमन्ति कदाचन.

## સત્ય.

આપણા મનમાં જે વાત ખરી લાગતી હોય, તે કહેવી તેને સત્ય કહે છે. સાચના સમાન બીજો ઉત્તમ ગુણ આ દુનિઆમાં નથી; જે પરમેશ્વરને પ્રિય અને મનુષ્યનાં વ્યવ્હારીક કામમાં ઘણો કિમતી છે. એના ઉપર આખી સૃષ્ટિનો આધાર છે. જો માણસો એક બીજાને ખરી બીના ન જણાવતાં ખોટુંજ બતાવ્યા કરે તો દુનિઆનો વહેવાર અટકી પડે અને ઈશ્વરી કોપ થયા વગર રહે નહિ એ પરથી જણાય છે કે સાચ એજ આ લોક તથા પરલોકના સુખને માટે ઉત્તમ છે.

ચાણાક્યરૂષિ કહે છે કે—

**सत्येनधार्यतेपृथ्वी, सत्येनतपतेरवि ।**
**सत्येनवातिवायुश्च, सर्वंसत्येप्रतिष्ठितम् ॥**

અર્થ—સત્યવડે પૃથ્વીની સ્થિતિ છે, સૂર્ય તપે છે, વાયુ વાય છે, એમ બધી વસ્તુ સત્યમાંજ રહેલી છે.

એક બાળક જેનામાં અંગ જ્ઞાન રહેલું છે, તેને જો કોઇ વાત પૂછી જોઈશું તો સત્યજ કહેશે. એથી એમ જણાય છે કે સત્ય એજ સ્વાભાવિક છે. જે માણસ સાચું બોલે છે, તેના મનમાં કોઈ જાતનો દુર્વિચાર આવતો નથી. બધા માણસ સાથે તે સરખી રીતે માનપાન પામી શકેછે. કોઇ તેનાપર અદેખાઈ કરતું નથી. તેનાં દુનિઆદારીનાં કામ કરવાને પુષ્કળ મદદગારો આવી મળે છે. તેનો આત્મા હમેશાં આનંદમાં રહે છે. તેની દરિદ્રાવસ્થા હશે તોપણ તે મોટા મોટા અમીરોમાં માન પામી શકશે. એ ગુણ સ્વાભાવિક હોવાથી, એમાં બીજી ગોઠવણી કે વિચાર કરવાની મહેનત પડતી નથી. કહો ભાઇ? સાચું બોલનારના સુખનો પાર છે?

કેટલાક અજ્ઞાન માણસ ધારે છે કે સત્યનો વખત નથી. આવા કળીકાળમાં જો સત્ય બોલવા જઇએ તો વધારે હેરાન થઇએ. "સાચા બોલો સગી માયે માર્યો." વગેરે રદીઆ આપી સત્યનું ખંડન કરે છે, પણ એવા માણસ જો ઉંડા ઉતરી વિચાર કરે તો તુર્ત

માલમ પડશે કે, આખરે સત્યજ તરે છે અને સત્યવાદીજ આખરે સુખી થાય છે. અયોધ્યાના પ્રતાપી રાજા હરિશ્ચંદ્રને, યુધિષ્ટરને, અને રામચંદ્ર જેવાને સત્યને માટે કેટલુ બધું દુઃખ ખમવું પડયું, તે ઘણા જણ જાણતા હશે. પણ આખરે સત્યની ફતેહ થઇ ને તેઓ ઘણું સુખ પામ્યા. તેમજ ગ્રીક મહાન પુરૂષ સોક્રેટીસને પણ ઘણું દુઃખ પડયું. તેનો સત્યબોધ અજ્ઞાનોને ઉલટો લાગ્યો. તેઓ તેને નીંદવા લાગ્યા અને આખરે તકેંટ કરી કેદમાં નંખાવ્યો. તોપણ તેણે પોતાની ટેક ન છોડતાં હિંમત રાખી. છેવટે ઝેર પાઈને મારી નાંખ્યો, તે વખત પણ ડગ્યો નહીં. પણ જુઓ પાછળથી તે ગ્રીસના એક મહા પુરૂષ તરીકે પંકાયો ને બધા લોક તેનાં વખાણ કરવા લાગ્યા.

ચાંદરણાના અજવાળાની પેઠે, જૂઠ પણ થોડા વખતનીજ ટાપટીપ છે. જે માણસને જૂઠું બોલવાની ટેવ છે, તે પણ એક દિવસમાં જૂઠ કરતાં સાચું વધારે વખત બોલે છે. જૂઠું બોલી થોડી વાર ફાવી જાયછે, પણ આખરે પકડાઈ જઇને અપમાન પામે છે. જૂઠા માણસને નિરાંત મળતી નથી. એક ગુનો છૂપાવવાને ઘણા ગુના કરવા પડેછે, અને લોકોમાં નીંદાયછે. સાચાને વખતે સજા થાય તો પણ થોડી થાયછે; અને બીજા લોકો માન આપે છે. જૂઠો માણસ સાચું બોલે, તો પણ તેનો કોઈ વિશ્વાસ રાખતું નથી. "સત્યમેવજયતિ" એ મહાવાક્ય અક્ષરે અક્ષર ખરૂંછે.

છેવટે એટલુંજ કે જેમ બને તેમ સત્સંગ વગેરેથી જૂઠ તજવી, ભૂલચૂક કરવામાં સંભાળ રાખવી, અને ગમેતેવો પ્રસંગ માથે આવી પડે તો પણ સત્યજ બોલવું. બાળકોને નાનપણથી સત્ય બોલાવવાપર નજર રાખવી, કે મોટપણે તેઓ સુખી થાય. સત્ય એ ખરા કુલીનનું, અને અસત્ય એ હલકા માણસનું ભૂષણ છે.

---

## દયા.

કોઇ પ્રાણીને દુઃખી હાલતમાં જોઈ તેના વિષે આપણા મનમાં લાગણી થવી તેને દયા કહે છે. દયાને સઘળા ધર્મમાં ઉત્તમ ગણી છે. એનાથીજ બધાં પરોપકારનાં કામ થઈ શકે છે. જે માણસના મનમાં દયાનો જરા પણ અંશ નહીં હોય એવું ભાગ્યેજ બનશે. પાપીમાં પાપી માણસ પણ કોઇ વખત એવો પીગળી જશે

કે તેવું કદી ધાર્યામાં આવે નહીં. તો એ ગુણ માણસ માત્રમાં ઇશ્વરે થોડો ઘણો મૂકેલો છેજ કે, જેથી દુનિઆનો રેંટ બરાબર ચાલી શકે છે. જો માણસો એક બીજાના સુખે સુખી અને દુઃખે દુઃખી ન થાય તો, પોતાને હાથેજ પોતાનું સુખ ખુએ. કેમકે ઈશ્વરે બધાની સ્થિતિ સરખી કરી નથી. કોઇ તાલેવર, કોઇ ગરીબ, કોઇ સુખી, વગેરે જૂદી જૂદી હાલતનાં માણસ દુનિઆમાં વસે છે. હવે જો એક બીજા તરફ દયાની નજરથી ન જોઇ, તેમનું દુઃખ ન ટાળે તો તેમની હાલત કેવી થાય તેનો વિચાર કરો ?

કેટલાક માણસો એવા ક્રુર હોય છે કે તેમને બીજા માણસ ગમે તેટલા કાલાવાલા કરે તે નજરમાંજ આવતા નથી, ને ઉલટો ધિક્કાર આવે છે, પણ એવા માણસો જ્યારે ખરેખરા દુખના પંઝામાં સપડાય છે, ત્યારેજ તેને દયા કરવા કરાવવાનો ખરો અનુભવ થાય છે. એ ગુણ એવો છે કે એથી દુનિઆનો વહેવાર સુખરૂપે ચાલી શકે.

એક રૂષિ કહેછે કે—

**दयया वर्द्धते धर्मः, दया पापनिकृन्तनि**
**द्रव्यं विना भवत्येव, सर्वेषां कर्मणां फलम् ॥**

અર્થ—દયાથી ધર્મ વધેછે, દયાથી પાપનો નાશ થાયછે, અને પૈસા વગર પણ બધાં કર્મનું શુભફળ એથી મળેછે. એક માણસને સુખી જોઇને આપણે સુખી થઈએ, અને દુઃખી જોઇ દિલગીર થઈએ, તે વખતે આપણને સારી હાલતમાં જોઈ ઇશ્વરનો પાડ માનવાનું સૂઝે છે. વળી માણસની ચડતી પડતી ચાલી જાય છે, માટે ચડતીમાં ફૂલાવું નહીં, અને પડતીમાં ગભરાવું નહીં, એવો બોધ મળે છે. આપણે એક બીજાને મદદ ન કરીએ તો આપણી પણ એવી માઠી હાલત થશે એમ ભય લાગી, સુકાર્ય કરવા તરફ વલણ થાય છે, માટે દયાળુ સ્વભાવ બહુ કામનો છે.

કેટલાક મૂર્ખ માણસો પોતાનાથી હલકાં પ્રાણી તરફ ધિક્કારની નજરથી જોઇ, તેના દુઃખ વિષે દરકાર કરતા નથી, તેમ પાળેલાં પશુની બરાબર સંભાળ ન રાખતાં દુઃખ દેછે, તથા રમત ગમતમાં દુખ દે છે. એ બધું પાપી કામ છે. ઇશ્વરે તેને સુખી

થવા માટે કેવી રચના કરી છે, તે તરફ જો આપણું લક્ષ દોડે તો તુર્ત આપણી દયાની લાગણી તેના તરફ થયા વગર રહે નહીં. ઈશ્વરે જ્યારે તેમનું દુઃખ ટાળવાને ઉપાય સરજાવી મૂક્યા છે, તો આપણે તેમના તરફ શા માટે ક્રૂર નજરે જોવું જોઇએ? આપણને કોઇ જાતની પીડા થતાં જેવું દુઃખ થાય છે. તેવુંજ બીજાં પ્રાણીને પણ થાય.

દરેક ચેતન પ્રાણીપર સમભાવ રાખી માયાળુપણે વરતવાથી દયાની લાગણી ઉત્પન્ન થાયછે, માટે એ પ્રમાણે દરેક જણે વરતવું જોઇયે. કેમકે બધાંનો બનાવનાર સર્વ શક્તિવાન પિતા એકજ છે.

દયા એ ડાકણરૂપ ન થાય, એને માટે સંભાળ રાખવી જોઇયે. પાત્ર જોઈને દયા કરવી એજ ઉત્તમ છે. એક ગુનેહગારને બચાવવા ખાતર તેનાપર દયા લાવી કોઈ પણ જાતનો યત્ન કરવો એ દયા કહેવાય નહીં પણ ઉલટું પાપ છે. તુલસીદાસ કહે છે કે

" દયા ધર્મકો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડિયે, જબલગ ઘટમેં પ્રાન."

## પરોપકાર.

પરોપકાર (સં)=(પર=પારકો + ઉપકાર=ગુણ, ભલુંકરવું) એટલે પારકાને ગુણ કરવો તે. પરમેશ્વરે બધાં પ્રાણીને સરખી હાલતમાં પેદા કર્યાં નથી, એ કુદરતી કાયદાના બંધારણથી માલમ પડે છે કે, નબળાને સબળાની, ગરીબને શ્રીમંતની, અને મૂર્ખને જ્ઞાનીની જરૂર છે. પરોપકારનો અર્થ એજછે કે પારકાના ઉપયોગમાં આવવું. પછી તે પૈસાવડે, જાત મહેનતે, કે બીજા કોઈ સાધનવડે. આ લોક તથા પરલોકમાં સુખ મેળવવાને પરોપકારી સ્વભાવ બહુ કામનો છે. કોઈ ભૂખે મરતો આવે તો તેને યથાશક્તિ ખાવાનું દેઈ શાન્ત પાડવો, પોતાના કુટુંબ, ગામ કે દેશના નાચાર મનુષ્યોને મદદ કરી, ઉદ્યમે લગાડવા, વધારે શક્તિ હોયતો ધર્મશાળા બંધાવવી, દવાખાનાં બંધાવવાં, નિરાશ્રીત ફંડ કાઢવાં, કેળવણીને ઉત્તેજન આપવું, વગેરે લોકોપયોગી કામમાં પૈસો ખરચવો. પરોપકાર કરવામાં કેવળ પૈસાનોજ ખપછે એમ નથી. જેની પાસે પૈસો ન હોય તેણે પોતાનામાં જે ઉત્તમ ગુણ હોય તે વડે બીજા માણસને લાભ કરવો. જ્ઞાનીએ જ્ઞાન દેવું, હુન્નરીએ હુન્નર શીખવવા, વક્તાએ ભાષણકરવાં, બળવાને

નિર્બળને મદદ કરવી. વગેરે પરોપકારનાંજ કામ છે, પણ એ બધા-માં નિષ્કામ એટલે કંઇ પણ આશા રાખ્યા વગર પરોપકાર કરવો તે ઉત્તમ છે. આપણે બીજાની ગરજ તેટલા માટે તેને ઘેર ફેરા ખાઇએ. અગર તેને ખુશ કરવાને પૈસા સંબંધી ખર્ચ કરીયે, એ કંઇ પરોપકાર નથી. એતો સ્વાર્થી પણું થયું; પણ વગર આશાએ પોતાની ફરજ છે એમ સમજી મદદ કરવી, એજ ખરો પરોપકાર છે. કેટલાક બીકને લીધે દાન કરેછે, કે રખેને અમને શાપ લાગે તેમ કેટલાક, માનને ખાતર કે ઉપરીને સારૂં લગાડવાને કરેછે. એ બધા નિષ્કામથી ઉતરતા છે; જો કે મુદ્દલ પરોપકાર નહીં કરનારના પ્રમાણમાં સારાછે પણ ઉત્તમ તો નહીંજ.

પરોપકાર કરવામાં જાત, ધર્મ કે દરજ્જા તરફ કંઇ જોવાનું નથી, કેમકે સઘળાં એકજ પિતાનાં છોરૂ છે. પણ એમાં પાત્રતાનો વિચાર અવશ્ય કરવો જોઈયે. કોઈને પૈસો આપવાથી તે કેફ કરીને કે નિરૂદ્યમી થઇને બીજાને નુકસાન કરે એમ હોયતો તે ઉલટું પાપ કર્યું કહેવાય. ધર્મ સંબંધી, દેશકલ્યાણ સંબંધી કે ઈશ્વર ધ્યાન સંબંધી કામમાં નિમગ્ન રહેનાર સુપાત્ર પુરૂષોને બનતી મદદ કરવી, એ ખરો પરોપકારછે.

વૃંદકવિ કહેછે કે—

> ભલે બુરે હૂ સૈ કરતુ, ઉપકારી ઉપકાર;
> તરવર છાંયા કરતુહે, નીચ ન ઉંચ બિચાર.

વળી બીજાના હક ડુબાવીને પરોપકારી થવું એ પણ ખોટું છે. કુટુંબ વગેરે, કે જેનો આપણા પૈસાપર હકછે, તેમને પૂરતી રીતે ન પાળતાં, બહાર પરોપકારી કહેવરાવવું, એ પણ ગેરવાજબી છે. કરજ કરી પરોપકાર કરવો, એ પણ અઘટિત છે. પોતાની શક્તિને અનુસરીનેજ તેવા કામમાં હાથ ઘાલવો જોઇયે, નહિતો કંઈ પણ ન કરવું એ ઉત્તમછે. પરોપકારનો ગુણ ઘણોજ ઉપયોગીછે, માટે દરેક માણસે પોતાના ઉત્તમ ગુણ વડે દરેક પ્રાણીને, યથાશક્તિ મદદ દેવી જોઈએ, કે જેથી બંને ભવમાં સુખ મળી, ઈશ્વર પ્રસન્ન થાય.

ચાણાક્ય કહેછે કે—

**परोपकरणंयेषां, जागर्तिहृदयेसताम्**

**नश्यन्तिविपदस्तेषां, संपदस्युःपदेपदे**

અર્થ—જેના હૃદયમાં હમેશાં પરોપકાર વૃત્તિ જાગતી રહેલીછે તેમની બધી વિપત્તિ નાશ પામેછે, અને સર્વ સ્થળે તેમને સંપત્તિ મળેછે.

——o——

## ચિંતા.

"ચિંતાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન."

એકની એક વાતને સંભારી સંભારીને દુઃખી થવું તેનું નામ ચિંતા. આપણા હજારો પ્રયત્ન કરવા છતા કોઈ વાત બગડી ગઈ તો તેમાં કોઈનો વાંક નથી કેમકે **"यत्ने कृते यदि न सिद्धति कुत्र दोष"** એટલે મહેનત કરવા છતાં જો ફતેહ ન મળે તો એમાં કોને દોષ દેવો? નકામું મન બાળી દુખી થવું, મનની સાથે તનનો સંબંધ છે તેથી તેને પણ દુઃખ દેવું, ખાવું ભાવે નહીં, પીવુ સૂઝે નહીં, ઉંઘ આવે નહીં, કોઈ કામ સૂઝે નહીં. કોઇની સાથે વાત ચીત કરવાનું મન થાય નહીં, પોતે જાણે મોટા શોક સાગરમાં નિમગ્ન હોય તેમ દેખાય એટલુંજ નહીં પણ એવી અઘોર ચિંતાથી કોઈ દુષ્ટવ્યાધી પેદા થઇ, વખતે મરણ નીપજેછે. જ્યાંસુધી તેના મનની ચિંતા દૂર થઇ નથી ત્યાં સુધી તે જંગલી જનાવર સરખો લાગેછે, અને તેનાં રૂપ, ગુણ, જ્ઞાન, ચતુરાઇ વગેરે નાશ પામેછે. માટે એ ચિંતા રૂપી બળતી શગડીને, જ્ઞાન કરીને બૂઝાવીશું નહીં, તો આપણું કોમળ કાળજુ બળીને ખાખ થઇ જવાનું. ચિંતા રાખવાથી એવાં એવાં ઘણાં નુકસાન થાયછે.

કોઇ કામ બની ગયું, અગર બનવાનું હોય, તેને માટે ફિકર રાખી, નાહક નુકસાન વેઠવું, તેના બદલામાં હિંમતરાખી યોગ્ય ઇલાજ લેવા એ સરૂંછે. જો યોગ્ય ઉપાય કરવા છતાં પણ સુધરે તેમ ન હોય, તો પછી એ બાબત ઈશ્વરના ભરોસાપર રાખી બેસવું. **"यद्भाविनतद्भावि, भाविचेदनान्यथानच"** એટલે જે થવાનુંછે તે એની મેળે થાયછે, ને જે નથી થવાનું તે કદી થવાનું નથી. આ વાક્ય કેવળ પ્રારબ્ધ માનનારાનું છે તો પણ આ ઠેકાણે જોડવાનું કારણ એજ કે, જે માણસ ચિંતામાં ગરકાવ હોય તેની

ચિંતા દૂર કરવાને આ અગર આવાં બીજાં દ્રષ્ટાંત લેઇએ તો તે ઔષધરૂપ થઈ પડેછે. આ ઉપરથી એમ ન સમજવું કે આપણે બેફિકરા બનવું. જે કામ કરવાનું હોય તે નીતિસર કાળજીથી હિંમત રાખી કરવું. પછી તેનું શું ફળ થશે તેની ગાંડી કાળજી રાખી નાહક દુઃખી ન થવું. કૂમળાં બાળકો અને કોમળ સ્ત્રીઓપર ચિંતાની અસર જલદી થાયછે માટે તેમને ધીરજ રાખવાની ટેવ પાડવી જોઈયે, કે તેઓ પોતાના તન મનનાં નકામાં દુઃખ ભોગવે નહીં.

——oOo——

## ખુશામત.

ખુશામત, એ ફારસી શબ્દ છે. કોઈને ખુશ કરવાને માટે વિનય અને વિવેક રાખવો એ બધાની ફરજ છે. પણ હદપારનો વિનય કે જે વિનયજ ન ગણાય, તેને ખુશામત કહેછે. ઉપરી અમલદારને અગર બીજા કોઈને ખુશ રાખવા માટે કેટલાક માણસો મોટાં મોટાં વિશેષણ આપીને બોલેછે, કે જેને માટે સામો માણસ જરાપણ લાયક ન હોય. અગર સામો માણસ ખુશી થાય તેને માટે પૈસા વગેરે ખરચી તેની સેવા બજાવેછે. વિનયવાળાનો હેતુ, પોતે વિનયી એટલે નમ્ર છે, એજ બતાવવાનો છે. અને તે પોતાનું ભૂષણ છે. એમ ન રાખે તો તે અભિમાની ગણાય. પણ ખુશામતખોરના મનમાં તો તેને સારૂં સારૂં બોલી, સારી રીતે ખવરાવી, પીવરાવી, ગેરવાજબી બોલે તોપણ હાજી હા કરી, ધોળે દહાડે ચાંદની કેવી ખીલીછે તેની હા પાડી, સામાને ઊંચે ગારગે ચડાવી, ફક્ત એથી પોતાનાપર વિશ્વાસ બેસાડી, કામ કાઢી લેવાનુંજ હોયછે. આવા દાખલા કોઇ કોઈ અમલદાર પાસે, તેમજ આપણા દેશી રાજાઓ પાસે ઘણા બનેછે. તેમાં દેશી રાજાઓની ખુશામતની વાતો સાંભળીને તો હસવું આવ્યા વગર રહેતુંજ નથી. ગમે તેવી પાયા વગરની વાત રાજા બોલે તો તેના હજુરીયા, "હા બાપુ હા" એમ કહેવાના. આથી કરીને રાજા પોતાના મનમાં પોતાને સર્વજ્ઞ માનેછે, દુનિઆદારીથી અજ્ઞાન રહે છે, ખુશામતીયા જે માર્ગે દોરે તે માર્ગે ઘસડાયછે, અને આખરે, નિંદાને પાત્ર થાયછે. તે ખુશામતીયા જો કોઇ સારા માણસ પાસે હોય, તો નિંદાને પાત્ર થઇ બેઆબરૂ પામેછે, ને તેના પ્રસંગ-

માં સારા માણસ કદી આવતાજ નથી. એ પ્રમાણે બંને પક્ષને ખુશામત, લજવેછે. માટે ખુશામતીયા થવું નહીં, અને જે ખુશામતીયા હોય તેનાથી દૂર રહેવું જોઇએ. એ ખરેખર હલકા માણસનું લક્ષણ છે. ખુશામત છોડવાની અમે ભલામણ કરીયે છીયે, પણ તેથી વિનયી થતાં કોઈ માણસે અટકવું ન જોઇએ.

---

## વહેમ.

આપણા દેશમાં અને બીજા દેશોમાં વહેમ ઘણું નુકશાન કરેછે. એકવાર કોઈ બાબતનો વહેમ આપણા મનમાં ભરાઇ ગયો તો તેને નીકળતાં ઘણી વાર લાગેછે. ધુતારા, જાદુગરો, અને ભૂવા વગેરે લોકોએ એનો વધારો કરી દીધોછે. આપણા દેશમાં નજરના, ભૂતના, મુઠચોટના, વશિકરણના, જનાવરની બોલીના, અને સ્વપ્ના વગેરેના વહેમ ચાલેછે.

કોઇ વસ્તુની બનાવટમાં ખામી રહેવાથી તે બગડે, અગર ખાવાના પદાર્થમાં કંઈ બીજી વસ્તુ ભળવાથી અભાવ થાય તો તુર્ત બૈરાં કહેછે કે, એને જરૂર કોઈની નજર લાગી. પછી રાઇ મીઠું દેવતામાં નાંખીને કે છાણ માટીમાં વાડકાને ચોંટાડીને વહેમ ટાળેછે, ત્યારેજ એમને નિરાંત વળેછે. પણ એનાં ખરાં કારણ તપાસતાં નથી.

સ્મશાન જેવી ભયાનક જગાએ કે કોઇ કોહાણવાળી જગાએ, હાડકાં વગેરેની ભૂકીઓ પડી રહેતી હોય ત્યાં પવનના અથડાવાથી ફોસફરસ નામની હવા ઉત્પન્ન થઇ, મોટા ભડકા થાયછે. એ ભડકાને ભૂત છે એમ માની, હેબકી જઇ વખતે માંદા પડેછે. તો ભૂત વળગ્યું માની ભૂવા વગેરેને બોલાવી નકામું ખર્ચ કરેછે, પણ જો ઓસડવેસડ કરેતો થોડા ખર્ચે ઘણો લાભ થાય. ગામની કોઇ એકાંત કે અગોચર જગામાં જતાં ઠેસ વાગી પડી જાય, તો કહેશે કે એતો ભૂતે કર્યું; પણ અજાણ્યા માણસને તેવે ઠેકાણે કંઈ થતું નથી. પાંચમી ચોપડીમાં ભાવસારના પરોણાની વાત છે, તેવા વહેમ લાવી નકામા ભમાયછે, પણ જ્યારે બરાબર તપાસ કરેછે ત્યારે ખરી બીના તુર્ત જણાઇ આવેછે.

કોઇનાપર વેર હોય ને તેવામાં જો કોઇ મરણ પામે, તો કહેશે કે મૂઠ મારી. પણ વિચાર કરતાં નથી કે એમ જો માણસનું મરણ થતું હોય તો, તેવા માણસો દુનિઆનું રાજ કેમ ન લે? માટે એ ખોટું છે. વશીકરણનું પણ તેમજ છે. કોઇ માણસ બીજાપર ઘણી પ્રિતિ રાખતો હોય, તો કહેશે કે એને તો વશિકરણ કર્યું છે.

કાગડો બોલે તો કહેશે મહેમાન આવવાના, ઘુડપક્ષી બોલે તો કહેશે કે માઠો બનાવ બનશે. ચીબરી નામે પક્ષી બોલે તો કહેશે કે નક્કી કંઈક નુકશાન થશે. કૂતરૂં કાન ફફડાવે, બિલાડી આડે ઉતરે, છીંક થાય, વિધવા સામી મળે, તો માઠું ફળ થશે, વગેરે ઘણી તરેહના વહેમ ચાલેછે.

તેમજ સ્વપ્ન સંબંધી પણ ઘણા વહેમ ચાલેછે. એ બધા વિસ્તારથી લખતાં આ ટુંક નિબંધમાં ઘણી જગા રોકાય, વળી તે ઘણા જણ જાણુતા હશે એમ જાણી સહેજ ઈસારો કર્યોછે.

છેવટે કહેવાનું એટલુંજ કે મનમાં કોઇ જાતનો વહેમ લાવવો નહીં. ઈશ્વરની સત્તા વગર કંઇ બનવાનું નથી. કામ કાજમાં ભૂલ થાય, કે શરીર સાચવવામાં કંઇ ખામી આવે તો નુકસાન ખમવું પડે એ દેખીતું છે. જાદુકપટપ્રકાશ જેવાં વહેમ ખંડન પુસ્તક થવાથી હાલ કેટલાક વહેમ ઓછા થવા માંડયાછે. પુરૂષ કરતાં સ્ત્રીઓના કોમળ મન ઉપર વહેમની અસર જલદી થાય છે; માટે સ્ત્રીઓને એ બાબતની ખાત્રી કરી આપી, વહેમનો અંશ તેમના મનમાંથી કાઢવો. કોઇ પણ વ્યાધીથી શરીર દુઃખી હોય, તે વખતે આનંદી રહેવું જોઇએ, તેને બદલે વહેમ ઘાલવાથી તે બમણો દુઃખી થાયછે. તે જાણેછે કે આઠમો રાહુછે અને શિકોતર વળગીછે તો હું કદી બચવાનો નથી; અને એવી રીતે વહેમમાં ને વહેમમાં ઓસડ નહીં કરવાથી વધારે હેરાન થતો જાયછે, અને છેવટે પોતાનો અમૂલ્ય પ્રાણ ખૂએછે, માટે એવી રીતે દોરા ધાગામાં નકામું ખર્ચ કરી દુઃખનો વધારો નહીં થવા દેતાં, બીન વહેમથી ઓસડ વેસડ કરવાં એજ ફાયદાકારક છે.

---

## લાંચ.

લુન્ચા (સં) ઉપરથી લાંચ—એને ફારશીમાં રૂશવત કહેછે.

આપણી વાજબી ફરજ બજાવતાં, આપણને જે મળે, તે ઉપરાંત જે કંઇ મેળવવાની અપેક્ષા રાખવી તે લાંચ. જેમકે એક ન્યાયાધિશને ન્યાય કરવા માટે રૂ૪૦૦) ના પગારથી નીમેલોછે. તો એને ફક્ત દર માસે રૂ૪૦૦) ઉપરજ હક છે. વખતે સરકાર તેના કામથી ખુશ થઇ તેને ચડતે દરજ્જે મોકલે, અગર કંઈ ઈનામ આપે, તે વધારો લેવાનો તેનો હક છે; પણ તે ન્યાય કરવાના બદલામાં જે લોકોને ઈનસાફ આપવાનો છે, તેમની પાસેથી કંઇ પૈસા મેળવે, તો તેણે લાંચ લીધી કહેવાય. ધારો કે એક વખત તેણે ગેરઈનસાફ નહીં કરતાં, વાજબી ન્યાય આપીને લાંચ લીધી હોય, એટલે જેનો ખરો હક હોય તેનાજ લાભમાં ફેંસલો આપ્યો હોય, તો પણ તેની પાસેથી લીધેલાં નાણાં લાંચજ ગણાય. તેને લાંચના ગુનાની શિક્ષા ઇશ્વર કરશે, કારણ કે વગર પૈસે વાજબી રીતે ઇનસાફ આપવાનેજ સરકાર તેને પગાર આપેછે.

તેમજ વેપારીના ગુમાસ્તા, મુનીમ, આડતીયા વગેરે, જે પગાર અગર હકસાઇને માટે કામ કરેછે, તે લોકો સાગા ધણીને ગળી જઈ, ખરીદ કે વેચાણમાં કંઈ ખાઈ જાય, અને ખોટાં જમે ઉધાર કરે, એ પણ લાંચજ ગણાય; કારણ કે તેની સાથે કરેલા કરાર ઉપરાંત તેણે લીધેલું છે. આવી રીતે ખાનગી અગર સરકારી નોકરો પોતાના ઉપરીઓનું બુરૂં કરેછે, એટલુંજ નહીં પણ બીજા લોકના ગેરલાભમાં ઉતરેછે. આથી દુનિઆમાં તેમનો ભરોસો ઘટી જાયછે, ને તેમને માથે વિશ્વાસઘાત તથા જૂઠનો મોટો ગુનો આવવાથી ઇશ્વરની હજુરમાં પણ તેમને સજા થાય છે. તેઓ પ્રજાનો અણવિશ્વાસ મેળવે છે, અને તેમના ઉપરીઓને જો માલમ પડે તો વખતે દંડ કે બરતરફી કરાવી તેમને કાઢી મૂકેછે. એક ઠેકાણેથી બેઆબરૂ થઈ નીકળી જતાં, બીજા લોકો પણ રાખતા નથી, અને એ શિક્ષા તેમને યોગ્યજ થાય છે; કેમકે તેઓ ઘણા જણને નુકશાન કરનારા છે, એવી રીતે થાય નહીં તો દુનિઆદારીનાં કામ અટકી પડે, ને વાજબી દાદ કોઇને મળી શકે નહીં, તેમ વેપાર રોજગાર પણ દુર દેશાવર ચાલી શકે નહીં. સઘળો વહેવાર નોકરોના ભરોસાપર ચાલેછે, ને તેજ નોકરો જ્યારે લાંચ લેઈ વિશ્વાસઘાત કરે, ત્યારે તેમના માલિકને અને દેશને નુકશાન થાય તેમાં નવાઇ નથી.

જે લોકો લાંચ લેતા નથી, તેઓ સરકાર કે પોતાના શેઠના માનીતા થઇ, પૈસામાં તથા આબરૂમાં વધારો કરેછે, અને આ દુનિઆમાં સુખરૂપે દીવસ કાઢેછે. બધા માણુસો તેમનાપર વિશ્વાસ રાખી માન આપેછે. એવા એવા ઘણા લાભ પ્રમાણીક માણુસને થાયછે, માટે કોઇએ એવા હરામના પૈસાની લાલચ ન રાખવી, તેમ એવા માણુસોથી સદા દૂર રહેવું.

---

## આરોગ્યતા.

"શરીરે સુખી તો સુખી સર્વ વાતે, શરીરે દુખી તો દુખી છે સદા તે." અને "પહેલું સુખ તે જાતે નર્યા" એ કહેવત આપણે ઘણી કામની છે. તનની, મનની, અને નીતિની કેળવણીને માટે તન્દુરસ્ત શરીરની ઘણી જરૂર છે, પણ આપણા લોકો એ બાબત પૂરી કાળજી રાખતા નથી, અને આખરે ઘણું દુઃખ ભોગવેછે. એક તન્દુરસ્ત માણુસ પોતાનું કામ જેવી સરસ રીતે પાર પાડી શકેછે, તેવુ એક બુદ્ધિમાન પણ કમ કૌવતવાન પાર પાડી શકતો નથી, એ દેખીતું છે. તો મનુષ્ય માત્રની ખાસ ફરજ છે કે તેણે શરીરની સુખાકારી ઉપર સૌથી પહેલું ધ્યાન આપવું જોઇયે.

શરીરને સુખાકારી રાખવા માટે મુખ્ય ચાર બાબતોની જરૂર છે. હવા, ખોરાક, સ્વચ્છતા, અને કસરત, એ ચાર બાબતોપર જો બરાબર લક્ષ દીધું હોય, તો રોગ થવાની ભાગ્યેજ દહેશત રહેછે.

બધા કરતાં હવા એ ઘણી જરૂરની ચીજ છે. બીજી બધી વસ્તુથી થોડીવાર ચલાવી શકાય, પણ જો હવા ન મળે તો મરણજ નીપજે. બધા પ્રાણીના જીવનનું મૂળ એજ છે. પોતાનાં ઘરબાર એવી જગાપર બાંધવાં કે સ્વચ્છ હવા આવ, જા, કરે. ખરાબ જગાપર થઈને જે હવા આવેછે તે નુકશાન કારક છે, માટે સ્વચ્છ ભાગપર થઇને હવા આવે એવી સગવડ કરવી. ઘરનું ભોંયતળીયું તથા છાપરું, એ બંને ઉંચાં રાખવાં જોઇયે, કે જેથી તાપ, ટાઢ અને શરદીની અડચણ દૂર થાય. હવાની સાથે અજવાળાની પણ ઘણી જરૂર છે, એ ભૂલવું નહીં.

ખોરાક પણ શરીરની આરોગ્યતા માટે જરૂરની ચીજ છે. કેટલાક માણુસો બરોબર પકવ્યા વગરનું કે ટાઢું અને ભારે પડતું

અનાજ ખાયછે, એ બહુ નુકશાનકર્તા છે. ખોરાક હલકો, પચે તેટલો, પૌષ્ટીક અને નિયમસર ખાવો જોઈએ. એ નિયમથી ઉલટા ચાલતાં અજીર્ણ કે બીજો રોગ ઉત્પન્ન થઈ શરીર ખરાબ થાયછે. ખોરાકની સાથે પાણી પણ, એટલીજ જરૂરનું છે. ચોખ્ખું અને ગળેલું પાણી પીવું, પણ ખરાબ જગાનું અસ્વચ્છ પાણી ન પીવું.

ત્રીજું સાધન સ્વચ્છતા છે. સારો ખોરાક ખાઓ અને સારી હવા લ્યો, પણ જો શરીર મલિન રાખશો તો બધું નકામું છે, માટે દરરોજ ઉના કે થંડા પાણીએ, સારી પેઠે ચોળીને નાહાવું. તેમ પહેરવા ઓઢવાનાં વસ્ત્ર પણ સ્વચ્છ રાખવાં, કેમકે શરીર સ્વચ્છ હોય ને કપડાં મેલાં હોય તોપણ નુકશાન છે. પોતાનાં ઘર, આંગણું અને આજુબાજુની જગા પણ ચોખ્ખી રાખવી જોઈયે.

ચોથું સાધન કસરત છે. માણસો હમેશાં થોડી ઘણી તો મહેનત કરે છે પણ જેને ઘણો વખત બેઠાં બેઠાં કામ કરવાનું છે, તેમણે આ વાત વધારે ધ્યાનમાં રાખવાની છે. એક ખેડુત કે મજુર જે આખો દિવસ પોતાનું શરીર, મહેનત કરીને કસે છે, તેને કસરત કરવાની જરૂર નથી, પણ શેઠ શાહુકારો કે બીજા ઉંચા દરજ્જાના અમલદારો, જેમને આખો દિવસ ગાદી તકીયા કે ખુરશીપર પડયા રહેવાનું છે, તેમણે ચાલીને, ઘોડે બેસીને કે ગાડીમાં બેસીને કસરત કરવા રીવાજ રાખવો.

એ સિવાય તન કે મનની મહેનત શક્તિ મુજબ કરવી, ચિંતા તજવી, અને મોજમઝા હદમાં રહી ભોગવવી, વગેરે નિયમો સાચવવાથી શરીર સુખી રહેશે.

અસલ આપણા દેશમાં મોટા મોટા શહેરોમાં અખાડા કે તાલીમખાનાં ઘણાં હતાં, અને તેમાં શ્રીમંતોનાં છોકરાં પણ કસરત કરી મજબૂત થતાં, તેથી તે વખતના લોકો તન્દુરસ્ત તથા મજબૂત બાંધાના હતા. હાલમાં તેની અસર ઓછી થઈ ગઇછે, પણ ઈંગ્રેજ સરકારે નિશાળોમાં ઘણે ઠેકાણે કસરત શાળા કાઢી છે તેથી કંઈક એ બાબતનો શોખ વધવા માંડયો છે. એ પ્રમાણે શરીરસંપત્તિ મેળવાવા માટે દરેક માણસે ઘણું લક્ષ દેવું જોઇયે.

---

## દેશાટણ.

દેશાટણ (સં)=(દેશ=પરદેશ+અટન=ફરવું) એટલે પરદેશમાં મુસાફરી કરવી. "જીવ્યા કરતાં જોયું ભલું" એ કહેવત પૂરાવો આપેછે કે માણસને નવું નવું જોવાની અને જાણવાની જરૂર છે. એકજ ઠેકાણે તમામ જાતની વસ્તુઓ ઇશ્વરે પેદા કરી નથી, માટે તે મેળવવાને પણ પરદેશ જવાની જરૂર છે—મુસાફરી કરવાથી માણસને ઘણા લાભ થાયછે. કોઇ શરમાળ કે અભણ માણસ, મુસાફરી કરે તો તેનામાં ઘણી હોશિઆરી આવેછે.

પરદેશમાં જૂદા જૂદા સ્વભાવના માણસોની સોબતમાં તેને આવવું પડેછે, ને તેમની સાથે કેમ ચાલવું, તે આપોઆપજ શીખાય છે. દરેક માણસને પોતાના ધંધાનું ઉપયોગી જ્ઞાન મળેછે. વિદ્યાર્થીને પોતાની શીખેલી કે સાંભળેલી વસ્તુઓ પ્રત્યક્ષ જોઇ આનંદ થાયછે. વેપારીને નવી નવી ચીજો જોઈ પોતાના દેશની વસ્તુઓ સાથે મુકાબલો કરવાનું મળેછે, અને તેમાં પોતાના કે પારકા દેશની ચીજોની ફેરવણી કરતાં ઘણો લાભ મળેછે. કોઈ કારીગર મુસાફરી કરે તો, નવી નવી જાતનાં યંત્ર જોઇ, તેમાંથી પોતાની ખામી સુધારે છે, ને નવાં નવાં યંત્ર લાવી પોતાને તથા દેશને લાભ કરેછે.

કોઇ રાજા કે અમીર ઉમરાવ મુસાફરી કરે તો, બીજા દેશના કાયદા, કળા કૌશલ્ય, અને રીતભાત વગેરે જોઈને પોતાના દેશમાં સુધારો કરેછે, મુકાબલો કરી સારા ધારા ગ્રહણ કરેછે, અને નઠારા તજેછે.

જૂદી જૂદી જાતનાં હવા પાણીમાં ફરતાં શરીર મજબૂત થાયછે. ઈશ્વરી લીલા ચોતરફ જોઈને ઘણો આનંદ થાયછે. પોતાનું અજ્ઞાન દૂર થઈને ઘણું અનુભવી જ્ઞાન મળેછે. પૈસો, વિદ્યા કે રૂપ ગુણ વગેરેનું જે અભિમાન હોય તે ટળી જાયછે, કેમકે પરદેશમાં આપણાથી ચડિયાતા પૈસાદાર અને વિદ્વાન માણસો જોવામાં આવે છે. સુધરેલા દેશની ચડતીનું એ, એક કારણ છે. એ પ્રમાણે દેશાટણ કરવાથી હરકોઇ માણસને ઘણા લાભ પ્રાપ્ત થાય છે.

આગલા વખતમાં આપણા પૂર્વજો દેશાટણ કરતા હતા, તેના ઘણા પૂરાવા મળેછે. કેટલાક ૠષિઓ ગ્રીસ, મિસર, જર્મની વગેરે ઠેકાણે જઈ આવ્યા હતા, ને ત્યાંની વિદ્યા કળા લાવ્યા હતા તથા

આપણી વિદ્યા તેમને શીખવી હતી. ગાંધારી, એ ગાંધાર દેશના રાજાની દીકરી હતી. એ ગાંધાર એટલે હાલનું કંદહાર. વળી "જે જાય જાવે તે ફરીને પાછો ન આવે." એ કહેવતપરથી જણાય છે કે, અસલ જાવાસુધી આપણા પૂર્વજો સફર કરતા.

જાત્રા કરવાની રીત ચાલેછે, તે પણ એક જાતનું દેશાટણ છે. આપણા શાસ્ત્રમાં માણસને ચતુરાઇ મેળવવાનાં જે પાંચ સાધન કહ્યાંછે તેમાં દેશાટણ મુખ્ય છે.—

**देशाटनं पंडितमित्रताच, वारांगना राज्यसभा प्रवेशः**
**अनेक शास्त्राणि विलोकयतानि, चातुर्यमूलानि भवन्तिपंचः**

એ બધા ઉપરથી એમ જણાયછે કે અસલના વખતમાં દેશાટણનો રીવાજ ચાલતો હતો.

હિંદુસ્તાનની પડોશમાં મુસલમાની રાજ્ય થતાં. હિંદુ લોક વટલવાની બીકે બહાર જવા ન લાગ્યા, અને અટકના કિલ્લાથી અટકી પડયા. પરદેશ જનારને નાત બહાર મૂકવાનો ધારો પણ ત્યારથીજ નીકળ્યો. પણ હાલમાં ધર્મ સંબંધી કે ખોરાક સંબંધી કોઈ જાતની હરકત આવતી નથી. ઈંગ્લાંડ, આફ્રિકા, અમેરિકા, ચીન વગેરે દેશો વેપારથી, આપણી સાથે જોડાઈ ગયેલા છે, વળી ત્યાં માફક આવતી ચીજો ખાવા પીવાને મળેછે. થોડાં વર્ષ ઉપર વિલાયત જનારને નાત બહાર મૂકતા, પણ હાલમાં તો ઘણા શ્રીમંતો, રાજાઓ અને વિદ્વાનો ત્યાં જઇ શકેછે, તોપણ રૂઢીના બંધનને લીધે કેટલાક ઉંચ બ્રાહ્મણોને પ્રાયશ્ચિત કરવું પડેછે. આપણા દેશના વેપારી રંગુન, ઝાંઝીબાર, ચીન, નાતાલ, વગેરે ઠેકાણે હાલ વસે છે માટે એ બાબત કાંઇ પણ અંદેશો ન લાવતાં પોતાનાથી બનતા મૂલકમાં ફરવું જોઇએ.

યુરોપ જેવા સુધરેલા દેશોમાં તો દેશાટણ કરવું એ, ખાનદાન કૂળની એક ફરજ જેવું છે. ઇંગ્રેજો ચોતરફ મુસાફરી ન કરતા હોત તો પૃથ્વીના ઘણા ભાગમાં તેમનું રાજ્ય ફેલાત નહીં. જ્યાં સુધી આપણા લોકો પરદેશમાં નહીં જાય, ત્યાંસુધી જૂની રૂઢીઓ, વહેમ તથા અજ્ઞાનપણું, એ મટવાનાં નથી, માટે આ બાબત દરેક શ્રીમંત શેઠીઆ અને બીજા ઉંચ વર્ગે ધ્યાનમાં રાખવી જોઇયે.

હાલમાં આપણે ઈંગ્લાંડ સાથે, રાજપ્રકરણી બાબતનો, વેપારનો અને બીજો ઘણી તરેહનો સંબંધ છે; વળી તે દેશ વિદ્યાકળામાં, રાજનીતિમાં અને વેપાર વગેરેમાં ચડિઆતો છે, માટે બીજે ઠેકાણે જવાનું ન બને તો ફિકર નહિ, પણ ત્યાં જવાય તો સારૂ, કેમકે એથી પોતાને તથા દેશને ઘણો ફાયદો છે.

---

## શ્રીમંતના ધર્મ વીષે.

આ દુનિઆમાં દરેક માણસને એક બીજાની જરૂર પડેછે. ગરીબને શ્રીમંતની, નબળાને સબળાની, અને મૂર્ખને જ્ઞાનીની; પણ બધા કરતાં શ્રીમંતને હાથે જેવાં કામ થઇ શકે છે તેવાં ઉમદાકામ બીજાઓથી ભાગ્યેજ બનેછે. કેમકે દુનિઆમાં પૈસો એ વ્યવહારીક કામમાં સર્વોત્તમ ચીજ છે, તો તેની મહેરબાનીવાળા માણસ પણ સર્વોત્તમ કામ કરી શકે એમાં નવાઇ નથી. વિદ્વાન થવાને, વેપારી થવાને, આબરૂ મેળવવાને, મોટા મોટા વશીલા કરવાને કે બીજાં માણસને તાબે કરવામાં, પૈસો એ જબરૂં સાધન છે. એક વિદ્વાન પણ ગરીબ માણસ, શ્રીમંતની સહાયતા વગર પોતાની વિદ્વતા બતાવી શકવાનો નથી, તેમ બીજાં લોકોપયોગી કામમાં પણ ધનવાન માણસોની ખરેખરી મદદની જરૂર છે. માટે પૈસાદારની ખાસ ફરજ છે કે તેમણે લોકોપયોગી અને દેશોપયોગી કામમાં પોતાના પૈસા વાપરી, પોતાની પવિત્ર ફરજ પાર પાડી, આ લોકમાં તથા પરલોકમાં માન મેળવવું.

ગામમાં નદી, તળાવ, કૂવા વગેરે નવાણુ કરાવી, લોકનાં પાણી સંબંધી દુઃખ ટાળવાં, દવાખાનાં, નિશાળો અને ધર્મશાળાઓ બંધાવી, દુઃખીમાણસ બાળકો તથા મુસાફરોને ઉપકાર કરવો; મોટા મોટા સંચા લાવી દેશમાં દોલત વધે, તથા ગરીબોને રોજી મળે તેમ કરવું; વિદ્વાનોને તથા કવિઓને આશરો આપી થોડે ખર્ચે ઘણો લાભ દેશીઓને મળે તેમ કરવું; નવા નવા હુન્નર શીખવા માટે દેશીઓને પરદેશ મોકલવા. એ સિવાય બીજાં લોક અને દેશના લાભના કામમાં સારી રીતે મદદ કરવી જોઈયે. તેથી તેઓ બંને ભવમાં સુખ પામી પોતાનું નામ અવિચળ કરશે.

આ દેશના ભોજ, વિક્રમાદિત્ય વગેરે વિદ્યાને આશરો આપનાર રાજાઓનાં નામ તે વખતના કવિઓની સાથે હજુ પણ અમર છે, ને એવી રીતે હાલમાં જે રાજા રાણાઓ તથા શ્રીમંત શેઠીઆઓ, જે પોતાની ફરજ સારી રીતે બજાવેછે, તેમનાં નામ પણ દેશ પરદેશ ગાજી રહ્યાંછે.

હાલના કેટલાક શ્રીમંતો પોતાના પૈસાનો ઉપર પ્રમાણે ઉપયોગ ન કરતાં; નાચરંગ, વરઘોડા, નાતવરા, વગેરેમાં કરેછે, ને પોતાની પવિત્ર ફરજ બજાવવાનું ભૂલી જાયછે, એ ઘણું શરમ ભરેલું છે. એવા કામથી ફક્ત થોડાં માણસને, થોડી મૂદતનુંજ દેખીતું સુખ મળેછે; પણ ઉપર કહેલાં પવિત્ર કામોથી તો ઘણાં માણસને તો લાંબી મુદતનો લાભ થઇને, તેમનું નામ અમર થાયછે. માટે દરેક શ્રીમંતનો ધર્મ છે કે, તેણે પોતાના પૈસાનો લોક અને દેશ હિતકારી કામમાં ઉપયોગ કરી, પોતાનું નામ અમર કરવું.

---

## મનુષ્યનાં કર્ત્તવ્ય.

બાળક જન્મેછે ત્યારથી તે, લાયક ઉમ્મરે પહોચે ત્યાંસુધી પરાધીન છે. પોતાની મેળે સ્વતંત્ર કામ કરવાને તે વેળા અસક્ત છે. પણ જેમ જેમ લાયક ઉમ્મરનો થતો જાય તેમ તેમ વિદ્યાભ્યાસમાં મંડવું જોઇએ, વિદ્યાભ્યાસ કરતાં મહેતાજી અને માબાપની યોગ્ય શિક્ષા માનવી જોઇયે. જેમ બને તેમ દુર્ગુણનો ત્યાગ કરી સદ્દગુણનો સંગ્રહ કરવો જોઈયે. કારણ કે તે સંપત્તિ તેને, સ્વતંત્ર વ્યવહાર ચલાવવા માટે ઘણી ઉપયોગી થઇ પડશે. જે બાળકો શિક્ષક કે માબાપના ખરા આગ્રહ છતાં ભણતાં નથી, નઠારી સોબતે ચડેછે, પોતાનો કાળ રમત ગમતમાં ગુમાવે છે, અને દુરાચરણ શીખેછે, તેમને પોતાની પાછલી જીંદગી દુખી અવસ્થામાં કાઢવી પડેછે. જો કે હમણાં માથે શિરછત્ર એટલે માતપીતા તેને પાળનાર છે, એ પૈસા કમાઈ લાવવા પડતા નથી, બૈરાં છોકરાં વગેરેની જંજાળ પૂઠે લાગી નથી, ઘરનો વહેવાર શી રીતે ચાલેછે તેની મુદ્દલ ખબર નથી, ત્યાંસુધી તો અજ્ઞાન હાલતમાં મોજ માણશે; પણ જ્યારે એકદમ આખા ઘરનો વ્યવહાર માથે

પડશે, રોજગાર કરી કુટુંબનું પોષણ કરવું પડશે, દુનિઆમાં પોતાની આબરૂ જાળવવી પડશે, ત્યારે જો તે ભણેલો કે એકાદ ધંધો સારી રીતે શીખેલો નહીં હોય, અને આળસુ, મોજશોખી કે દુરાચરણી, બની ગયો હશે, તો તેની સ્થીતિ કેવી થશે? તથા તે વખતે પોતાના ગયેલા દિવસો સંભારી કેવી રીતે રોશે? તેનો વિચાર તમેજ કરો.

જેમ એક રાજ્ય ચલાવવાને માટે ઘણી કાબેલિયત મેળવવી પડેછે, તેમ પોતપોતાના ઘરનું એક રાજ્ય ચલાવવાને, કેટલી આવડત જોઇયે? જેમ જેમ મોટા થતા જઈએ તેમ તેમ ઉદ્યોગી, વિવેકી, નમ્ર અને માયાળુ થવું જોઈયે. જુવાનીનો વખત માણસને અતિ ઉપયોગી છે. બાળપણ અને ઘડપણ સરખું છે; કેમકે બાળક જેમ પરાધીન છે, તેમ વૃદ્ધ પણ પરાધીન છે. આપણી બાલ્યાવસ્થામાં જ્યારે આપણું અને આપણા તમામ ઘરનું ભરણપોષણ કરવાનું કામ આપણે માથે આવી પડેછે, એટલુંજ નહીં પણ સગાવહાલાંમાં, ગામમાં અને દેશમાં પોતાની આબરૂ સચવાઈને બધો વ્યવહાર સારી રીતે ચાલી શકે, એમ વરતવાની જરૂર પડેછે. આ બધું જો તમારી બાળપણ અને ઘરનો બોજો ઉપાડતા અગાઉની મહેનત સારી હશે, અને સદ્ગુણોનો સંગ્રહ કરી રાખ્યો હશે, તોજ બરાબર બની શકશે. માટે દરેક માણસે આ બાબત ઘણું લક્ષ દેવું જોઈયે.

માબાપ, ગુરૂ, અને બીજા વડીલોની યોગ્ય સેવા બજાવો કે તેમના મનને કંઈ ઓછું લાગે નહીં, અને ભાઇ ભાડું, સગાં વહાલાં, તેમાં પણ એવી વર્તણુંક રાખો કે તે તમને જોઇને આનંદ પામે.

જો તમે સદ્ગુણી હશો તો તમારૂં આખું કુટુંબ સદ્ગુણી થશે. ઘરનો મુખ્ય માણસ જે પ્રમાણે ચાલેછે તેજ પ્રમાણે ઘરના બધા માણસ નકલ કરેછે. માટે નીતિ ભક્તિની સાથે સદાચરણી થવું, વડીલોની આમન્યા રાખવી; તેમની સેવા બજાવવી, કુટુંબ કલહ દૂર કરવો, પરગજુ અને પરોપકારપણાથી દેશ વિદેશમાં કીર્ત્તિ સંપાદન કરવી, પ્રેમાળ થઈ સામાનો પ્રેમ પોતાની તરફ ખેંચી લેવો, અને પોતાનું કુટુંબ ઉંચી પાયરીએ શી રીતે ચડે, તેની યોજના કરી રાત્રદિવસ ખંતથી ઉદ્યોગમાં મચ્યા રહેવું, એથી ઈશ્વર રાજી રહી તમારાં કામ પાર પાડશે.

"બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા" એ કહેવત પ્રમાણે; જેવા તમે હશો તેવાજ તમારા છોકરા નીવડશે. જો તમે તમારા બાપને લાકડીએ મારશો તો તમારા દીકરા પણ તેમ કરવાના.

માટે તેમને સદ્‌ગુણી કરવા, સારી રીતે ભણાવવા, ને કોઇ ઉપયોગી ધંધે લગાડવા. એ તમારી ખાસ ફરજ છે. જો એ પ્રમાણે તમે નહીં કરો તો તેમની જીંદગી બોજારૂપ થઈ પડશે, ને તેનું અંતઃકરણ તમને શાપ દેશે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ મેળવવાને માટે દરેક માણસે તનમનથી યત્ન કરવો જોઈયે. નીતિસર ઉદ્યોગ કરતાં અને ઇશ્વર ઉપર ભરોસો રાખતાં તમારાં કામ ફળીભૂત થશે. આ લોકના સુખને માટે ધન અને યશ મેળવવા ઉદ્યોગ કરો, અને પર લોકના સુખને માટે દયા, પરોપકાર વગેરે ગુણ ગ્રહણ કરી; ધર્મ સંબંધી જ્ઞાન મેળવો. જેણે એ બે કામ કર્યાં તેજ તર્યો જાણવો; બાકીના પૃથ્વીપર ભારરૂપે જાણવા. "મનુષ્ય યત્ન અને ઈશ્વર કૃપા" એ વાત સંભારીને ઉદ્યોગ કરવો.

---

## પ્રમાણિકપણું.

પ્રમાણિકપણું એટલે સાચવટ, અથવા નીતિના નિયમને અનુસરીને ચાલવું તે. સત્ય અને સાચવટ, એ શબ્દો કેટલાકને તો એક સરખા લાગશે, પણ તેના અર્થમાં સહજ ફેર છે. તે એકે સત્ય એટલે સાચું બોલવું, અને પ્રમાણિકપણું એટલે, તે પ્રમાણે આચરવું. સાચવટ એ, સંસારી વ્યવહારનું જીવન છે. જો એક દિવસ તેને કોઇ ઉપાડી લે તો, દુનિઆમાં કેટલી બધી અંધાધુંધી વળી જાય, તે કહી શકાતું નથી. શાહુકારો લાખો રૂપિઆની હુંડીઓ લખે છે, અને ખરા વાયદા પ્રમાણે સ્વીકારી નાણાં આપે છે, દીકરા દીકરીનાં સગપણ થાય છે, અને એવાં બીજાં દુનિઆદારીનાં કામ, નાણાંના કે વચનના ભરોસા ઉપરજ થાયછે. જો પ્રમાણિકપણું ન હોય તો બાપને દીકરાનો ભરોસો રહે નહીં, લાખો રૂપિઆની કબુલતો એક કાગળના કડકા ઉપર કે લગ્નની કબુલતો ફક્ત, હાથના કોલ ઉપરજ આધાર રાખેછે, એ બધું એક બીજાનો અણુવિશ્વાસ હોય તો બનતુંજ નથી. અપ્રમાણીકપણાથી બધી ધીરધાર બંધ પડે, એક બીજાનો

ભરોસો કોઇ રાખે નહીં, અને સહેજ કામમાં ઘણી ચોકસાઇ રાખવાની કડાકુટમાં પડી હેરાન થાય. એવા જયુજ દાખલાપરથી તમે જોશો, કે પ્રમાણિકપણું છોડયાથી કેટલાં બધાં નુકશાન થાયછે?

એક વેપારી પોતાનો માલતોળી આપવામાં, સારો માલ દેખાડી નબળો આપવામાં, પૈસા માંડવામાં, અને હિસાબ ગણવામાં દગો કરી, સાગા માણસને છેતરે તો તેનો ફરીથી કોઈ ભરોસો રાખતું નથી, અને તેને પૈસા તથા આબરૂ સંબંધી ઘણું નુકશાન વેઠવું પડેછે. તેમજ એક સરકારી અમલદાર ન્યાય કરવામાં, નોકરોના હક તપાશી જગાઓ આપવામાં, અને બીજી કંઇ પોતાને સોંપેલી ફરજ બજાવવામાં વ્યાજબીપણું ન રાખે તો, તેને ઉપર પ્રમાણેજ નુકસાન થાય છે. વળી તેવા માણસોને સર્વ શક્તિમાન ન્યાયાધિશની હજુરમાં જે સજા થાય તે તો જુદી.

એક મુંબાઈનો વેપારી માન્ચેસ્ટરના આડતીયા પાસે, ફક્ત આડતની કબુલાતે લાખો રૂપિઆનો માલ મંગાવે છે, ને તે માલ સામો ઘણી વગર પૈસે મોકલે છે; બીજો વેપારી પોતાના મુનીમને મોકલી લીવરપૂલમાં દુકાન મંડાવી, લાખો રૂપિઆની રોકડ સોંપેછે; મહારાણી વિકટોરીઆ કોઈ સદ્ગૃહસ્થને, મુંબાઈ કે મદ્રાસના ગવર્નર નીમેછે, મોહોર સિક્કો તેમના કબજામાં સોંપેછે અને લાખો માણસનું લશ્કર તથા કરોડો માણસની રૈયત તેમના તાબામાં આપેછે; એ બધું કેવળ સાચવટ ઉપરજ આધાર રાખેછે. જો સાચવટ મૂકી દેઈએ તો; શેનશાહત તુટી જાય, વેપારનું ગાડું ભાગી પડે, ઉદ્યમ રોજગાર બિલકુલ બંધ પડે, પોતાની મિલ્કત જાળવવાનું મુશ્કેલ પડે, લોકો દરિદ્રી થઈ જાય, અને એવાં એવાં બીજાં વ્યવહારી કામ અટકી પડી, દુનિઆનો અંત આવે. હજુ રામ, યુધિષ્ટર, હરિશ્ચંદ્ર, વગેરેને સર્વોત્તમ ગણી લોકો પૂજે છે, તે તેમના પ્રમાણીકપણાને લીધેજ. માટે એ ઉપરથી બધાએ વિચાર કરીને હરકોઇ કામમાં પ્રમાણિકપણે વર્તવાની ટેવ પાડવી, કે જેથી બંને ભવ સુખરૂપે ગુજરે.

———oOo———

## આપવડાઇ.

આ નિબંધ અભિમાનની સાથે કંઇક કંઇક મળતો આવેછે.

પણ અભિમાન એ, અહંકાર અગર ગર્વના અર્થમાં વપરાયછે, અને આપવડાઇને માટે સંસ્કૃત શબ્દ આત્મસ્તુતિ કહીએ તો ચાલે. આપવડાઈ એટલે પોતાનાં વખાણુ પોતાની મેળેજ કરવાં. બીજા બધા કામમાં એવું છે કે પોતાનું કામ પોતેજ કરવાથી યશ પામે, પણ આ કામમાં એથી ઉલટું છે, કે પોતે પોતાનાં વખાણુ કરવા જાયતો તેથી ઉલટી હાંસી થાયછે. "ફરે તે ચરે" એ કહેવત આ બાબતમાં કામની નથી. જો તમારે કીર્ત્તિ મેળવવી હોયતો તેને પોતાની મેળે તમારૂં ઘર પૂછતી આવવાદો, પણ તમે તેની પાછળ પાછળ દોડતા નહીં. જો તમે દોડશો તો તે દૂર જતી રહેશે. એની મતલબ એજ છે કે તમે તમારી મેળે કશી ઈચ્છા રાખ્યા સિવાય, સારાં કામ કરશો, અને તે જો દુનિઆને ફાયદાકારક માલમ પડશે, તો લોકો એની મેળેજ તમને માન આપ્યા વગર નહીં રહે. કામ કરતી વખત પ્રથમ યશની ઈચ્છા ન રાખવી. જેમકે કોઇ મિત્રનું આપણે કામ કરીયે તે વખતે બદલાની ઇચ્છા રાખતા નથી, પણ વખત આવે, મિત્ર તેનો બદલો વાળી દેછે. તેમ તમારાં સારાં કામ એની મેળેજ દુનિઆમાં પ્રકાશી નીકળશે, અને કીર્ત્તિ પોતાની મેળેજ તમારૂં ઘર પૂછતી પૂછતી આવશે. "કીર્ત્તિદાન ન કરવું, કારણ કે પુન્ય વહેંચાઇ જાયછે" એવો આપણા ઘણા ખરા લોકમાં વહેમ ચાલેછે, તેનું કારણ પણ ઉપર જણાવ્યું તેજ હશે. આપણે ગરીબ ઉપર દયા લાવીને પુન્ય કરીયે, અને બીજો માણસ ફક્ત મોટાઈ મેળવવા માટેજ પુન્ય કરે, તો પહેલાને પુન્ય તથા કીર્ત્તિ બંને મળેછે, અને બીજાને કીર્ત્તિ એકલીજ મળેછે. વખતે પોતાનું કરેલું ઘણે ઠેકાણે જાહેર કરી વધારે આબરૂ મેળવવાને કાજે યત્ન કરેછે, તેથી સમજુ માણસો તેને હલકો ગણી કાઢેછે.

એવીજ રીતે પોતે થોડું ઘણું ભણ્યા, સહેજ લખતાં વાંચતાં આવડયું, એટલે એક જેવી તેવી ચીંથરીયા ચોપડી બનાવી, પોતાનું નામ પ્રસિદ્ધ કરવા જાય છે; અગર પિંગળનું ભાન ન હોય કે કોઈ કવિનો સત્સંગ ન હોય, તથા કવિતાની ખુબી શું છે તે જાણતો ન હોય તે, એકાદ કવિતા બનાવી પોતાનું નામ જાહેર કરવા માટે દાખલ કરી દેછે. એ બંનેને "લેને ગઇ પૂત અને ખો આઈ ખસમ" (છોકરો લેવા ગઈ, પણ ધણીને ગુમાવ્યો) એવું થાયછે.

"संपूर्ण कुंभो न करोति शब्दं." એની પેઠે દરેક માણસે ગંભિર રહેવું. છીછરા વાસણમાં જેમ પાણી ભર્યું હોય તેમ તમારા જ્ઞાનનો ઉપયોગ કરશો નહીં. કારણ કે થોડા જ્ઞાનથી તમે મગરૂર થઈ છકી ગયા તો પછી તમારા જ્ઞાનનો અંત આવશે. જેને જ્ઞાન મેળવવું છે તેણે આપવડાઈ છોડી દેઈ, નમ્રપણાથી હું એક અલ્પજ્ઞ છું એમ માની વર્ત્તવું. એથી પોતાના જ્ઞાનનો ઝરો વધતો જઈ સર્વ ઠેકાણે તે માન પામશે.

---

## સ્પર્દ્ધા (ચડસા ચડસી).

સ્પર્દ્ધા એટલે હરિફાઇ. એકનું સારૂં જોઇને તેની બરોબરી કરવા અગર તેનાથી ચડતા થવાનો સીધે રસ્તે પ્રયત્ન કરવો તેનું નામ સ્પર્દ્ધા.

આ ગુણને મહેતાજી, માબાપ કે ઉપરી અમલદાર જો વિચારીને કેળવે તો, તેથી ઘણા ફાયદા થાય છે, જે માણસનામાં એ ગુણ હોતો નથી તેનાથી ભાગ્યેજ સારી હાલતમાં અવાય છે, પણ એનો આડી રીતે ઉપયોગ કરતાં દૂર રહેવું. જેમકે એક વર્ગમાં ઘણા છોકરા હોય તો તેમાં જે સારા છોકરા હોય, તેની બરોબરીયા થવું અગર તેથી ચડતા થવું, એવો વિચાર છોકરાઓના મનમાં અવશ્ય ઠસાવવો જોઇએ, પણ તેમ થવાને તેઓ, બીજા સારા છોકરાઓ કરતાં સારી રીતે મહેનત લેઈ, કાળજીથી વરતી વાજબી રીતે પોતાની ધારણા પાર પાડી સરસાઇનો ગુણ મેળવે તો સારૂં, પણ સારા છોકરાઓનું વાંકું બોલી તેમને ચીડવવા, વાતો કે તોફાન કરી તેમનો વખત ખોવરાવવો, તેમની સરસ નોટો ફાડી નાંખી પાઠ કરવામાં હરકત નાંખવી, અગર બીજી રીતે હલકા પાડી તેમનાં ગન ભંગ કરવાં. એ રીતે કરવાથી તો પછી ફાયદો ન થતાં, ઉલટો ગેરફાયદો થશે. તેમ મહેતાજી તથા છોકરાઓની મહેનત નિષ્ફળ જશે. માટે એવી આડે રસ્તે સરસાઇ મેળવવાની ટેવ ન પડે તેને માટે ઘણી કાળજી રાખવી જોઈયે.

ગેરવાજબી અદેખાઈ કરવી, એ કાયર માણસનું કામ છે. એવો માણસ પોતાના ભલાને માટે કાંઇ ઉદ્યમ કરતો નથી, ને

બીજાનું સારૂં દેખી બળે છે. તેમ અસંતોષ ઉત્પન્ન થવાથી આખો જન્મારો પરાધ નીંદામાં કહાડેછે. કારણ કે બીજાની બરોબરી કરવાની શક્તિ પોતાનામાં છે નહીં, અને બીજો માણસ તો પોતાના ઉદ્યમ વડે વધતો જાય છે, તથા બીજા લોકોનાં વખાણને પાત્ર થાય છે, તે વખાણ જ્યારે પેલો અદેખો સાંભળે છે ત્યારે તે તેનાથી સહન થઇ શકતાં નથી, ને તેને માથે ખોટા ખોટા આરોપ મૂકી, હલકો પાડવાનો યત્ન કરે છે; પણ તેથી પોતેજ હલકો પડે છે. માટે એવી અદેખાઈ જેનાગાં હોય તેણે છોડી દેઈને, વાજબી ઉદ્યોગથી, સીધે રસ્તે બીજાની બરોબરી કરવાની ટેવ પાડવી, એજ પોતાના ભવિષ્યના ભલાને માટે ઉત્તમ રીત છે.

---

## ક્રોધ.

ક્રુધ્ એટલે ગુસ્સે થવું, ને ક્રોધ એટલે ગુસ્સો. દરેક માણસના મનમાં ઓછો વત્તો આ ગુણ હોય છે, એટલુંજ નહિ પણ તેની સાથે તેના ભાઈબંધો પણ હોય છે. તેઓ છ છે. કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર અને લોભ. તેમાં સૌનો રાજા તે ક્રોધ છે. આ છ ગુણને જ્ઞાની લોકો આપણા શત્રુ કહે છે. ક્રોધ વિચારીને કર્યો હોય તો સારે છે. પણ ગેર વિચાર્યો ક્રોધ કે જેથી સાહસ કાગ થઈ જાય છે, તે કરવો બહુ ખોટો છે, ને એવા ગુસ્સાથી વખતે એવાં નુકશાન થાય છે કે જીવતપર્યંત તેનું વળતર વળે નહીં. ગુસ્સો એ દારૂની કેફ છે. જેગ મદ્યપાન કરનારાને, હું શું કરૂં છું તેનું ભાન રહેતું નથી, તેગ ગુસ્સાવાળાને હું કોના આગળ બોલું છું, શું કાગ કરૂં છું, ને તેનું પરિણામ શું આવશે, તેની ખબર રહેતી નથી. જો કે એ ગુસ્સાવાળો પાછળથી પોતેજ પસ્તાય છે. માટે એવો ગુસ્સો કદી આણવો નહીં, **नास्तिक्रोध समो वन्हि** ક્રોધના જેવો બાળનાર બીજો અગ્નિ નથી. એ સત્ય છે.

આ ઉપરથી એમ ન સગજવું કે ગુસ્સો તજી દઇ કેવળ ભક્તજ બનવું, એટલે કોઈ તુંકારો કરે તો સાંખી રહેવું, કોઈ ગારે તો માર ખવો, અગર બીજું કંઇ નુકસાન કોઇ કરે તો બેઠા બેઠા જોયા કરવું. જો તેમ કરીએ તો આ દુનિઆગાં જે સારા માણસ

હશે તે તો કદાચ આપણને સારા કહેશે, પણ નઠારા માણસોથી તો આપણને ઘણું નુકશાન વેઠવું પડશે. માટે એવે ઠેકાણે વિચાર કરીને વાજબી ગુસ્સો બતાવવો જોઇએ.

કોઇ કહેશે કે વિચારીને ગુસ્સો કરવો એ તે શું ? વિચારને અને ગુસ્સાને તો સો ગાઉનું અંતર છે? જો વિચાર હોય તો ગુસ્સો ઉત્પન્નજ ન થાય? એનો ખુલાસો એ છે કે, આપણને કોઇએ ગાળ દીધી, અગર કંઇ નુકશાન કીધું; આપણા નોકર કે બીજા માણસે બેપરવાઇથી કામ કર્યું તે વખતે જો કે આપણને ખરો ગુસ્સો ઉત્પન્ન થયો નથી, પણ વિચારમાં એમ આવ્યું કે જો આપણે આમ ખમ્યા કરીશું તો એથી દુષ્ટ માણસો વધારે હેરાન કરશે કે બીજા માણસો સારી રીતે કામ નહીં કરે, માટે આટલું ગુસ્સાની અંદર બોલવું એ વાજબી છે, એમ ધારી ગુસ્સો કરાય તો તેથી આળસુ કે બે ફિકરા માણસોને અસર થઈને આપણે સુખી થઇએ. માટે એવો વાજબી ગુસ્સો તો રાખવો. એક સર્પને કોઇ યોગીએ જ્ઞાન દીધું કે કોઇને કરડવું નહીં. કારણ કે તેથી જીવ હત્યા થાય છે, માટે તું પાપના ખાડામાંથી નીકળીશ નહીં. એ ઉપદેશથી તેણે કરડવું છોડી દીધું. આજુ બાજુના માણસો તેની પાસે આવે, નાનાં છોકરાં તેને મારે, ચીડવે, અને બીજાં કેટલાંક દુઃખ દે, તેથી એ દિવસે દિવસે દુબળો થઈ મરવા પડયો. એવામાં પેલો જોગી તે ઠેકાણે આવી ચડયો. તેણે સર્પની માઠી હાલત જોઇ તપાસ કરી તો તેનો બોધજ નુકશાન કર્તા લાગ્યો. એ ઉપરથી જોગી બોલ્યો કે મેં તને કરડવાની ના પાડી હતી, પણ ફુફ્વાટ તો રાખવોજ એથી તને હેરાન કરનાર દુર નાશી જશે, અને તું સુખી થઇશ. એ સર્પના ફુફ્વાટાની પેઠે વાજબી ગુસ્સો તો રાખવોજ.

અવિચારથી થયેલા ગુસ્સાને માટે કે જન્મથીજ એવા ચીડીયા સ્વભાવ માટે ધીમે ધીમે સુધારો કરવો જોઇએ. જો ગુસ્સા વખતે આપણને ભાન ન રહેતું હોય તો તે વખતે એટલોજ નિયમ રાખવો કે, બોલવું ચાલવું કે કાંઈ કામ કરવું નહીં, પણ ગુસ્સો ઉતર્યા પછી કરવું. તેમ એવા માણસોની સાથે કોઇએ ટક્કર ન લેવી, પણ એની મેળેજ શાન્ત થવા દેવો.

---

# લોભ.

લોભ (સં=(લુભ=લોભાવું+અ.) એટલે લોભાવું. લોભ પણ છ શત્રુમાંનો એક છે. જેમ ગુસ્સામાં મગજ ખસી જાય છે ને કંઈ ભાન રહેતું નથી તેમ લોભી માણસ પણ લોભમાં આંધળો છે. રાત દિવસ મહા મહેનત કરે છે, કશું સુખ ભોગવતો નથી, રાત્રીમાં કદાચ આરામ લેવાને ઉંઘ લેતો હોય તેને પણ નકામી ગણે છે. સારૂં પહેરવું ઓઢવું તો ક્યાંથી હોય! શરીર સંરક્ષણાર્થે તેને જે કરવું પડે તે ભારે લાગે છે, ઘેર કોઈ પરોણો આવે તો તેને કાળ જેવો લાગેછે, બીજો વ્યવહાર પણ સાચવી શકતો નથી, સગા વહાલા વગેરે કુટુંબીઓનું પોષણ બરાબર કરતો નથી. તેથી બધા માણસોનો તિરસ્કાર પામે છે, ને ઘરનાં માણસજ તેને ન ચહાય તો પરાયા લોક તો શી રીતે ચહાય! ફક્ત લક્ષ્મી દેવીનોજ પૂજારી છે, અને તે સંગ્રહ કરવા માટે પુષ્કળ મહેનત લે છે. પણ લક્ષ્મી દેવી તેને તિરસ્કાર કરી, તરછોડી નાંખે છે, અને આખર કંઈપણ સુખ ભોગવ્યા સિવાય, જન્મથી મરણપર્યંત દરિદ્રી હાલતમાં રાખી, ધનની હાયપીટ સાથે મોતને સ્વાધીન કરે છે.

**दानं भोगो नाशस्तिस्रो गतयो भवन्ति वित्तस्य, योनददाति नभुंक्ते, तस्य तृतीयागति र्भवति.** પૈસાની અવસ્થા ત્રણ પ્રકારે થાય છે. દાન, ભોગ અને નાશ. પણ જે દાન દેતો નથી. કે ભોગ ભોગવતો નથી તેનું ધન, સામળ કવિના કહેવા પ્રમાણે "તસ્કર, અગ્નિ કે કોઇક હાકેમ લૂટશે." મતલબ કે નાશ થાયછે. અને તે મહામહેનતે સંપાદન કરેલો વહાલામાં વહાલો પૈસો નાશ પામશે, અગર તેને મૂકીને મરવું પડશે, ત્યારે તેના મનમાં કેટલો ખેદ થશે!

લોર્ડ બેકનનું કહેવું છે કે, "જેને ધનાઢ્ય થવું હોય તેણે પોતાની કમાઈમાંથી અડધ ભાગ ખર્ચવો અને અડધ ભાગ બચાવવો, ને અડધ ભાગ બચે તેવું ન હોય તો ⅓ તો અવસ્ય બચાવવોજ." પણ કંજુસના કર્મની કહાણીઓની પેઠે માંદા પડે તો ઓસડ ન કરવું, ગમે તેવો સખ્ત તાપ પડે તોપણ જોડા ન પહેરવા, પ્રસંગોપાત યોગ્ય ખર્ચ ન કરવું, અને શરીરે અતિશે કષ્ટ વેઠવું, એ તો કેવળ ગાંડાઇજ કહેવાય.

કરકસર કરવાની દરેકને જરૂર છે, કેમકે તેમ ન રાખે તો ધન, યશ, વિદ્યા વગેરે સારી રીતે મેળવી શકાય નહીં—પણ તેની હદ રાખવી. "લોભને થોભ નહીં" એ બાબતની ચોથી ચોપડીમાં લોભિઆ બ્રાહ્મણની વાત લખી છે, એ પ્રમાણે ન થવું જોઇએ.

લોભથી ભાર વકકર ઘટી જાય છે, અને બીજા સારા ગુણ છતાં તે કીર્ત્તિ પામતો નથી, અને સંતોષ, જે સુખનું મૂળ છે તે તેનામાં નહીં હોવાથી હરાયા ઢોરની માફક, ધનને માટે રખડતો ફરેછે, અને એજ લોભ એને કોઇ વખત મહા અઘોર કર્મના ખાડામાં ઉતારે છે. માટે માણસોએ હદમાં રહી લોભ રાખવો જોઈએ. એકઠો કરેલો પૈસો, પાછળ રહેલાં બૈરાં છોકરાં મોજમઝા ભોગવી ઉડાવે, અને પાપનો ગાંસડો પોતેજ વહોરી લેવો—એવી જાણી જોઇને કૂવામાં પડવાની રીત હરકોઇ લોભી માણસે રાખવી નહીં.

**लोभस्स्वल्पोगुणान्हन्ति, जप्तंतत्पंहुतंचयत्**
**क्षीयते सकलोधर्मः भिन्न भांडाद्य थापयः ॥**

અર્થ—જેમ ભાગેલા વાસણમાંથી પાણી ઝટ વહી જાય છે, તેમ લગાર લોભથી પણ સઘળા સારા ગુણ નાશ પામે છે; તથા જપ, તપ, હોમ વગેરેનું ફળ મળતું નથી ને ધર્મનો પણ નાશ થાયછે.

## અભિમાન.

અભિમાન એટલે પોતે પોતાનું ઘણું માન ધરાવતો હોય તે. એને હું પદ, ગર્વ અને અહંકાર પણ કહે છે. અભિમાનથી ફાયદા તો નથીજ પણ ગેરફાયદા ઘણા છે. અભિમાન ન રાખવું એટલે નમ્ર થવું એ મૂળ હેતુ છે, પણ તેની સાથે કહેવું જોઇએ કે અભિમાન અને સ્વમાનમાં ઘણો ફેર છે. એ બે શબ્દોનો અર્થ કેટલાક, એકજ કરેછે એ ભૂલ ભરેલું છે. કારણ કે સ્વમાન સાચવે નહીં તો લોકો તેને લેખવે નહીં, તેમ પોતાની ધારેલી ફરજ પણ બરાબર પાડી શકે નહીં, પણ સ્વમાન એવી રીતે ન રાખવું જોઇયે કે જેથી અભિમાની ગણાઈયે.

આ દુનિઆમાં અભિમાની પુરૂષ જોકે પોતે માન મેળવીને સૌથી મોટા કહેવરાવવાને ચાહે છે, પણ માન અને માણસ તો એનાથી છેટે છેટે ભાગેછે. જે માણસ અભિમાન રાખતો નથી તેને

ઘણા સ્નેહીઓ મળેછે, આ દુનિઆમાં આબરૂ મળેછે, અને તેનાથી બને ત્યાંસુધી કોઇ પાપી કર્મ થતું નથી, વગેરે ઘણા લાભ નિરાભિમાનીને થાયછે.

"હુંપદથી હરિ વેગળા" એ આપણુમાં ચાલતી કહેવત બરાબર છે. જુઓ કે દુર્યોધન, કરણ, રાવણ એમણે અભિમાન કર્યા તો, આખરે તેઓ સર્વ સમૃદ્ધિ છોડી આ દુનિઆં અકાળ મૃત્યુ પામી છોડી ગયા—એટલું બધું નુકશાન એમને થયા છતાં પણ હજી લોકો તેમનું સારૂં બોલતા નથી.

અભિમાની માણસ હમેશાં અતડો ગણાયછે. કારણ કે તે કોઇ માણસની સાથે ભળી શકતો નથી. અને અભિમાન એજ એનો જાતિ સ્વભાવ હોવાથી, બધાને તે તુચ્છ ગણેછે, પણ એથી ઉલટો તેજ તિરસ્કાર પામેછે, કોઈ વખત ભૂલ થઇ હોય તે પણ અહંપદને લીધે તેનાથી કળી શકાતી નથી, તેમ તેના લાગતાવળગતા પણ તેને તે બતાવવાની હિંમત ધરતા નથી, અને આખરે મોટા ભોગને આધીન થઈ, તેનો ઝેરી સ્વાદ ચાખે છે, કષ્ટને વખતે તેને કોઈ મદદ કરતું નથી, અને પરિણામે તેનો સઘળો સ્વાર્થ બગડે છે.

અભિમાન ઘણી તરેહનાં થાયછે. ધનનું, વિદ્યાનું, રૂપનું, કુળનું, જાતનું, દેશનું, ગુણનું વગેરે. એમાં બધાં અભિમાનથી ઘણું નુકશાન થાય છે. જો કે એ દેશનું, જાતનું અને પૈશા વગેરેનું યોગ્ય અભિમાન સારાં કામ કરવામાં રાખીએ તો ઘણા લાભ થાયછે. પણ એવું રાખનાર જવલ્લાજ હોય છે. "શેરને માથે સવાશેર હોય છે" એ કહેવત યાદ રાખી, ઉપર કહેલાગાંથી કોઇપણ જાતનું મિથ્યાભિમાન કે ડોળ કોઇએ રાખવું નહીં. આપણા વિદ્વાન રૂષિ કહેછે કે.-

**अभिमानेन नश्यन्ति, कीर्त्ति लक्ष्मी गुणादयः**

**त्यजंति सुहृदो नित्यं, दुःखं मानादवाप्नुयात्॥**

અર્થ—અભિમાનથી કીર્તિ, લક્ષ્મી, ગુણ, એ નાશ પામેછે, ભાઈ ભાંડુ તજી દેછે, અને ઘણું દુઃખ આવી પડેછે.

---

## દઢતા.

દૃઢતા એટલે નિશ્ચયપણું-આ ગુણની દરેક માણસને ઘણી જરૂર

છે. દુનિઆદારીનાં કામ કરવાને એની ડગલે ડગલે જરૂર પડેછે. જેનું મન ડગમગ થયા કરેછે, તે ભાગ્યેજ એકાદ કામ સારૂં કરી શકેછે.

**रत्नैर्महार्हैस्तुतुषुर्नदेवा, नभेजिरे भीम विषेण भीतिम्;**
**सुधां विनान प्रययु विरामम्, ननिश्चितार्थाद्विरमन्तिधीराः**

ઢચુપચુ મનવાળો કોઇપણ કામને માટે વિચાર કરવા બેસે છે ત્યારે તેનું મન સંકલ્પ વિકલ્પ કર્યા કરેછે. આ કામ સારૂં છે કે નરસું, એ મારાથી થશે કે નહીં? આજ કરવું કે કાલ કરવું? એમાંથી શું ફળ આવશે? એમ કરતો કરતો, દિવસના દિવસ કાઢી નાંખેછે. તેમાં એકે વિચાર નક્કી થતો નથી, કદાચ તેનું મન કામ કરવાને ઉશ્કેરેછે, પણ દૈવયોગે તેની અંદર કંઇ અડચણ આવેછે તો તે કામ, નુકશાનની સાથે પડતું મૂકેછે. એવા માણસો પોતાનો આખો જન્મારો નિરર્થક કાઢેછે, ને કોઈપણ કામમાં ફતેહ પામતા નથી.

કંઇ પણ કામ કરતા અગાઉ માણસે અવશ્ય વિચાર કરવો કે, આ કામ સારૂં છે કે નરસું, એ મારાથી બની શકશે કે નહીં, અને તેનું પરિણામ શું આવશે? એ બાબતનો વિચાર કરી આરંભ કરવો, અને પછી ગમે તેવી હરકતો નડે તોપણ પૂરૂં કરે છૂટકો. એવો સ્વભાવ જે માણસનો હશે, તે ભલે ગરીબ હોય તોપણ આ દુનિઆમાં નામ ધારી થઇ પડેછે, કેમકે દરેક કામ દ્રઢતા પૂર્વક કરવાથી તે આબરૂ, લક્ષ્મી વગેરેમાં વધારો કરે છે.

ઉપલા શ્લોકમાં દેવોનો દાખલો આપ્યોછે, તે દેવોએ અમૃત મેળવવા માટે સમુદ્ર મથન કરેલું, પણ પહેલાં ચૌદ રત્ન અને પછી ભયંકર ઝેર નીકળ્યું, તોપણ તેઓ રત્નથી લોભાયા નહીં કે ઝેરથી બીધા નહીં તો, આખરે અમૃત પામ્યા. તેવીજ રીતે ઉપર પ્રમાણે વિચાર કરી હરકોઇ કામ કરવા માંડવું, જો તે કામ આપણાથી બની શકે તેમ ન હોય અગર તેમાંથી માઠું ફળ આવે તેવું હોય તો બેસી રહેવું એ ઉત્તમ છે. એને બુદ્ધિનું પહેલું લક્ષણ કહેછે, અને આરંભેલા કામને છેડે દ્રઢતાથી જવું, એ બુદ્ધિનું બીજું લક્ષણ છે–તે ઉપર કહેલું છે કે.—

**अनारंभोहि कार्याणां, प्रथमं बुद्धि लक्षणम्;**
**आरंभस्यान्त गमनं, द्वितीयं बुद्धि लक्षणम्.**

આવીજ દૃઢતા રાખી કામ કર્યાથી અમેરિકને અને યુરેપિયને આગળ વધેલાછે. નવા નવા યંત્રો શોધી કાઢેછે, ખગોળના અજાણ્યા ચમત્કારો નજરે બતાવેછે, અને એથી જ્ઞાનના દરવાજા ખૂલ્લા થયાછે. ઈંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે દસમિનિટમાં સંદેશો જાય, તે પણ થઇ ચૂક્યું છે.

જુઓ કે કોલમ્બસે પોતાની દૃઢતા મૂકી હોત તો અમેરિકાનો શોધ લાગત ! ગાલિલીઓની દૃઢતા ન હોત તો પૃથ્વી ફરેછે એમ કોઈ કહેત ! માર્ટીનલ્યુથરની દૃઢતા વગર પ્રોટેસ્ટાંટ ધર્મ ઉભો થાત! શ્રીમદ્ શંકરાચાર્યની દૃઢતા સિવાય બૌદ્ધ ધર્મ નાશ પામ્યો હોત ! દૃઢતાના દાખલા એવા એવા, આ દુનિઆમાં ઘણા મળી આવે તેમ છે.

વિદ્યાર્થીઓએ પોતાના અભ્યાસમાં અડગપણે મંડયા રહેવું જોઇયે. જે એવી રીતે વર્તશે તે પોતાના કામમાં સારી રીતે ફતેહ પામશે.

પણ એ બાબતમાં રાવણશાઇ હઠીલાપણું ન આવી જાય એની સરત રાખવી. નહિતો એજ દૃઢતા તમને આડે રસ્તે દોરી પાયમાલ કરશે. સારા કામને માટેજ એ ગુણનો બરાબર ઉપયોગ કરવાનો છે.

---

## સંભાષણ.

સંભાષણ(સં)=(સમ્=સારી રીતે+ભાષ્=બોલવું+અન પ્રત્યય) એટલે સારી રીતે બોલવું. એક બીજાના વિચાર જણાવવાને માટે ઈશ્વરે પ્રાણી માત્રને જીભ આપેલીછે, તેથી એક બીજાના વિચાર જણાયછે, અને સઘળો સંસારી વહેવાર ચાલેછે. એ જીભથી આ દુનિઆમાં સારાપણું અને નઠારાપણું બંને મેળવાયછે. નઠારૂં બોલનાર કરતાં મુગો માણસ ઘણે દરજ્જે સારો. કારણ કે તે નઠારાં વચન બોલી કોઇનું મન દુખવી શકતો નથી.

સિકંદર જ્યારે દુનિઆં જીતવા નીકળ્યો ત્યારે તેના ગુરૂએ એવી શીખામણ આપી હતી કે, "તું મોટા મોટા કિલ્લા અને મોટા મોટા પહાડ ભલે તોડે, પણ નઠારા શબ્દ વાપરી કોઇનું મન તોડીશમાં." વચનથી જેટલી ખરાબી થાયછે તેટલી કૃત્યથી થતી

નથી. બીજાં કૃત્ય વગેરે પાછાં ખેંચી લેવાયછે, પણ નીકળેલું વચન પાછું ખેંચી લેવાતું નથી, માટે દરેક માણસે બોલતા પહેલાં સારી પેઠે વિચાર કરવો જોઈએ.

જેમ વિચાર એ, વાણીનું ભૂષણ છે, તેમ વિનય, શુદ્ધતા, સરળતા, યથાર્થતા, અને યથાયોગ્યતા, એ પણ ભૂષણ છે. વિનયનો નિબંધ આગળ આવી ગયોછે. શુદ્ધતા એટલે જેવા ઉચ્ચાર હોય તેવા બરાબર કરવા. સરળતા એટલે કોઈને સમજતાં મુશ્કેલ પડે નહીં એમ બોલવું. યથાર્થતા એટલે જે વિચાર આપણા મનમાં હોય તે સામાના મનમાં બરાબર ઠસે એવા શબ્દ વાપરી બોલવું, કે જેથી અર્થમાં ફેર ન પડે, યથાયોગ્યતા એટલે એકના એક અર્થમાં ઘણા શબ્દ વપરાતા હોય, પણ તેમાંથી કયો અર્થ કયે ઠેકાણે વાપરવો તે. આ બધું પોતાની વાણીમાં મીઠાશ ઉપજાવવા માટે છે. જુઓકે કેટલાએકનાં લખાણ અને ભાષણ સાંભળીને આપણા મનમાં તુર્ત અસર થાયછે, તે તેમની લખવા બોલવાની ઉત્તમ શકિતને લીધેજ. જે બોલવું તે વિચારીને બોલવું એટલુંજ નહિ પણ જેમ બને તેમ થોડું બોલવું. એટલું થોડું નહીં કે સામો માણસ સમજી શકે નહીં, અગર એટલો લવારો ન કરવો કે સામો માણસ કંટાળી જાય.

વાણીની માધુર્યતા એ સોબત ઉપર આધાર રાખેછે. બીજી ચોપડીમાં બે પોપટના બચ્ચાંની વાત આવી ગઈ છે, તેમાં જુઓ, સોબતે કેટલી અસર થઇછે! નાના બાળકોને વધારે છૂટથી બોલવાની ટેવ હોતી નથી; પણ છોકરાએ અરસ્પરસ અગર મહેતાજીએ ઘેરથી નિબંધ ન લખી મંગાવતાં, નિશાળે બોલાવવાનો રીવાજ રાખ્યો હોય, ને તે વેળા ટીકા કરી, સુધારવાની ટેવ પાડી હોય, તો તેમને જાહેરમાં સારૂં બોલતાં આવડે, એટલુંજ નહિ પણ તેમની શરમ તૂટી જાય. કેટલાક વિદ્વાનો શરમને લીધે જાહેર સભામાં બરાબર બોલી શકતા નથી, તેના દાખલા જો આપણે શોધીયે તો ઘણા મળી આવશે.

પોતાના બરોબરીઆ, ભાઈભાંડું, અને બીજા મુરબ્બીઓની સાથે કેમ બોલવું, તેની કેળવણી નાનપણથીજ મળવી જોઈએ— જે છોકરો સારાં વચન બોલેછે તે બધાને વહાલો લાગેછે, તેમ

જે નઠારૂં બોલે છે તે બધાને અપ્રિય લાગેછે. જેમ પોપટને સર્વ પાં લેછે, પણ કાગડો, ઘુડ, હોલો, ગધેડો, વગેરેને ઘર આગળથી હાંકી કાઢેછે. એ તેમના વચનને લીધેજ.

વચનથીજ ઉંચ, નીચ, સારૂં, નરસું કે ખાનદાનીયત, એ સર્વ જણાઈ આવેછે. માટે તોછડા, અભિમાનના, અવિવેકના કે નકામું ડોળ બતાવવાના મોટા મોટા શબ્દ ન વાપરતાં, શુદ્ધ અને મધુર લાગે તેવા શબ્દ વાપરી બોલવું જોઇએ. આપણા શાસ્ત્રમાં કહ્યું જે કેઃ—

**नजार जातस्य ललाट शृंगम्, कुलप्रसूतेर्नच पाणीपद्मम्**

**यदायदा मुञ्चति वाक्यबाणं,तदा तदा जातिकुलप्रमाणम्.**

એટલે હલકા માણસને માથે શીંગડાની નિશાની કે કૂળવાનને હાથે પદ્મની નિશાની હોતી નથી. જેમ જેમ વાણી બોલતો જાય તેમ તેમ તેનું જાતિ અને કૂળ જણાઇ આવેછે.

---

## ક્ષમા.

ક્ષમા (સં. ક્ષમ્=માફ કરવું) એટલે આપણો ગુનો કોઇ કરે તો તેને યોગ્ય ઠપનો આપી, દર ગુજર કરવી તે. એક કવિ કહેછે કે, **"क्षमावीरस्यभूषणम्"** એ બરાબર છે. માફી આપવી, એ ખરેખરા વીર પુરૂષનુંજ કામ છે, બીકણ માણસથી ક્ષમા અપાતી નથી.

જેમ તનના સુધારા માટે સારાં ખોરાક પાણીની જરૂર છે, તેમ મનના સુધારા માટે સારા સારા ગુણોની જરૂર છે. તેમાં આ ગુણ પણ દુનિઆદારીમાં બહુ ઉપયોગી છે. માણસ માત્ર ભૂલને પાત્ર છેજ, અને તેથી આપણે ભૂલ કરીયે તો બીજા માણસની માફી ચાહીયે, તેમ બીજા માણસો ભૂલ કરે તો આપણી માફી ચાહે, એ દેખીતું છે. હવે એ ગુણ જો માણસમાં ન હોય તો કેટલી બધી ખરાબી થાય તે જુઓ. સહેજ સહેજ ભૂલને માટે મારામારી ને કાપાકાપી ચાલે, બાપ દીકરાને, ઉપરી તાબેદારને, સ્ત્રી પુરૂષને અને મિત્રે મિત્રને એક ઘડી પણ બને નહીં; અને તેથી આ જગતની હાલની સ્થિતિ જોવામાં આવે નહીં. પણ પરમ કૃપાળુ ઇશ્વરે એ ગુણ દરેકમાં થોડા ઘણો અને કોઇમાં વિશેષ મૂકેલો છેજ. તેથી

બધો વ્યવહાર બરાબર ચાલી શકેછે.

ક્ષમા નહીં રાખનારને કોઈ બોલાવતું નથી, સગાં વહાલાં પણ પ્યારની નજરથી જોતાં નથી, ચીડીઆ સ્વભાવવાળો કહી બધા તિરસ્કાર કરેછે, મિત્ર મળવો તો દુર્લભ, અને આખો દિવસ તેનું ચિત્ત બળાપામાં ને બળાપામાં રહી, ખાધું પીધું ભસ્મ થઇ જાયછે.

ક્ષમાવાળો માણસ, કોઈ એનું નુકશાન કરે તોપણ તે મનમાં લાવતો નથી, ને તેનું ભલું થવા તરફ નજર રાખે છે, તેના મનમાં સામાનું બૂરૂં કરવાનો જરા પણ અંશ આવતો નથી, તેની હમેશાં શાન્ત પ્રકૃતિ રહેવાથી તે પોતાનો વખત આનંદમાં ગુજારે છે, લડાઈટંટા કે કંકાસ તો તેનાથી દૂરજ નાસેછે; તેને આખું જગત મિત્રરૂપજ લાગેછે, બધા માણસો પ્યારથી જુએછે, તેના કુટુંબમાં પણ એના ગુણવડે શાન્તીજ પ્રસરેછે. એવા એવા ઘણા લાભ થાયછે. માટે દરેક સમજુ પુરૂષે એ ગુણ ગ્રહણ કરવા માટે બનતો પ્રયત્ન કરવો જોઇયે. એના જેવું બીજું ઉત્તમ હથિઆર નથી. જેમ શત્રુઓને હઠાવવાને રણસંગ્રામમાં ખડ્ગ કામ લાગેછે, તેમ ક્રોધ વગેરે મનસ્વી શત્રુઓને હઠાવવાને ક્ષમા પણ ઉત્તમ ખડ્ગ છે. વિદુર નીતિમાં કહ્યુંછે કે—

**क्षमा खड्ग करे यस्य, दुर्जनः किंकरिष्यति ?**
**अतृणेपतिता वन्हि, स्वयमेवोपशाम्यति.**

અર્થ—જેમ ઘાસ વગરની જગાએ પડેલો અગ્નિ પોતાની મેળેજ બુઝાઇ જાય છે, તેમ જેના હાથમાં ક્ષમારૂપી હથિઆર છે, તેને દુર્જન શું કરવાનો છે ?

"અવગુણ ઉપર ગુણ કરે એ સજ્જન અભ્યાસ" એ દલપતરામનું વચન ખોટું નથી. દરેક માણસને બીજાની ભુલ અગર ખરાબ વર્તણુક જોઈ, અલબત લાગણી થાય, પણ એ માગણીને ક્રોધાગ્નિ રૂપે બહાર ન કાઢવી, એજ ક્ષમાવાળાનું લક્ષણ છે. સહેજ ભૂલપર દરગુજર કરવાથી અત્યંત સુખ પ્રાપ્ત થાયછે, પણ સહેજ ગુનાનો બદલો લેતાં જોખમકારી ફળ નીપજેછે, માટે એ ગુણ ઘણો કિમતી છે. હવે એ ગુણની પ્રશંસા વિષે કંઈ વધારે કહેવાનું નથી, પણ "અતિશય સર્વ અસાર" તેની પેઠે ઘણાજ ક્ષમાવંત થવું એ ખોટું છે. વાજબી ગુસ્સો કે ઠપકો તો બતાવવોજ, નહિ તો જલાલુદીનના

રાજની પેઠે ચોરી, ખૂન વગેરે ગુના થવામાં ખામી ન રહે. અને તેથી આપણને ઘણું નુકશાન વેઠવું પડે. માટે એ ગુણ વાજબીપણે ગ્રહણ કરવાની ટેવ બધાએ પાડવી જોઈએ. એથી કોઈ દુશ્મન થશે નહીં, અને આપણું મન સદા પ્રફુલ્લિત રહી, ઇશ્વર પ્રીતિ મેળવવા તરફ લાગશે. આ વાત ચડતીને વખતે અગર ઉંચ પદવી વાળાએ ઘણી વિચારવા લાયક છે. ગરીબ માણસ મોટા તરફ નમ્ર થઇ તેમના બોલવાનું દરગુજર કરેજ, પરંતુ મોટો માણસ જ્યારે નાનાની તરફ માફી આપીને રહેમ નજરે જુએ, ત્યારેજ તેની ખરી મોટાઈ સમજવી, અને ક્ષમાનો ખરો ઉપયોગ પણ એજ છે.



## માયાળુપણું.

આ દુનિઆમાં માણસ માત્રને માયાળુ થવાની ઘણી જરૂર છે. માણસ જાત અપૂર્ણ છે તેથી તેને અરસપરસ મદદની જરૂર છે. હવે જો કોઇ માણસ બીજા સાથે માયાળુ પણે ન વરતતેતો, અડચણ વખતે કોઇ તેને મદદ કરે નહીં, અને તેથી તેને આ દુનિઆનો વ્યવહાર ચલાવવાનું ઘણું મુશ્કેલ પડે. એ પરથી જણાય છે કે એક બીજા તરફ માયાળુપણે વરતી સુખદુઃખમાં ભાગ લેવો જોઇએ.

માયાળુ સ્વભાવ ઉત્પન્ન થવાને માટે, પ્રાણી માત્ર તરફ સમાન દૃષ્ટિએ જોવાની ઘણી જરૂર છે. જેનામાં સમાન ભાવ નહીં હોયતે સ્વાર્થી નીકળેછે, અને વખતે ખુશામતનો દુર્ગુણ આવે છે, એટલે તેની કરેલી પ્રીતિ ઝાઝા દિવસ ન ટકતાં તે તિરસ્કારજ પામે છે. કેટલાક માણસો બરોબરીયા સાથે અભિમાનથી, ઉપરી સાથે ખુશામતથી અને હલકા માણસ સાથે તિરસ્કારથી વરતે છે, તેમનાથી માયાળુ થવાતુંજ નથી, પણ જેઓ શુદ્ધદિલથી બધા માણસોને પોતાના ભાઈ જેવા ગણી વરતે છે, તે ઘણા જણ સાથે માયા રાખી શકે છે.

માયાળુ સ્વભાવથી વહેવાર સારો ચાલે છે, અડચણ વખતે ઘણી મદદ મળેછે, બધા માણસો પ્યાર કરે છે, મોટા મોટા લોક સાથે પિછાન થઈ, તેમનાથી ઘણા લાભ મેળવાયછે, કુટુંબમાં આનંદ રહેછે. એ પ્રમાણે પોતાનો ભવ સુખ રૂપે ગુજરેછે.

કેટલાક જણ કહેછે કે "અમે તો ઘણી માયા રાખવા જઈયે છીયે પણ સામો ઘણી પ્રીતિ કરતો નથી." એ કહેવું ભૂલ ભરેલું છે. આપણામાં કહેવત ચાલેછે કે "મનોગન સાક્ષી" એ બરાબરજ છે. આપણે બીજા માણસ પ્રત્યે માયાળુપણે વરતી તેને મદદ કરીયે તો તેનું મન પણ આપણા જેવું થાયજ. નાનાબાળકોને નાનપણથીજ હળી મળીને માયાળુપણે રહેવાની ટેવ પડે તેમ કરવું. કોઈ માણસનામાં વખતે ભૂલ પડેતો ધીમાશથી સુધારવી, કોઇને અડચણ પડેતો બનતી મદદ આપવી, એક બીજા તરફ સમાન નજરે જોવું, અને પોતાનાથી હલકાં પ્રાણી એક બીજા તરફ કેવી રીતે હેત રાખી વરતે છે તે તપાસવું, એજ માયાળુપણું પેદા થવાને જરૂરનું છે. કેટલાક માણસો સહેજ વાતમાં ચીડાઈ જઇને, પોતાના મિત્ર કે બીજા કુટુંબીઓ તરફ ક્રોધની નજરથી જુએછે, તેવાથી કદિ માયાળુ થવાતું નથી, એ ગુણમાંતો એક બીજાના અવગુણની દરગુજર અવશ્ય થવી જોઇયે.

કેટલાક માણસોને પોતાના કુટુંબી સાથે પણ બનતું નથી, અને કેટલાક જણ જેના સંબંધમાં આવેછે તે બધાની પ્રીતિ મેળવે છે, એ આ ગુણને લીધેજ, માટે માયાળુ સ્વભાવ દરેકને ઘણો કામનો છે.



## સ્વતંત્રા.

સ્વતંત્રતા ( સં )=( સ્વ=પોતે+તંત્ર=તાબે+તા=પણું ) એટલે બીજાના હકને નુકશાન ન કરતાં પોતાને વાજબી લાગે તેમ વરતવું તે. એ ગુણ માણસ માત્રમાં નાનપણથી ઈશ્વરે મૂકેલો છે. એક નાનાબાળકને પોતાની ઈચ્છા પ્રમાણે વર્ત્તવાનું મન થાય છે, અને તે પ્રમાણે જો ન કરવા દઇએ તો તેને માઠું લાગેછે. તેપરથી જણાય છે કે નાનપણથી સ્વભાવિક રીતે એ ગુણનો અંકુર ફૂટે છે. માટે એ ગુણની યોગ્ય કેલવણી માબાપે નાનપણથીજ બાળકને આપવી જોઇયે. એકદમ ધાકમાં ન રાખતાં તેને વાજબી કામ કરવા દેવું, તેથી તે પોતાની મેળે વિચાર શક્તિનો ઉપયોગ કરી, આગળ જતાં દુનિઆંદારીની હરકતો સ્વતંત્રપણે દૂર કરી શકશે.

એ બાબત શિક્ષા ગુરૂએ પણ સાવચેતી રાખવાની જરૂર છે. બાળકને પોતાના વિચાર સ્વતંત્રપણે જણાવવા દેવા, પછી તેમાંના સાર અસારનો વિચાર બતાવી, એ ગુણનો સારે રસ્તે ઉપયોગ કરતાં શીખવવું.

જે માણસનામાં નાનપણથી સ્વબુદ્ધિના આધારે કામ કરવાની ટેવ નથી હોતી, તેને મોટપણે બીજાપર ઘણો આધાર રાખવો પડે છે, ને જોખમ કારી કામ વખતે તે મૂઝાયછે, વળી પોતાનો વિચાર નિઃશંકપણે બતાવી શકાતો નથી, પણ જો નાનપણથી સ્વતંત્રપણે વિચાર કરવાની ટેવ પડી હશે તો એ હરકતો નડશે નહીં.

કેટલાક જણ સ્વતંત્રતાનો ઉપયોગ આડે રસ્તે કરેછે. તેઓ એમ જાણેછે કે, પોતે ગમે તેમ વરતીએ તેમાં બીજાને કહેવાનો શું હક છે? આવો ગેરઉપયોગ થાય તો ઘણું ખોટું. દરેક ચીજનો બે રીતે ઉપયોગ થાય, સારી રીતે અને નઠારી રીતે. તેમ સ્વતંત્રાનો ગેરઉપયોગ કરી માબાપની સામા થવું, શિક્ષક કે ઉપરીનો હુકમ ન માનવો, અને બીજાં માણસની શીખામણ તરફ કંઇ લક્ષ ન દેવું, એ ખરાબ રીત છે. બેશક પોતાના વિચાર વાજબી રીતે હિંમત રાખી જણાવવા, એ સારી વાતછે, પણ જો તેમાં વિવેકની ખામી હોય તો, સ્વતંત્રતા દીપવાની નથી. એથી તો પરતંત્રતા સારી.

વાસ્તવિક રીતે જોઇયે તો દરેક માણસ સ્વતંત્ર છે, ને પોતે મરજી મુજબ કરવાને મુખ્તિઆર છે, પણ એનો ઘટતો ઉપયોગ શી રીતે કરવો, એ શીખવાની ઘણી જરૂર છે. કેટલાંક બાળક નાનપણથી પોતાનાં માબાપ કે શિક્ષકના હુકમને આધિન ન રહેતાં, સ્વછંદ પણે વરતેછે, તેઓ આગળ જતાં કેવાં હેરાન થાયછે! તે બધાજણ જાણેછે. એનું કારણ સ્વતંત્રાનો ગેરઉપયોગજ છે. ઉપરી સાથે, માબાપ સાથે, બરોબરીઆ સાથે અને હલકા માણસ સાથે કેવી રીતે વરતવાથી, આપણું તથા સામાનું માન સચવાશે, એ જાણવાને ઘણા અનુભવની જરૂર છે. અને એવું જાણનાર માણસ ઉપલો ગુણ બરાબર સાચવી જાણેછે.

સ્વતંત્રતાને સાચવી જાણે તેને એ ન્યાલ કરી દેછે. યુરોપી રાજ્યો પોતાના દેશની સ્વતંત્રતા માટે કેટલો બધો યત્ન કરેછે! એ દેખીતુંજ છે. સ્વતંત્ર સંસ્થાનવાળાએ ઇંગલાંડ સામી જોખમ ભરેલી

ટક્કર લીધી હતી તે પણ એ ગુણ માટેજ. કેમકે પોતાના દેશનું રાજ્ય હોવાથી પ્રજાને અનુકુળ સુધારા કરવામાં હરકત નડતી નથી. ઈંગ્રેજ લોકની ચડતી થવામાં આ ગુણ મુખ્ય છે. તેમને નાનપણથીજ સ્વતંત્ર વિચાર દર્શાવવાની કેલવણી અપાયછે, કે જેના વડે આગળ જતાં તેઓ મહાભારત કામો પાર પાડી શકેછે. જે જે દેશમાં એ ગુણની ખરી ખૂબી સમજાયછે તે બધા હાલ ચડતી પાયરીમાં છે.

આપણા દેશમાં આ ગુણની બહુ ખામીછે. પોતાના યોગ્ય હક માગવાને વારંવાર વિદ્વાનો તરફથી પોકાર થયા છતાં, અને નેક સરકારનો આશ્રય છતાં, તેઓ મૂગે મોઢે પડયાજ રહેછે.

એમ થવાનું કારણ એજ છેકે જાતિસ્વભાવજ એવો પડી ગયો છે કે જેમ થાય તેમ થાવા દેવું, એમાં આપણાથી કંઈ વળે નહીં. પણ એ ખાસિયત સારી નથી. તમારા મનમાં શી શી લાગણી રહીછે તે જણાવ્યા વગર, સામો માણસ ગમે તેવો સમજુ હોય પણ, શી રીતે તેનો યોગ્ય અમલ કરે ! માટે દરેક માણસે પોતાની હાજતો પૂરી પાડવા માટે, નિઃશંકપણે દાદ પહોચાડવી જોઇયે, અને એમ થશે ત્યારેજ દેશનો ઉદય થશે.

એ બધી બાબતની સાથે વિવેકબુદ્ધિને જરા પણ વિસારી મૂકશો નહીં. જેમ દરેક માણસ સ્વતંત્ર છે તેમ પરતંત્ર પણ છે. બાળકને માબાપ, સ્ત્રીને પતિ, મિત્રને મિત્ર, નાતને રૂઢી, દેશને કાયદા તથા ધર્મ. એ પ્રમાણે નાનાથી તે મોટા સુધી દરેકને માથે અંકુશતો છેજ. તેમ એવો અંકુશ ન હોતતો માઠાં ફળ પણ થાત. માટે વાજબી અંકુશમાં રહેવાને માટે દરેક માણસ બંધાયેલ છે. હવે તે અંકુશ હદ ઉપરાંત હોય ત્યારે પોતાની યોગ્ય ફરજ બજાવવાને બેધડક દાદે પહોંચવું, એજ સ્વતંત્રતાની ખરી ખૂબી છે. દરેક માણસને આ ગુણ ઘણો કામનો છે, પણ તેનો ગેરઉપયોગ ન થાય તેની સંભાળ રાખવી. સભ્યતાની હદમાં રહી, એનો ઘટતો ઉપયોગ દરેક જણે કરવો અને કરાવવો જોઇયે.

---

## ધર્મની જરૂર.

ધર્મનું જ્ઞાન મેળવવાની દરેક માણસને મુખ્ય જરૂર છે. પર-

મેશ્વરે સરજાવેલાં તમામ પ્રાણીમાં મનુષ્ય શ્રેષ્ટ છે; અને તેનું કારણ એજ કે તેનામાં વિચાર શક્તિની જબરી બક્ષીસ ઈશ્વરે મૂકેલી છે. હવે એ શક્તિનો સારો ઉપયોગ કરી પોતાને માટે, કુટુંબને માટે, અને બીજાં પ્રાણી માટે, જે બનતો પ્રયત્ન કરે છે એજ ઉત્તમ જાણવો. એ બધામાં પોતાને માટે કરવાનું કામ સૌથી અગત્યનું છે. પોતે કોણ છે? શા માટે આ વિશ્વમાં અવતરેલો છે? મારો બનાવનાર કોણ છે? તેના પ્રત્યે મારી શી શી ફરજો છે? એ બધું ધર્મના જ્ઞાનથી ખબર પડે છે; વળી બીજી બધી વસ્તુઓથી જે સુખ મળે છે તે ફક્ત આ દુનીઆના અલ્પસુખને માટેજ છે, પણ ધર્મસંબંધી જ્ઞાનથી જે સુખ મળેછે તેતો આ ભવ તથા પરભવ બંનેમાં લાભકારી છે. માટે ધર્મ સૌથી અગત્યનો છે.

ધર્મ બે પ્રકારનો છે. સાધારણ અને વિશેષ સામાન્ય એટલે માણસ માત્રને માનવાનો ધર્મ અને વિશેષ એટલે હિંદુ, ખ્રિસ્તી વગેરે. આપણે અમુક ધર્મની વાત નહીં કરતાં સામાન્ય ધર્મ વિષે અહીં કહેવાનું છે. પરમેશ્વર પ્રત્યે આપણી શી શી ફરજો છે? તેણે આપણે માટે શું શું કીધુંછે? તેને તથા આપણે શો સંબંધ છે? વગેરે જાણવું, એ સામાન્ય ધર્મ છે. દરેક વિશેષ ધર્મમાં પણ આ જ્ઞાન મેળવવાની ખાસ જરૂર છે.

આપણી ઈશ્વર પ્રત્યે ત્રણ મોટી ફરજ રહેલી છે. (૧) જેમ જન્મ આપનાર તથા પાળનાર માબાપ તરફ આપણે માનની નજરથી જોઇયે છીયે, તેમ સકળ વિશ્વપાળક ઇશ્વર તરફ આપણે માનભરી નજરે સદા જોવું જોઇયે, (૨) આપણે તેનાથી ડરીને, તે નાખુશ થાય તેવાં કામ ન કરવાં, (૩) તે આપણા સુખનાં સાધનપૂરાં પાડે છે. અને સર્વથી મોટા છે માટે આપણે તેનું સદા સ્મરણ કરવું જોઈયે એટલે જાણે અજાણે આપણાથી, તેની નાખુશી થાય તેવાં ઘણાં કામ થાય છે માટે તેની માફ માગવી જોઈયે; અને એ સર્વ શક્તિમાન મહાન્ પિતાની અગાધ શક્તિને સંભારીને તેના ગુણ ગાવા જોઇયે. એ ત્રણ ફરજ જો બરાબર બજાવીએતો ચારે પુરૂષાર્થ બરાબર મેળવાય. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થમાં મોક્ષ એટલે જન્મ મરણનો ફેરો ટાળવો એ સૌથી ઉત્તમ છે, અને તે ધર્મના જ્ઞાનથી મેળવાય છે, માટે ઉપર કહે-

શું ધર્મ સંબંધી જ્ઞાન મેળવવાની દરેક માણસની ખાસ ફરજ છે.

કેટલાક માણસો, દુનિઆદારીની ખટપટમાં પડી, આ ઉત્તમ અને સર્વોપયોગી કામમાં ઘણી આળસ રાખેછે, પણ એ ઘણું જોખમ ભરેલું છે; ક્ષણિક સુખ મેળવવાના કામમાં જરા આળસ કરવાથી આપણને ઘણું નુકશાન થઇ પડે છે, તો એક સર્વોત્તમ કામ, જેમાં બંને ભવનું સુખ સમાએલું છે, તે મેળવવામાં આળસ રાખીએતો કેટલું બધું નુકસાન થાય? વળી આપણી જીંદગીનો આપણને ભરોસો નથી કે, તે કેટલો કાળ ચાલશે, માટે એ કામમાં જરા પણ ઢીલ ન કરવી. જ્યારથી આપણી સમજ શક્તિ ખીલવા માંડે ત્યારથીજ, એ સંબંધી થોડું થોડું જ્ઞાન સંપાદન કરવું જોઇએ. માણસને આ દુનિઆમાં શી શી ફરજો બજાવવાની છે એ બધું ધર્મથી જણાય છે, તેથી એ બાબત અગાઉથી ચેતતા રહેવું , કે પાછળથી કોઇ જાતની વાસના પોતાના મનમાં રહે નહી. જે માણસ પોતાનો વખત, દુનિઆના ક્ષણિક સુખની લાલચમાં પડી ફોકટ ગુમાવે છે તેને પાછળથી ઘણો પસ્તાવો થાય છે, બંને ભવમાં તે દુઃખી થાય છે; તેનો વૈભવજ તેને સૂળીની પેઠે સાલેછે; અને કુટુંબપરિવાર, કે જેમાં તે ગરકાવ થઇ રહ્યો હતો તે પણ તેને કંઈ મદદ કરતો નથી. માટે દરેક માણસે આ બાબત વારંવાર મનન કરવી, અને પોતાનો ઉત્તમ પુરૂષાર્થ સાધી લેવો. ભોજ પ્રબંધમાં કહ્યું છે કે—

**एकएवसुहृद्धर्मो. निधनेप्यनुयातिः**
**शरीरेणसमन्नाशं, सर्व मन्यत्तुगच्छति ॥**

અર્થ—બધા સગામાં એક ધર્મજ સાચો છે, કે જે અંતકાળને વિષે પણ સાથેજ આવે છે, ને બીજાં બધાંતો શરીરના નાશની સાથે જતાં રહે છે.

---

## લક્ષ્મી.

લક્ષ્મી એટલે દોલત. આપણા હિંદુશાસ્ત્ર કર્ત્તાઓએ એને સમુદ્રની દીકરી, અને વિષ્ણુંની સ્ત્રી એમ માન્યું છે, અને વિષ્ણુ જગતપિતા માનીને, એને જગતમાતા કલ્પી છે. અને તે ઉપરથી વિષ્ણુનું બીજું નામ માધવ કહે છે; કેમકે જગતમાતા જે લક્ષ્મી

તેનો ધવ એટલે ધણી.

એને શાસ્ત્રકારોએ જગત્માતા કહીછે તે ઉંડો વિચાર કરીનેજ કહીછે એમ લાગેછે, કારણકે જગત્નો તમામ વ્યવહાર એના વડેજ ચાલેછે. આપણે દુનિઆની તમામ ચીજો એના વડે મેળવી, દુનિઆની મોજમઝા ભોગવી શકીએ, એટલુંજ નહીં પણ સગાં વહાલાં અને બીજા લોકો પણ એથી આધિન થાયછે. ધનવાનના બોલને સૌ વજનદાર ગણેછે, મતલબ કે એને પૈસાવડે અપ્રાપ્યની પ્રાપ્તિ થાયછે, એથી ઉલટું સામળ કહે છે કે "દાટ ડહાપણ દીનનું" ગરીબ બિચારો ગમે તેવો વિદ્વાન, સારા ગુણ ધરાવનાર કે ડાહ્યો હોય, તો પણ તેનું બોલવું કોઇ લેખવતું નથી, ને પૈસાદાર માણસ નિરક્ષર હોય, સંસારી અનુભવ ઝાઝો ન હોય, તોપણ કોઈ પંચાત અગર વાંધો પતવવાને લોકો તેનું ઘર પૂછતા જાયછે, ને તેની મરજી મુજબ ફૈસલો મળેછે તો પણ તેનાં વખાણ કરતા ચાલ્યા જાયછે. આખી દુનિઆં જાણે તેનાથી ઓશિયાળી હોય એમ વર્ત્તછે તેનાથી બીએ છે, અને તેને ઘેર મફત ફેરા આંટા ખાઈ મહેરબાની મેળવવાને ચાહેછે, નાતમાં કે ગામમાં તે ધુરંધર ગણાયછે, જ્યાં હોય ત્યાં પહેલે પાટલે તેનું પૂજન થાયછે, સરકારદરબારમાં પણ એટલુંજ માન મળેછે, વળી મોટો ફાયદો એક ધનના બદલામાં ધન વધતું જાયછે, એટલુંજ નહીં પણ જો તે પૈસાનો વાજબી ઉપયોગ પરમાર્થ વગેરેમાં થાય તો ઇશ્વરને ત્યાં પણ ઘણું માન મળેછે. એટલે એ લક્ષ્મી દેવી જેની પાસે હોય, તેને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચારે અમૂલ્ય વસ્તુ મળી શકે છે. ભર્તૃહરિ કહે છે કે.—

**यस्यास्ति वित्तं सनरःकुलीनः सपंडितःसश्रुतिमान गुणज्ञः**
**सएव वक्तासच दर्शनीयः, सर्वेगुणाः काञ्चनमाश्रयन्ते.**

એ પ્રમાણે બધા ગુણો ધનમાંજ રહેલાછે, એ મતલબ શ્લોકમાં કહી.

લોભના નિબંધમાં કહેવા પ્રમાણે યોગ્ય ધન સંગ્રહ તો બધાએ કરવો, પણ એ વાત યાદ રાખવી કે ધનસંગ્રહ કરવામાં અતિ લોભ, પાંપનું મૂળ ન થવું જોઈયે. ધનવાનથવું, અને તેમ થવાને માટે ઈચ્છા રાખવી, તથા તે ઇચ્છા પૂરી પાડવાને માટે ઉદ્યમ કરી, વિદ્યા કે હુન્નર શીખવાં, કે જેથી પુષ્કળ ધન પ્રાપ્ત થાય; અને જે ધન પ્રાપ્ત થાય તેનો યોગ્ય ભોગવટો કરવો એ પણ વિસરવું

નહીં જોઈયે. જે પોતાની ખરી જુવાનીના વખતમાં ધનસંગ્રહ કરતો નથી તેને, છઠ્ઠી ચોપડીમાં કહેલી તીડની હાલત ભોગવવી પડેછે.

**प्रथमे नार्जिता विद्या, द्वितीये नार्जितंधनं;**
**तृतीये नार्जितोधर्मः चतुर्थे किंकरिण्यति.**

"પહેલી વીશીમાં જેણે વિદ્યા સંપાદન ન કરી, બીજી વીશીમાં ધન મેળવ્યું નહીં અને ત્રીજી વીશીમાં ધર્મ મેળવ્યો નહીં; એ ચોથી વીશીમાં શું કરી શકવાનો છે?"—

વિદ્યા, ધર્મ, ધન વગેરે મેળવવાના જે જે વખતછે તે ફોકટ ન ગુમાવતાં, તેઓનો સંગ્રહ કરવો, કે આપણે કવખતે તેનું દુઃખ વેઠી, પાછલી અવસ્થા સંબંધી પસ્તાવો ન કરવો પડે. આ લોક અને પરલોકમાં મોટું સુખનું સાધન લક્ષ્મીછે, માટે બધાએ એ મેળવવાને, બનતો ઉદ્યોગ કરવો જોઈએ.

---

## કરકસર.

"ત્રેવડ ત્રીજો ભાઈ" બે ભાઈ કમાતા હોય, અને તે કમાણીની વ્યવસ્થા કરનાર ત્રીજો કોઈ હોય, હવે એ ત્રીજો માણસ જો કરકસર વાળો હોય તો, તેના બે ભાઇના બદલામાં જેમ ત્રણ ભાઇ કમાતા હોય, તેવો ઉગારો પડેછે. ઘરની વ્યવસ્થા કરવાનું કામ સ્ત્રીના હાથમાં છે. હવે તે જો ઉડાઉ હશે તો, પુરૂષ ગમે તેટલું કમાશે તો પણ તેની કમાણી તરી આવનાર નથી, માટે જેમ બને તેમ સ્ત્રીઓને એ બાબત વધારે સમજૂત દેવી જોઈયે, તેમ પુરૂષે પણ કરકસરીઆ થઇ, પોતાનો દાખલો આપવો જોઇયે.

કરકસર એ, તેટલીજ કમાણી અને તેટલાજ ખર્ચમાં વધારો બતાવી આપનાર છે. એમાં થોડો થોડો ભાગ સંગ્રહ થાયછે, પણ લાંબી મુદતે તેની અમુક રકમ થઇ જાયછે. જેમ કે "કાંકરે કાંકરે પાળ બંધાય, અને ટીપે ટીપે સરોવર ભરાય". એક માણસ કરકસર કરી રોજ બે પૈસા બચાવેછે, તો તેને મહિનાના પંદર આના, બાર મહિને આશરે બાર રૂપિઆ, અને જો તે પચાસ વર્ષ સુધી જીવે તો છસેં રૂપિઆ, વળી તેટલાં વર્ષનું વ્યાજ ગણીએ તો કેટલી મોટી રકમ થાય.? તે તમારી મેળેજ ગણીલ્યો.

કરકસરથી કેટલીક બાબતોમાં તાણ વેઠવી પડેછે, અને તેથી તેવો માણુસ મોજ શોખ કે બીજા દુર્ગુણમાં સપડાતો નથી. એ પણ મોટો લાભ છે, ડો, જોન્સન કહેછે કે :"માણુસને દોલતવાન થવાનો કે સારી સ્થીતિએ પહોચવાનો મુખ્ય રસ્તો કરકસર છે."

જે માણુસના ઘરમાં રૂપિઆ પાંચનું રોજ ખર્ચ હોય, તે જો સવાપાંચનું ખર્ચ કરશે તો એથી વધારે નહીં જણાય, તેમ પોણા-પાંચ કરશે તો એથી ઓછું નહીં જણાય, પણ લાંબી મુદતે આગલી રીતે નિર્ધન બનશે, અને પાછલી રીતથી તે પૈસાદાર બનશે.

જે માણુસને રોજ બે આના કે ચાર આનાની કમાણી છે ને જેમનાથી મોટી રકમ કદિ બચવાની નથી, તેમણે તો પૈસો પૈસો બચાવવાની રીત કદી ભૂલવી નહીં. આપણા શાસ્ત્રમાં કહ્યુંછે કે:-

**क्षणकःकणकश्चैव, विद्यामर्थंच साधयेत्;**
**क्षणत्यागी कुतोविद्वान्, कणत्यागी कुतोधनी.**

એટલે ક્ષણ ક્ષણનો ઉપયોગ કરીને વિદ્યા મેળવવી, અને કણ કણનો ઉપયોગ કરીને ધન મેળવવું. ક્ષણમાં તે શું? એમ કહેનારો કદિ વિદ્વાન થાય નહીં. અને કણમાં તે શું? એમ કહેનારો કદિ ધનવાન થાય નહીં." જમી રહ્યા પછી નિશાળે જવાને પા કલાકની વાર હોય, તેની અંદર કંઈ કામ ન કરતાં, એમાં તે શું? અગર રાતના બે કલાક રોજ વધારે ઉંધીએ તો એવી રીતે આપણી જીંદગી-નો કેટલો બધો વખત નિરર્થક જશે? તેવીજ રીતે રોજ થોડો થોડો પૈસો પણ મિથ્યા ગુમાવીશું તો ઘણે દહાડે મોટી રકમ ચાલી ગયેલી જણાશે. આવી રીતે વખત અને પૈસો જતાં રહી, પાછળથી આ-પણને ઘણો પસ્તાવો થાયછે, માટે એ બંને વસ્તુના કરકસરીઆ થવું એ દરેક માણુસને જરૂરની વાત છે. મિથ્યા ગુમાવવાની ટેવ ધીમે ધીમે છોડવી, અને બીજા કરકસરીયા માણુસોના દાખલા લઇ, પોતાનું વલણ તે તરફ વાળવું. આ બધી બાતની સાથે એટલું યાદ રાખવું કે, કરકસરીઆ થતાં લોભ થઈ જાય નહીં. કરકસરનો અર્થ એજ છે કે વાજબી ખર્ચ કરતાં છતાં તેમાંથી કંઇક ઉગારો પાડવો.

---

## આશા.

આશા એટલે ઇચ્છા. આશા ઘણી તરેહની છે. જેમકે જીજ્ઞાશા (નવું જાણવાની ઇચ્છા), દ્રવ્યેચ્છા, પુત્રેચ્છા, યશેચ્છા વગેરે. પણ એ સઘળી બાબતોનો સમાવેશ, આશા, એ શબ્દમાં આવી જાય છે. ગાંડી કે અયોગ્ય આશાને દુરાશા કહેછે. આશા એટલે પોતાની યોગ્યતા અને મહેનતના પ્રમાણમાં જે ઇચ્છા ધરાવતા હોઈએ તે, અને દુરાશા એટલે પોતાની યોગ્યતા નહીં છતાં ઈચ્છા રાખવી. એ બંનેમાં ફેર એટલોજ છે કે પહેલી જે ઇચ્છા ઉત્પન્ન થઈ, તે પોતાનાથી પાર પાડી શકાશે એમ લાગવાથી તેને અનુસરતાં કામ કરવા મંડી જાયછે, અને તેમાં કોઈ વખત નિરાશ ને કોઈ વખત ફતેહમંદ થાયછે, પણ નિરાશ થવાથી કંટાળતો કે પાછો હઠતો નથી, એ તો વારંવાર મચ્યો રહી પાર પાડે છૂટકો કરેછે પણ દુરાશા તો એ ગુણોથી ઉલટી છે. જ્ઞાનીઓ કહે છે કેઃ— **आशांहि परमंदुःख, निराशापरमंसुखं** આશા એજ મોટું દુઃખ, અને નિરાશા એ મોટું સુખ. વળી કહે છે કે **तृष्णाक्षयं स्वर्गपदं किमस्ति?** જેને કોઈ જાતની ઈચ્છા નથી તેને પછી સ્વર્ગ મળેતોય શું?.

એ બે વાકય દુરાશાને બરાબર લાગુ પડેછે, કારણ કે તે ગહા દુઃખને ઉત્પન્ન કરનારીંછે. જેમ એક ગરીબ માણસ બેઠો બેઠો શેખસલ્લીની પેઠે વિચાર કરે કે, જેમ ફલાણા ભાઈ મોટે હોદ્દે છે અને મહાસુખ માણેછે, તેમ મને પણ થાય તો સારૂં. પણ તેની યોગ્યતાનો વિચાર કરતો નથી, કે સામો માણસ કેવો વિદ્વાન, ખાનદાન કે બુદ્ધિવાન છો. તેની લાયકી શું છ? તે વિચાર કર્યા વિના મોટી મોટી આશાઓ બાંધેછે, અને તે મેળવવાને યોગ્ય પ્રયત્ન ન કરતાં, સહેજસાજ મથન કરી, અપ્રાપ્ય નિરાશાને તાબે થઈ, દિલગીરીમાં ગરકાવ રહેછે. એવી રીતે કરવાથી તેની એકે આશા ફળીભૂત થતી નથી, તેમ તેના મનની આશા દરરોજ વધતી જાયછે, અને પોતાની જીંદગી પણ એવીજ રીતે નિરાશામાં તે પૂરી કરેછે. એટલા માટે સૌએ વાજબી આશા રાખવી, પણ નિરાશા ન રાખવી.

આશા, એ માણસનું જીવન છે. આશા ન હોય તો આ પુત્ર-

વાન, નિર્ધન, નિરૂદ્યમી, શોકાતુર. દુઃખી અને પોતાની મનકામના પૂર્ણ કરનાર દરેક માણસ પોતાની જીંદગી ટુંક મુદતમાંજ પૂરી કરે, તેમને કોઇ જાતનો આનંદ મળે નહીં, તેમ કંઈ ઉત્સાહ નહીં રહેવાથી તેઓ સદા શોકસાગરમાં ડૂબેલા રહે; પણ ઇશ્વરે એવી કુદરત કરી મૂકીછે કે, માણસ મરણ પર્યંત પણ આશાથી છૂટતોજ નથી. એ પરથી આપણામાં કહેવત ચાલેછે કે "આશા તો અમર છે" અને તેથીજ માણસ માત્રનું જીવન કહેલુંછે, પણ ઉપર કહ્યા પ્રમાણે પોતાની સ્થિતિ જોઈ યોગ્ય આશા રાખી નીતિસર ઉદ્યોગ કરવો, જેથી ઇશ્વર સહાય થઇ તે કામ પરિપૂર્ણ કરશે. દુરાશાનો તો કદિ ખ્યાલ પણ ન લાવવો. કેમકે વૃંદ શતસઈમાં કહેછે કે—

> લાલચહૂ એસો ભલો, જાસો પૂરે આસ;
> ચાટેહુ કહુ ઓસકે, મિટે કાહુકી પ્યાસ ?

એટલે—પરિપૂર્ણ થાય એવી આશા રાખવી એ સારૂંછે પણ દુરાશા ન રાખવી કેમકે ઝાકળનાં ટીપાં ચાટવાથી જેમ તરસ મટતી નથી. તેમ દુરાશા પણ પાર પડતી નથી.

---

## ચોરી.

ચુર્=ચોરવું. અને ચોરી એટલે જેના ઉપર આપણો હક નથી તે છાની રીતે અગર બળાત્કારે લેવું તે. રસ્તાની અંદર જે ચોરી થાયછે તેને લૂટ કહેછે. ઘરમાં કરો, પછીત કે બીજી રીતે ખોદીને માંહે પેસી લઈ જાય તેને ખાતર પાડવું કહેછે, એથી બીજી રીતે લઇ જાય તેને ચોરી કહેછે, અને તે કામ કરનારને ચોર કે લૂટારો કહેછે.

કેટલાક દેશની અંદર જ્યાં પૂરેપૂરો સરકારનો બંદોબસ્ત હોતો નથી, ત્યાં ચોરનો ઉપદ્રવ બહુ હોયછે, અને લોકોના જાનમાલનું બરાબર રક્ષણ થતું નથી. પોતે મહામહા મુસીબત વેઠીને એકઠી કરેલી મિલ્કત, એવા હરામખોરો સહેજ વારમાં વગર મુશ્કેલીએ લેઇ જાયછે, અને એવી રીતે પોતાની મેળવેલી મિલ્કત પોતાના કબજામાં નહીં રહેવાથી, કોઇ વધારે મહેનત ન કરતાં ગુજરાન જેટલુંજ પેદા કરેછે. તેથી આખો દેશ આખરે નિર્ધન બની

જાયછે. રાજા અને રાજ્ય, તેમાં પણ સારૂં રાજ્ય જોઈએ, તેનું મુખ્ય કારણ એજ છે.

જેના હાથમાં ચોરીની મિલ્કત મળેછે તે ધનવાન થતો નથી, કેમકે હરામનું મેળવેલું બેઠો બેઠો બેદરકારપણે ઉડાવી દેછે. વળી તેની મેળવેલી કિમતી વસ્તુઓ હલકે ભાવે વેચાઇ જાયછે. જ્યારે છોકરાં ભૂખે મરવાનો વખત આવે ત્યારે વળી ચોરી કરવા જાયછે. અને એવી રીતે વચ્ચે કંઇ વિઘ્ન નડે નહીં તો, જન્મપર્યંત એજ હરામી ઉદ્યમમાં મચ્યો રહેછે.

ચોર ચોરી કરવા નીકળેછે ત્યારે તેના મનમાં ઘણી બીક રહેછે. કોઈના ઘરમાં પેઠો ને લોકો જાગી ઉઠ્યા, તો ઘણી મુશ્કેલીએ નાસી છુટેછે, તેમાં વળી ઘેરાઈ જઇ મારામારી થાય, તો વખતે પ્રાણ પણ ખુએછે, અગર પકડાઈ જાય, તો સરકારમાં દંડ કે કેદખાનાની સખ્ત મજૂરીની સજા થાયછે. બધા લોકોમાં જાહેર પડેછે ત્યારે કોઈ તેનો ભરોસો રાખતું નથી, પોતાના ઘર આગળ કોઇ આવવા દેતું નથી, પોતાની વસ્તુ સોંપતું નથી, એટલુંજ નહીં પણ તેના બોલનું એ વચન જાયછે. બીજે કોઈ ચોરી ગયો હોય તો પ્રથમ શક, તેનાપર જાયછે. બીજીવાર ચોરી કરતાં પકડાય, તો સરકાર તેને બમણી શિક્ષા કરેછે. એવાં એવાં ઘણાં નુકશાન ચોરી કરવામાં રહેલાં છે.

બીજી બધી આદતોની પેઠે, આ, પણ એક જાતની ખરાબ આદત છે. એને મૂળમાંથીજ દાબી નાંખવી જોઇએ. કેટલાંક નઠારાં માબાપ, પોતાનું બાળક કોઇની ચીજ ઉપાડી લાવે તો, તેને યોગ્ય ઠપકો આપતાં નથી તેથી બાળકને ધીમે ધીમે એ હરામી ચસ્કો લાગવા માંડે છે. પહેલાં હલકી ચીજો ઉપાડી લાવતો., તે હવે મોટી મોટી રકમો ઉઠાવી લાવેછે, અને આખરે એક મોટા ચોર તરીકે પંકાઇ, ઘણું દુઃખ પામેછે. જો માબાપે પ્રથમથીજ હલકી ચીજ માટે ધમકી દીધી હોત, તો પછી તેને એ કામમાં આગળ વધવાની હિંમત ચાલત નહીં, અને તેનો જન્મ સુધરત, માટે એ બાબત છોકરાંના રક્ષકોએ નાનપણથી ઘણી કાળજી રાખવી જોઈએ.

ચોરી કરવાનાં અનેક કારણ છે. વ્યભિચાર, જુગાર, ખાઉ-

કાપણું, દુર્વ્યસન, કે તન લગાડીને મહેનત કરવાની આળસ, તથા પૈસો ભેગો કરવાને કોઇ માણુસને જેટલી મહેનત, મુશ્કેલી અને વખત ગાળવો પડેછે, તેટલી મહેનત, મુશ્કેલી અને વખત, તૈયાર કરેલો માલ ઉપાડી જવામાં લાગતાં નથી, તેથી કેટલાંક હરામી માણુસો ચોરી કરવાને લલચાયછે. એવાં એવાં કેટલાંક કારણુથી એની શરૂઆત થાયછે. એ બાબત હવે કહેવાનું એટલુંજ કે જેમ બને તેમ નાનપણુથી એ હરામી ચસકાનાં મૂળ બાળીજ નાંખવાં, અગર કોઇને એ ચસકો લાગ્યો હોય તેણે રફતે રફતે, સત્સંગ વગેરેથી તજવાની ટેવ રાખવી. "ચોરીનો માલ ચંડાળે જાય, અને પાપી હાથ ઘસતા થાય." એ કહેવત બરાબર યાદ રાખવી.

## મૈત્રિ.

**शोकारातिपरित्राणं, प्रीतिविश्रंभभाजनम्;**
**केनरत्नमिदंसृष्टं, मित्रमित्यक्षरंद्वयम्.**

શોકનો નાશ કરનાર, રક્ષણુ કરનાર, અને પ્રીતિ તથા વિશ્વાસનું સ્થાન, એવો બે અક્ષરનો " મિત્ર " નામે, રત્ન જેવો શબ્દ કોણે બનાવ્યો હશે ? ખરેખર, સન્મિત્રને માટે ઉપલાં વિશેષણુ યોગ્યજ છે.

દુનિઆમાં મિત્ર એ માણુસના મનનું આશ્રયસ્થળ છે. આપણી છાનામાં છાની વાત, અગર આપણુને કાંઇ કષ્ટ પડયું હોય વગેરે શુભાશુભ, મિત્રને જણુાવ્યાથી સારી સલાહ મળેછે. એકલો માણુસ મૂઝાતો હોય ત્યારે તેને દિલાસો દેઇ સવળે રસ્તે ચડાવનાર મિત્ર છે. તેમજ સુખ શાન્તી, મોજ મઝા, અને રમત ગમતમાં તે વધારો કરી આનંદ આપે છે.

"વનમાં એકલું ઝાડપણુ હશો નહીં." એ કહેવત પ્રમાણે માણુસનું-પણુ છે; જો માણુસનું દુઃખ પોતાના મનમાંજ રહે, અને બીજાને જણુાવી શકાય નહીં, તો તેના મનનો ખેદ વધતો જઈ આખરે માઠાં પરિણામ નીપજે. વિચાર જણુાવવાને માટે મિત્ર છે એમ નહીં, પણુ દુનિઆદારીનાં તમામ કામોમાં મિત્રની મદદથી માણુસને ફતેહ મળેછે. મિત્રપણુ સન્મિત્રજ જોઇએ.

पापान्निवारयतियोजयतेहिताय,
गुह्यंचगूहतिगुणान्प्रकटीकरोति;
आपद्गतंनचजहातिददातिकाले,
सन्मित्रलक्षणमिदंप्रवदन्तिसन्तः

એટલે પાપનું નિવારણ કરે. ફાયદો બતાવે, છાની વાત ગુપ્ત રાખે, ગુણ પ્રસિદ્ધ કરે, પડતીમાં છોડી જાય નહીં પણ મદદ કરે, એ લક્ષણવાળાને જ્ઞાનીઓ સન્મિત્ર કહેછે.

માબાપ, ભાઈભાંડુ અને બીજા કુટુંબીઓ, જો કે આપણાં નજીકનાં સગાં છે, અને આપણા હિતને માટે તેઓ પોતાથી બને તેટલું કરવાને તત્પર રહેછે, તેમ તેઓ પૂજ્ય છે, તોપણ તેમને નહીં કહી શકાય તેવી વાત, એક પરનાતિલા, પરાયા ધર્મના કે હલકી પાયરીના મિત્રની આગળ થઇ શકેછે, કારણ કે દોસ્તી બાંધવામાં કે પ્રીતિ વધારવામાં નાત જાત કે પાયરી કામમાં આવતાં નથી.

પ્રીતિ બાંધવા પહેલાં, સામા માણુસ વિષે બરાબર પરિક્ષા કરવાની ખરેખરી જરૂર છે. પ્રસંગોપાત કસોટા કાઢતા જવું અને ધીમે ધીમે સહવાસ કરતા જઈ, જો તે દોસ્તી બાંધવાને લાયક માલમ પડે તો પછી તે વધારતાં જવું. પણ જો દુર્જન માલમ પડે તો ધીમે ધીમે ખસતાં જવું. સન્મિત્ર અને ઉપર ચોટીયા કે કુમિત્રમાં આસમાન જમીનનો ફેર છે. સજ્જન મિત્ર, સત્ય, શીલ, સભ્યતા, નમ્રતા આદિક સદ્ગુણો આપણા ચિત્તમાં ભરી, દુર્ગુણને દૂર કરાવે છે; વિદ્યા, ધન અને કીર્ત્તિમાં વધારો કરેછે; કુટુંબમાં સંપ કરાવે છે; અને પડતીની વખતે મોટા સ્તંભ રૂપે ઉભો રહી તમામ દુઃખ પોતાને માથે વહોરી લેઇ, આપણને સુખ આપેછે; કહો ભાઈ? એક સારો મિત્ર દુનિઆમાં તેના દોસ્તને માટે શું નથી કરતો?

"સજ્જન મિલાપી બોત હે, તાલી મિત્ર અનેક;
જીસકું દીઠે મન ઠરે, સો લાખનમેં એક."

એ દોહાની પેઠે ખરેખરા દોસ્ત, ઉપર કહ્યા તેવા ગુણના થોડાજ હોયછે. કુમિત્ર, વ્યસન, જૂગાર, વ્યભિચાર, આદિક દુર્ગુણોના ખાડાગાં ઝોકાવી દેઇ, કુટુંબ કલહ કરાવી, દોલત આબરૂનો નાશ કરાવી, આપત્તિને વખતે દાવાનળમાં ફેંકી દેઈ દૂર નાસી જાયછે. માટે દુ-

રેક માણુસે સારા મિત્ર ખોળવાની ઘણી જરૂર છે.

આપણી પાસે હરકોઇ જાતનો ઉંચ યા નીચ સ્વાર્થ સાધવાનો હોયછે ત્યારે, કેટલાક જણુ એકદમ એવી પ્રીતિ બતાવવા મંડી જાયછે કે. ભોળો માણુસ જરૂર, તેની ઉપલક ટાપટીપમાં અંજાયા વગર રહેતો નથી; પણુ એવા માણુસો, પોતાનો સ્વાર્થ પાર પડ્યો કે તુર્ત રામરામ કરેછે. માટે એવા માણસોથી સાવચેત રહેવું. સારા ભાઇબંધની પ્રીતિ ધીમે ધીમે વધતી જાયછે, અને ગમે તેવા સંકટ સમે પણુ અચળ રહેછે, એટલુંજ નહીં પણુ તેનાં બૈરાં છોકરાંની સંભાળ રાખવામાં, તેના મિત્રની હયાતી વખતે જેટલું કરતો, તેનાથી પણુ અધિક વહાલ બતાવેછે. **"आपद् मित्र परीक्षा"**, એ બરાબર છે.

હમેશાં એકઠા મળી મોજમઝા ભોગવતા હોઇએ, રમત ગમત કરતા હોઇયે. ને એકબીજાને કંઈ ઘણી જરૂર પડી નહોય, તેમાં તેના સ્વભાવની શું ખબર પડે ? ખરી પરીક્ષાતો પડતી દશામાંજ થાય છે. ખળ માણુસની મૈત્રી, દિવસના પૂર્વાર્ધની છાયાની માફક એકદમ વધી તદન નાશ પામે છે, પણુ સન્મિત્રની પ્રીતિ દિવસના ઉત્તરાર્ધની છાયા માફક ધીમે ધીમે વધતીજ જાય છે. કેટલાએક કહે છે કે "સગપણુ સોનુ અને પ્રીત પીતળ", પણુ એ કુમિત્રને માટે છે. સારો મિત્રતો નિકટના સગાથી પણુ ચડેછે. સુદામો અને કૃષ્ણુ, તથા કરણુ અને કૈરવ, એ ઉત્તમ મિત્રના નમુના છે.

આપણે જો દુનિઆમાં મિત્ર મેળવવા હોય તો સુશીલ અને નમ્ર થવું જોઇએ, તેમ એકવાર જેની સાથે, બરાબર સ્નેહ બંધાયો, તે તન મનથી અને ધનથી તેના કલ્યાણુમાં મચ્યા રહી, છેવટ સુધી નભાવવો. તમે એવો શુદ્ધ પ્રેમ રાખશો તો સામો માણુસ પણુ રાખશેજ, કારણુ કે પ્રીતિનો બદલો તો વ્યાજ સાથે પાછો મળેછે. એક પશુ અગર પક્ષી ઉપર જો આપણે સારો સ્નેહ ભાવ રાખીયે છીયે, તોતે આપણાપર તેવોજ પ્યાર રાખી, સંકટ સમે મદદ કરેછે; તો એક માણુસ કેમ ન રાખે ? જો તમને કોઇ મિત્ર ન મળે તો એમાં તમારોજ વાંક છે, કારણુ કે તમારામાં અભિમાન વગેરે દુર્ગુણુ હશે તો મિત્ર નહીં થાય, પણુ જો તમે પરગજુ અને માયાળુ હશો તો તમને મિત્રની ખોટ ર-

હશે નહીં. માટે સૌથી સારા સ્વભાવવાળા થવું. અને સૌએ સજ્જનની સોબત કરી, દુર્જનની તજવી. પ્રીતિ બંધાયા પછી તેને બરાબર નભાવવી એ પણ ઘણું જરૂરનું છે. મિત્રનાં સાધારણ લક્ષણ; આપવું અને લેવું, છાની વાત કહેવી અને સાંભળવી, અને જમવું તથા જમાડવું એ બરાબર ધ્યાનમાં રાખવાં.

---

## શહેર (અમદાવાદ).

અમદાવાદ એ સાબરમતી નદીને કિનારે ગૂજરાતની રાજ્યધાનીનું મોટું શહેર છે. અહમદ+આબાદ એટલે ગૂજરાતના પાદશાહ અહમદશાહે ઇ. સ. ૧૪૧૨ માં એ વસાવ્યું. "જબ કુત્તે પર સસ્સા આયા, તબ બાદશાહે શહેર બસાયા". એ કહેવત આ શહેરના વસવા વિશે ચાલેછે. આ જગાએથી અહમદશાહ પોતાનું લશ્કર લેઇને જતો હતો, તેવામાં એક કૂતરાને મારવાને સસલું દોડી આવ્યું. તે ઉપરથી તેણે જાણ્યું કે આ જગા કોઇ વિચિત્ર લાગે છે. જ્યારે આ જગાનાં સસલાં આવાં બળવાન છે, ત્યારે પુરૂષો કેવા બળવાન થાય? એમ વિચારીને એ ઠેકાણે શહેર વસાવ્યું.

એને ફરતો કિલ્લો તથા બાર દરવાજા છે. પશ્ચિમ બાજુ તરફ સાબરમતી નદી વહેછે. કિલ્લામાં એક ગણેશ બારી છે, તે ઠેકાણેથી ગામના લોકો સવારે નહાવા જાયછે. એ બારીથી ઉત્તર દિશા તરફ જતાં, લાલપુર, ખાનપુર, શાહપુર, અને દિલ્લિ દરવાજો આવે છે. દિલ્લી દરવાજાને ઇડરીઓ દરવાજો પણ કહેછે. ત્યાંથી ત્રણ સડકો જુદી પડેછે. એક દુધેશ્વર, બીજી શાહીબાગ અને ત્રીજી કાંપ તરફ જાયછે. દુધેશ્વરનો આરો પવિત્ર ગણાયછે. ત્યાં ઘણા લોક નહાવા જાયછે, તથા આખા શહેરના મડદાં બાળેછે. શાહીબાગ એ સરકારી બંગલો છે. તેની પડોશમાં મુંબઈ વડોદરા રેલવેની સડક છે, ને ત્યાં આગળ સાબરમતી નદી ઉપર મોટો પૂલ બાંધેલોછે. એ પૂલ ઉપર થઈને આગગાડી વીરમગામ, વઢવાણ અને ભાવનગર સુધી જાય છે. શાહીબાગ પાસે ખડ્ગનાથ અને ભીમનાથનાં મોટાં શિવાલય છે. ત્યાં શીળીસાતેમ, જન્માષ્ટમીને ફ્રોઆઠેમને દિવસે મોટા મેળા ભરાયછે. ત્યાંથી પૂર્વતરફની સડકે થઈ કાંપમાં

જવાયછે. કાંપમાં દેશી તથા ગોરી રેજીમેંટ રહે છે, તથા ત્યાં પોષ્ટ ઓફીસ, લશ્કરી અમલદારોનાં સુંદર મકાન, બજાર, દવાખાનાં, અને બાગ વગેરે જોવા લાયક છે. કાંપથી શહેર તરફ આવતાં સરતનો બંગલો નજરે પડેછે, ને ત્યાંથી અગ્નિ ખુણાતરફ અસારવા ગામ, નીલકંઠ મહાદેવ, માતરભવાનીની વાવ, વલ્લભાચાર્યની બેઠક, અને દાદાહરિની વાવ આવે છે. ત્યાંથી દિલ્લી દરવાજા ભણી જતાં વચમાં, હઠીભાઇની વાડી આવેછે. તેમાં શ્રાવકલોકોનાં સુંદર દેરાં છે. તેની પૂર્વે હઠીપરૂં, તથા બારડોલપરૂં છે, અને તેને પડખે માધવપરૂં છે. વાડીની સામે લ્યુનેટીક એસાઇલમ (ગાંડાની ઇસ્પીતાલ) છે. ત્યાંથી પૂર્વતરફ ગઢની રાંગે ચાલતાં દરિઆપુર, પ્રેમ દરવાજો અને કાળુપર દરવાજો આવેછે. કાળુપર દરવાજાની બહાર સાકરનાં કારખાનાં અને રેલવેનું જબરૂં સ્ટેશન છે. ત્યાથી મુંબઇ, રજપૂતાના અને ભાવનગર તરફ ઘણી ટ્રેનો આવ જા કરેછે. કાળુપરથી સીધા પૂર્વ તરફ સસપર તથા ગોમતીપર જવાની સડક છે. જેની નીચેના ગડનાળામાં થઇ આગગાડી જાયછે. ત્યાંથી દક્ષિણ તરફ જતાં પાંચકૂવાનો (નવો) દરવાજો આવેછે. એ દરવાજેથી તે ઠેઠ ભદ્ર સુધી, હાલમાં એક નવી સડક કાઢેલી છે, જે ચંગપોળની વચ્ચે અને બજારની ઉપર થઇને જાયછે. ગઢની રાંગે રાંગે આગળ જતાં સારંગપુર અને રાયપુર દરવાજા આવેછે. રાયપુરથી દક્ષિણતરફ જતાં કેટલાંએક જૂનાં દેવસ્થાનનાં ખંડેર આવેછે. આગળ ચાલતાં કાકરીયું તળાવ, ને ત્યાથી થોડે દૂર શાહઆલમનો રોજો આવે છે. પાછા ફરતાં આસ્તોડીયા તથા જમાલપુરનો દરવાજો આવેછે, એ દરવાજેથી ગણેશ બારી તરફ આવતાં વચમાં, રાયખડ આવેછે. ત્યાં શેઠ બહેચરભાઈની મીલ છે. તેની નજીક ગાયકવાડની હવેલી આવેછે, કે જ્યાં હાલ દારૂ ગોળા વગેરે રાખેછે. ગણેશ બારીની પાસે એલીસબ્રીજની ભાગી તૂટી નિશાની માલમ પડેછે. ગણેશ બારીની પાસે, ગામમાં મીઠું પાણી પૂરૂં પાડવા માટે સંચો ગોઠવેલાછે. ત્યાંથી આખા શહેરમાં મીઠું પાણી ફેલાયછે. એ પ્રમાણે આપણે ગણેશ બારીથી નીકળી, નગર પ્રદક્ષિણા કરી આવ્યા. હવે શહેરમાં પેસીએ.

ગણેશબારીથી શહેરમાં પેસતાં મીશનહાઈસ્કૂલ, પ્રાર્થના સમાજનું મોટું મંદિર, મેલટ્રેનિંગ કોલેજ, ફીમેલટ્રેનિંગ કોલેજ, પો-

સ્ટઑફીસ વગેરે પ્રખ્યાત મકાનો આવેછે. તેને પડખે ભદ્રનો મોટો કિલ્લો આવેછે. એમાં જેલ છે, તથા ભદ્રકાળી માતાનું સ્થાનક પણ છે. ભદ્ર ઉપર એક મોટું ઘડિઆળ બંનેબાજુ દેખાતું મૂકેલુંછે. તે આખા શહેરમાં સંભળાયછે. જેલ અને નદીવચ્ચેનો કિલ્લો તે વચ્ચેનો તમામ ભાગ ભદ્ર કહેવાયછે. એ ભાગમાં ઘણા ખરા દક્ષિણી લોકો વસેછે. તથા સરકારી કચેરીઓ છે. ભદ્રથી ખાનપુર દરવાજા તરફ જતાં માલમતદાર, સેસનજડજ, આસિસ્ટંટ જડજ અને પાદરીઓનાં મકાન આવેછે. ભદ્રની પાસેજ, હીમાભાઈ ઇન્સ્ટીટ્યુટ, હાઈસ્કૂલ અને ગૂજરાત કોલેજ છે. હાઈસ્કૂલ તથા શેઠ મંચેરજીના બંગલા વચ્ચે એક નાનો સરખો બગીચો છે. ખાનપુર દરવાજેથી શાહપુર દરવાજે જવાયછે, તેની નજીકમાં કાગળનાં કારખાનાં છે.

ભદ્રથી ઉગમણા ત્રણ દરવાજા આવેછે, એ જગામાં શુક્રવારે મોટી ગુજરી ભરાયછે. નવી સડક થતા પહેલાં ભદ્રથી સ્ટેશનસુધી જવાનો, ધોરી રસ્તો બજારમાં થઈ કાળુપર દરવાજે નીકળતો, પણ હાલમાં પાંચ કૂવાને દરવાજે જવાયછે. ત્રણ દરવાજાની ઉત્તર તરફ કસાઈવાડ છે, ને પૂર્વ તથા પશ્ચિમ તરફ પાણીના મોટા હોઝ છે. ત્યાંથી આગળ ચાલતાં પાનકોર નાકાની સડક આવેછે, કે જ્યાંથી ઠેઠ દિલ્લી દરવાજે નીકળાય છે. પાનકોરનું નાકું અને ત્રણ દરવાજા, એ બેની વચ્ચે વહોરાઓની વિલાયતી સામાનની જબરી દુકાનો બંને તરફ આવી રહેલી છે.

એ નાકેથી દક્ષિણ તરફ જતાં મોચી, ચીતારાનાં ઘર, દાણાપીઠ, અને મ્યુનીસિપાલીટીની ઑફીસ આવેછે; અને શાક પીઠ તરફ જતાં જમણે હાથે જુમામસીદ અને ડાબે હાથે નવી સડકને મોખરે મુંબઇ બેંકની ઑફીસ છે. તેની જોડેની પોળમાં શેઠ હીમાભાઇના વંશજોનાં મોટાં મકાનો છે. શાકપીઠથી આગળ ચાલ્યા કે માણેકચોક અને માણેકનાથ બાવાની જગા આવેછે, ત્યાં આગળ સાંજની ગુજરી દરરોજ ભરાયછે. આખા શહેરનું મધ્યસ્થ એ છે.

પાનકુંવરને નાકેથી ઉત્તર તરફ ચાલતાં ડાબા હાથ તરફ વહોરાની મોટી મસીદ તથા જમણા હાથ તરફ શેઠ દલપતભાઈ ભગુભાઈનો મોટી હવેલી આવેછે. ત્યાંથી આગળ જતાં શેઠ હઠીભાઈની બંધાવેલી સીવીલ હોસ્પીટલ અને તેને ડાબે પડખે નગર શેઠ પ્રેમા-

ભાઈનો બંગલો છે. ત્યાંથી જમણી બાજુ તરફ જતાં શેઠ હઠીભાઈ નો બંગલો તથા શેઠ મગનભાઇની વાડી આવેછે. એ પ્રમાણે મોટી બજારની હકીકત કહી, પણ એ સિવાય દરેક દરવાજે નાની નાની બજારો છે, કે જ્યાં જોઈતી ચીજો મળી શકેછે. તથા પોલીસ ગેટો બેસાડેલી છે.

બાદશાહી વખતમાં આ શહેરની જાહોજલાલી ઘણી હતી, રાજ્યગાદી એમાં હોવાથી તેને રાજનગર કહેતા ને હજુ પણ કેટલાક કહેછે. હિંદુ લોકની વસ્તી અગાઉ શહેર બહાર હતી ને મુસલમાનો શહેરમાં રહેતા, પણ હાલ તો આખું શહેર હિંદુ વર્ણથી ભરપૂર છે, ને મુસલમાનો ઘસાઇ ગયાછે. એ શહેરમાં નાગર, ઉદિચ્ય, મોઢ વગેરે બ્રાહ્મણો, શ્રાવક વાણિઆ, મેશ્રી વાણિઆ, વગેરે હિંદુ લોકની તમામ નાતો વસેછે. તેમાં બ્રાહ્મણ તથા શ્રાવક વાણિઆની વસ્તી ઘણી છે. નાગર, ક્ષત્રિ વગેરે લોકો ખાડીઆમાં રહેછે; ને તેનો ઘણો ભાગ નોકરીઆત છે. શ્રાવક લોકો જબરા વેપારી છે. એ શહેરની કુલ વસ્તી સવા લાખ માણસની ગણાયછે. તેમાં પારસી. મારવાડી, દક્ષિણી વગેરે પરદેશી લોક પણ ઘણા વસેછે.

આ શહેરમાં અગાઉ ઘણો વેપાર ચાલતો. હાલપણ તેના ગજા પ્રમાણે ચાલેછે. કિનખાબ, મશરૂ, અતલસ, કાગળ અને રેશમી સધળો બાર અહીં સારો થયછે, ને તેનો ઘણો વેપાર દેશાવર સાથે ચાલેછે. કાગળનાં કારખાનાં, કસબનાં કારખાનાં, લૂગડાં વણવાની મીલો, અને બીજાં હુન્નરી સ્થળ ઘણાં છે. મુખ્ય નિકાસ રેશમી અને સૂતરાઉ કાપડ, કાગળ, ગોળ, ચોખા, અને કેટલીક હુન્નરી ચીજોની છે.

શહેરમાં મ્યુનીસીપાલેટી હોવાથી રસ્તાની સફાઇ, સડકો, ગટરો, પાણી વગેરેનું સુખ સારૂં છે. સડકોપર છંટકાવ થાયછે, અને આખા શહેરમાં રાત્રે મોટાં ફાનસ પ્રગટેછે. શહેર સુધરાઇ ખાતા તરફથી આવક માલનું દાણ લેવાયછે; જાવકનું નથી.

શહેરની આજુબાજુ પરાં ઘણાં છે. એ ભાગની હવા સારી છે, અને તે દેશી તથા પરદેશીને માફક આવેછે, સીમમાં આંબા, રાયણ, મહુડા, વડ, લીંબડા, બાવળ, પીંપળા, અને આંબલી વગેરેનાં વૃક્ષ ઘણાં છે. આ ભાગની જમીન સારી ગણાયછે. તેમાં મુખ્ય પાક

શેરડી, ડાંગર, ઘઉં, ચણા વગેરે કઠોળ, બાજરી, અળસી, એરંડી વગેરેનો છે. કપાસનો પાક થોડો થાયછે.

શહેરમાં શેઠીઆઓના બાગ બગીચા છે, તેમ બહાર પણ મોટા બાગ છે. હિંદુ દેવાલય, જૈનનાં જોવા લાયક દેરાં અને મુસલમાનોની મસીદો ઘણી છે. લોકો ઉદ્યોગી, અને શોખીલા છે. શુદ્ધ ગૂજરાતી ભાષા બોલેછે. ગરીબગરબાંને પણ સારી રોજી મળેછે.

જગાની તંગાશને લીધે આજુબાજુનાં પરાંનાં નામ, દેવળનાં નામ, જોવા લાયક મકાન અને વિદ્યા મંદિરો, જેલ, ઇસ્પીતાલ, મીલો, સ્ટેશન, બજાર, ગૂજરી, શહેર સુધારો વગેરે બાબતનું વિસ્તારથી વર્ણન કરી શકાતું નથી; પણ જેણે સ્થળ વર્ણન કરવા બેસવું, તેણે તે સવિસ્તર વર્ણવવું જોઇયે, તેમજ જો આંકડા મળેતો ગામની જાતવાર વસ્તી, લંબાઈ, પોહોળાઈ, ક્ષેત્રફળ વગેરે લખવું જોઈએ. અમદાવાદમાં પોળો ઘણી છે. તેમાં માંડવીની પોળ સૌથી મોટી છે. કિલ્લાનો ઘેરાવો આશરે આઠ મૈલ છે સાબરમતીના પ્રતાપે શાક ભાજી, તથા ફળ ફૂલની ઘણી છત છે. એ શહેર બધાને જોવા લાયક છે. શહેરમાં દરેક રસ્તાપર સડકો છે. પણ તે બહુ પહોળી નથી. સૌથી પહોળો રસ્તો નવી સડકનો છે. ઉપર કહેલાં પુરાતની તથા અર્વાચીન મકાનો જોવાથી, એની અસલની તથા હાલની આબાદીનું જ્ઞાન થયા વગર રહેતું નથી.

ઉપર પ્રમાણે ગામ બહારથી નીકળીને અગર ગામમાંથી બહાર નીકળીને દરેક શહેરનું વર્ણન થઇ શકે.

---

## બગીચો.

બગીચો એ ફારશી શબ્દ છે. સંસ્કૃતમાં એને આરામ કહેછે. એ શબ્દ યથાયોગ્ય છે, કારણ કે વિશ્રામનું સ્થળજ ખરેખરું એ છે. કોઈ પ્રખ્યાત બગીચો જોવા જતાં પ્રથમ તેને મોઢે ઘણું કરીને એક દરવાજો અને તેનાપર કમાન વાળેલી જોવામાં આવેછે. તેને બંને પડખે સિંહ કે વાઘનાં મોં ચીતરેલાં હોયછે. અંદર પ્રવેશ કરતાં સફાઇદાર સડકો, બંને બાજુએ સરસ રીતે છાંટેલી મેંદીની વાડ, તથા ફરતી ઝાડની સુંદર ઘટા જોવામાં આવેછે. મેંદીની વાડ

પાસે ઓરસ કે ગોળ ક્યારા કરી દીધેલા હોયછે, જેમાં ખુશઓદાર રંગ બેરંગી ફુલોના નાનાં વૃક્ષ તથા વચ્ચોવચ ઉંચી ટેકરીપર ગુલાબનો છોડ વાવેલો હોયછે, અને તે પણ એવી રીતે કાતરી કાઢેલું કે જાણે તાજીઆનો ઘુમટ હોયનની! ક્યારાની અંદરના બીજા છોડ પણ તેવાજ ખુશનુમા હોય છે, ને એવા એવા પુષ્કળ ક્યારા ચોતરફ ઓપી રહ્યા હોયછે. એ ક્યારા સફાઇદાર અને સુશોભિત હોયછે. તેની આજુબાજુના રસ્તા પણ સાફજ હોયછે. કોઇ ઠેકાણે, વચમાં એક ફૂઆરો મૂકેલો હોયછે, ને તેની આજુબાજુ પણ બીજા નાના ફૂઆરા મૂકેલા હોય છે, તથા તેની ચોમેર પૂતળીઓ લટકાવેલી હોયછે. તેમાં કોઈના નાકમાંથી, કોઇના મોંમાંથી, કે કોઈના હાથમાંથી પાણી ઉડતું માલમ પડેછે. વળી બધી પૂતળીઓ એકજ ચક્કરમાં લગાવેલી હોયછે, કે ચક્કરના ફરવાથી તે બધી પણ ફરવા માંડે. એ વખતે ખરેખરી જોવાની રમૂઝ પડેછે, ને તેના ગોઠવનારની ચતુરાઈનાં વખાણ કર્યા વગર ચાલતું નથી.

બગીચાની અંદર બધે લીલી વનસ્પતિ ઉગેલી હોયછે, અને કોઇ કોઈ ઠેકાણે તો તેને એવી સફાઈબંધ કાતરેલી હોયછે કે અમુક અક્ષરો બનીને નામ વંચાય. તેવીજ રીતે મેંદી વગેરેના છોડ પણ એવા સફાઈ બંધ કાપેછે કે તે મોટા થતાં ચોખ્ખું નામજ ઉઠી નીકળે.

બગીચાની અંદરના ચારે કૂવામાંથી કોસવતી પાણી કાઢીને આખા બગીચામાં ફેલાવવામાં આવેછે. નાનાં છોકરાં પાળે પાળે ઉભાં રહી, એક ક્યારાને પાઈ બીજો ખોલેછે, ને બીજાને પાઈ ત્રીજો ખોલેછે. એમ આખો બાગ જળજળ થઇ રહેછે. તેમાં વળી ફુઆરામાંથી ઉડતાં રજકણોની શીતળતા મળે, એથી ખરેખરા ઉષ્ણકાળનો સખ્ત તાપ નરમ પડીને શાન્તી થઇ જાય છે, તો વસંત ઋતુના સાંજના વખતે તો કેવી બહાર ખીલે? જાઈ, જૂઈ, ચંબેલી જાતજાતના ગુલાબ, કેવડો, મોગરો, ખડચંપો, રાહાચંપો, વગેરેનાં સુગંધીદાર ફૂલોથી આખો બગીચો બહેકી રહેછે. આ સુવાસથી મગજની તૃપ્તીમાં શી ન્યુનતા રહે? એ સુવાસિત ફૂલો ઉપર ભમર, મધમાખી વગેરે ગણગણ કરેછે, અને પોતે અતિ રસીક છે એમ જણાવેછે. આંબાને પણ વસંત ઋતુમાં ઝીણો મોર લાગે છે, ને

તેની સુગંધી પણ ચોતરફ ફેલાયછે, અને જાણે હું તમને અમૃત ફળનો સ્વાદ થોડા વખતમાં ચખાડીશ, એમ લોભાવતો જણાયછે. એના ઉપર બેઠેલી કોયલ પણ જાણે કાનને અતિ આનંદ ઉપજાવવાને સરજેલી હોય તેમ, પોતાનો સુસ્વર કાઢતી હોયછે.

મોટા બગીચામાં કેટલાંક નવાઈ જેવાં પક્ષી પણ હોય છે, મેના પોપટ, ચકલી, વગેરે કીલકીલાટ કરી મૂકે છે, તેમ સિંહ, બાઘ વગેરેના બીહામણા પોકાર પણ કાને સંભળાય છે. આંબો, જાંબુડો. દાડમડી, જામફળી, સીતાફળી, રામફળી, શેતુર, આસોપાલવ, બદામ, સોપારી, અંજીર, નાળિએરી, કપૂર, વગેરેનાં વૃક્ષ પણ ખીલતી જુવાનીમાં જોવામાં આવે છે. તેમાં વળી કેળાતો જાણે અભિમાન કરતી હોય કે બગીચાની શોભા અમેજ છીએ?

ત્યાંથી આગળ ચાલતાં લાકડાનો બનાવેલો એક નાનો બંગલો જોવામાં આવેછે, કે જેની ચારેબાજુએ કુંડાની અંદર વેલ વાવેલી, ને તે વેલ, આખા બંગલા ઉપર ચઢી ગયેલી, તેથી જાણે વેલનોજ બંગલો બન્યો હોયની! એમ દેખાય છે. તે બંગલાની અંદર પેઠાતો નાહાના તરેહવાર કુંડામાં ભાત ભાતના છોડ ઉગેલા હોય છે. જેનાં ચિત્ર વિચિત્ર ફૂલ અને પાંદડાં મનોહર લાગેછે, આવા સુંદર ઉપવનમાં સખ્ત ઉષ્ણકાળની વખતે પણ શીતકાળ હોય એમ લાગે. ઠેકાણે ઠેકાણે ચોકમાં ફૂઆરા ઉડે છે, અને તેની આજુ બાજુ આરસપહાણની સુંદર ચિત્રોની સાથે, ઉત્તમ શીલ્પી કામથી ઘડેલી બેઠકો, ફરવા આવનાર માટે તૈયાર કરેલી હોય છે.

બગીચાની અંદર એક મોટો બંગલો હોયછે, તેની અંદર મેળવી શકાય તેટલાં પશુ, પક્ષી, છોડવા, બીયાં વગેરેનો સંગ્રહ કર્યો હોય છે. અને તેની ઉપલી મેડી, બગીચાના માલીકને એશઆરામ ભોગવવાને માટે હોય છે. એ બંગાલામાં પણ બીજો ભાત ભાતનો સામાન નજરે પડેછે.

બાગ એ ગામની શોભા છે. એ બહાને લોકો બહાર ફરવા નીકળી સ્વચ્છ હવાનો લાભ લે છે. વળી તેમને તરેહવાર જાતની વનસ્પતિ, પશુ પંખી, અને બીજી વસ્તુઓ જોવાની મળે. એથી જ્ઞાનમાં વધારો થાય, મન આનંદ પામે, અને ઇશ્વરી અગાધ શક્તિનું સ્મરણ થાય. આખા દિવસનાં શ્રમીત થયેલાં તન ને મન

ટાઢાં પડે. બગીચાનાં સ્વાદીષ્ટ ફળફુલથી દરેક જણને લાભ થાય, તેમ ઔષધમાં પણ કેટલીક વનસ્પતિ કામ લાગી ઘણો ફાયદો કરે છે. વગેરે બગીચાથી બહુ લાભ છે. એવા બગીચા ગામની બહાર જોઇયે. કે સ્વચ્છ હવાનો ઘણો ભાગ મળે. એને માટે સારી જમીન અને સંભાળની ઘણી જરૂર છે.

---

## ઉંઘ.

"રાતે વહેલા જે સુઇ, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધન વધે, સુખમાં રહે શરીર."

ઉંઘ એ ઇશ્વરની અલૌકિક શક્તિ છે. જાગતા માણસની પેઠે ઉંઘેલો માણસ શ્વાસોશ્વાસ લેઇ શકે છે, તમામ નાડીઓમાં લોહી દોડયાં કરે છે, ખાધેલું પાચન થાય છે, વગેરે શરીરની તમામ ક્રિયાંઓ ચાલેછે, છતાં તે માણસ પોતે કંઈ જાણી શકતો નથી. કંઈ ભયંકર દરદ થયું હોય તો તેની અસર જાગૃત અવસ્થામાં થાયછે, પણ ઉંઘમાં જણાતી નથી. તેમ ક્ષુધા, તૃષા આદિ પણ તેને પીડતાં નથી. એટલુ બધું બેભાન છતાં તેને કોઈ પીડા કરે, બોલાવે, અગર કંઇક કળકળાટ થાય તો નિદ્રાદેવી રીસાઈ જાયછે. ઊંઘ એ શી ચીજ છે ને તે શી રીતે આવેછે, તેને માટે જૂદા જૂદા વિચાર છે. પણ મુખ્ય એજ છે કે પાંચ જ્ઞાનેંદ્રિઓના વ્યવહાર એની મેળે બંધ પડવો એનું નામ ઉંઘ. એ વખતે ઇંદ્રિઓ કામ કરતી અટકી પડેછે, પણ શરીરની અંદરની ક્રિયા તો ચાલ્યાજ કરેછે.

પરમેશ્વરે રાત્રિ અને દીવસ એવા જે બે વિભાગ પાડેલા છે, તે માણસ જાતના સુખને માટે છે. જો રાત્રિ ન કરી હોત તો, આખો દિવસ બધા લોક કામ કર્યાં કરત, અને જરા આરામ ન લેત. કદાચ આરામ લેત તોપણ થોડો. એથી માણસોનું શરીર ક્ષીણ થઇને તેમનો જલદી અંત આવત. ઉંઘ એ મગજનો ઉત્તમ ખોરાક છે, તેમ આંખની મોટી ઢાલ છે; એટલુંજ નહિ પણ તમામ થાકેલા અવયવોનો થાક મટાડી તેમને પાછા હતા તેવી હાલતમાં લાવી મૂકેછે. તન તથા મન એ બંનેનો થાક રાત્રે જતો રહેછે, અને સવારે કામ કરવાને વધારે શક્તિમાન થાયછે. કહેવત છે કે "સુળી ઉપરે ઉંઘ આવે." જો ઘણા દહાડાના ઉજાગરા થયા હોય તો વગર

પથારીએ બેઠાં બેઠાં કે સહેજ આડા પડી ભોંયપર ઉંઘ લેલાનું મન થાયછે. તન્દુરસ્ત માણસ અને બાળકને ઊંઘ વધારે આવેછે, પણ માંદા તથા ચિંતાતુર માણસને બરાબર ઊંઘ આવતી નથી.

જેમ આપણું ભોજન મીઠું કરવાને માટે સારી પેઠે ભૂખ લાગવા દેવી જોઇએ તથા રસોઇ કરવામાં સાવચેતી રાખવી જોઇએ. તેમ સારી ઉંઘ આણવાને માટે તન અને મનને યોગ્ય કસરત આપવી જોઈયે. કસરતથી થાક લાગીને નિદ્રાનો પ્રવેશ શરીરમાં ઝટ થાયછે. સૂવાનું બિછાનું માંકડ ચાંચડ વિનાનું સ્વચ્છ રાખવું જોઇયે. નહીં તો ઉંઘ આવવામાં એ ઘણી હકત પાડશે, ને એથી શરીરને નુકશાન થશે. સૂતી વેળા પોતાના મનમાં કોઈ જાતનો વિચાર કે ચિંતા ન રાખવાં, પણ આંખો મીંચીને તુર્ત શાન્તપણે ઉંઘી જવું. દિવસે ઊંઘ લેવાથી રાત્રિની સુખકારક સ્વભાવિક ઉંઘનો લાભ મળી શકતો નથી, ને ઉલટું શરીર ખરાબ થાયછે. માટે દિવસે ન સૂતાં રાત્રેજ સૂવાની ટેવ રાખવી.

જે માણસો ઉપલા નિયમ બરાબર પાળતા નથી; તેમને સારી રીતે ઊંઘ આવતી નથી. ને તેઓ પથારીમાં આમ તેમ આળોટીને બળાત્કારે ઉંઘ લાવેછે આખી જીંદગીનો અર્ધ ભાગ રાત્રિનો છે, પણ તેનો બધો ભાગ સૂઇ રહેવા માટે નથી. તન્દુરસ્ત શરીરવાળાએ રાત્રે છથી આઠ કલાક સુધી સૂવાની ટેવ રાખવી. માંદા માંણસે વધારે વાર સૂવું જોઇયે. થોડુ ઉંઘવાથી માંદા થવાયછે અને વધારે ઊંઘવાથી આળસુ થઈએ છીયે. "ઉંઘ અને આહાર વધાર્યાં વધે, અને ઘટાડયાં ઘટે." માટે જેની તબીયતને જેટલી ઉંઘ પૂરતી ગણાય તેથી ઓછો અગર વધારે વખત સૂવું નહી. કેટલાક જણ પહેલી રાત્રિએ બહુ જાગીને સવારે મોડા ઉઠેછે, તેના કરતાં વહેલું સૂવું અને વહેલા ઉઠવું એ ઉત્તમ છે. દાકતરો કહેછે કે મધ્ય રાત્રિ પેહેલાં એક કલાકે અવશ્ય સૂઇ જવું. મધરાત પછી સૂવાની ટેવ ન રાખવી. માટે એ નિયમ પ્રમાણે વર્ત્તવાને દરેક જણે ધ્યાન દેવું. સવારમાં વહેલા ઉઠવાથી ઘણા લાભ થાયછે, જે ઉપરના દોહરામાં જણાવ્યા છે. સૂર્ય ઉગતા અગાઉ તો દરેક જણે ખસુસ ઉઠવાની ટેવ રાખવી. સૂર્ય ઉગ્યા પછી ઉઠતાં આળસ પેદા થઇ આખો દિવસ સુસ્તાઇમાં જાયછે. હમેશાં નિયમિત ઊંઘ લેવી, પણ વધ

ઘટ કર્યા કરવી નહીં. એટલું બધું ઉંઘ્યા કરવું નહીં કે આપણો અમૂલ્ય વખત પથારીમાંજ ચાલ્યો જાઇ, આપણે દુનિઆમાં આળસુ ખપીએ.

---

## સંતોષ.

સંતોષ (સં)=(સમ્=સારી રીતે+તુષ=ધરાવું+અ) એટલે આપણે જેવી સ્થિતિમાં હોઈયે તેવી સ્થિતિમાં રાજી રહેવું તે. આશાના નિબંધમાં કહી ગયા છીએ કે માણસ માત્રે આશા રાખવી, પણ તે એવી રીતે કે જે આશા આપણું કલ્યાણ કરે, અને કદાચ આશા અફળ જાય તો પણ દિલ દુખાય નહીં, પણ એવી આશા ન રાખવી કે જે પારજ ન પડે. આપણે હલકી પાયરીમાંથી ઉંચ પાયરીએ આવવાનો પ્રયત્ન કરવો જોઈએ, પણ તે એવો નહીં કે દુઃખ વેઠવું પડે, તેમ નબળી હાલત જોઇને બળાપો કરવો નહીં. કેમકે એથી કંઇ વળતું નથી, ને નાહક શરીરે નુકશાન થઈને મન મૂઝાઈ જાયછે તથા સારા વિચાર સૂઝતા નથી.

સંતોષી માણસને મનતો પોતાની ઝુપડી તે, રાજાના મહેલનો બરોબર; પોતાની આછી રાબડી તે, કંદોઈની મીઠાઇ બરોબર; પોતાની પથારી તે, છત્ર પલંગ જેવી; અને પોતાની તમામ વસ્તુઓ મોટા શ્રીમંતોના જેવી છે. પોતાની થોડી કમાણીમાં તે અસંતોષી નહીં થતાં સારી રીતે કુટુંબ પોષણ કરેછે. "સુખનુ મૂળ તેતો સંતોષ" એ ખરૂંજ છે. એક ગરીબ મજૂર, જે દરરોજના ત્રણ કે ચાર આના મજૂરી લાવેછે, અને જેના ઘરમાં પાંચ, સાત માણસ ખાનાર હોયછે. તે બધાં ભેગાં મળીને આનંદની સાથે પોતાના ઘરની પાતળી રાબ પીને, કલ્લોલ કરેછે. તેના મનમાં એ વખતે એમજ છે કે હું બધી વાતે સુખીજ છું, ઇશ્વરે મને બે પૈસા આપ્યાછે તે બસ છે. એમ સંતોષ માનીને પોતાનો ભવ સુખરૂપે ગુજારેછે. એથી ઉલટું એક લક્ષાધિપતિ, વધારે ધન મેળવવા માટે બરાબર ઉંઘતો નથી, ખાતો નથી, ને પોતાની પવિત્ર ફરજ ન બજાવતાં આમતેમ ભટકયા કરેછે, જ્યાં બેઠો હોય ત્યાં એજ ભજન કર્યા કરેછે, ને પોતાને શરીરે દુઃખ વેઠી, એમનો એમ પૈસાની

તૃષ્ણામાં પોતાનો ભવ પુરો કરેછે. તે પેલા મજૂર કરતાં પણ, અ-સંતોષને લીધે ઉતરતો છે. મતલબ કે સુખનાં સાધન છતાં તે દુઃખ ભોગવેછે. જે માણસ સંતોષી હોય તેને બધા માન આપેછે, ને અસંતોષીને, આગણે ચડવા દેતા નથી. સંતોષી માણસનું મન સદા આનંદમાં રહેછે, ને તેને કોઈ જાતની લાલચ ફસાવી શકતી નથી. નીતિસર ઉદ્યોગ કરી, પોતાની ફરજો બરાબર બજાવી બંને ભવમાં સંતોષી માણસ સુખ પામેછે. એના મનમાં કોઇ જાતનો સ્વાર્થ ન-હીં રહેવાથી તે બધા સાથે પ્યાર મેળવી શકેછે. કહો ભાઈ? સંતો-ષી માણસને શુ ખામી છે?.

જો કોઇ ભિક્ષુક કે પરોણો અસંતોષી હોયછે તો તે ફરીથી આદર પામતો નથી. પણ સંતોષ વાળો હોય તો માનપામી પોતાની મતલબ સારી રીતે પાર પાડેછે. માટે એ ગુણ ઘણો લાભકારી છે. જોકે થોડો ઘણો સંતોષતો દરેક જણ રાખેજછે. એમ ન હોય તો એક ગરીબ માણસથી શ્રીમંતનું સુખ જોઇને, મૂર્ખ માણસથી વિ-દ્વાનનો વૈભવ જોઇને, અને અશક્ત માણસથી બાહાદૂર માણસનાં કામ જોઇને જીવાયજ નહીં. પણ ઇશ્વરે સંતોષનો ગુણ સ્વભાવિક રીતે થોડો ઘણો દરેક માણસનામાં મૂકેલોછે. માટે એ સ્વભાવિક ગુણને બરાબર કેળવવાની દરેક માણસને ઘણી જરૂરછે.

"सर्पाःपिबन्तिपवनान्नचदुर्बलास्ते
शुष्कैस्तृणैर्वनगजाबलिनोभवन्ति
स्कन्दैर्मुलैर्मुनिगणाक्षपयन्तिकालम्
संतोषमेवपुरुषस्यपरंनिधानम्"

એટલે—"સાપ પવનનું પાન કરવા છતાં દુર્બળ થતો નથી, સૂકાં લાકડાં ખાઇને પણ હાથી બલવાન થાયછે, અને કંદમૂળ ખાઈ-ને રૂષિમંડળ પોતાનો કાળ આનંદથી ગુજારેછે. માટે સંતોષ એજ, માણસને સુખનો ભંડાર છે." સુખ અને દુઃખ, એ કેવળ મનનાં કારણ છે. એટલે પોતાની નબળી હાલતમાં પણ સંપૂર્ણ સુખ છે એવો સંતોષ રાખે તો, સુખી થાય; અને ગરીબ હાલતને જોઇને બીજો માણસ બળતો હોય તે હેરાન થાય. એ પ્રમાણે બંનેની હા-

લત સરખી છતાં કેવળ મનના માનવાપરથી સુખદુ:ખ વહોરી લેછે. વળી અસંતોષી રહેવાથી કંઇ લાભ હાંસલ થતો નથી. માટે સારી રીતે ધંધો કરી સદાચરણી થઈ સંતોષમાં રહેવું એજ ઉત્તમછે.

## ઊદ્યોગ.

ઊદ્યોગ (સં)=(ઉત=ઊપર+યુજ=જોડવું+અ) એટલે તન મન ને ઉપર જોડવું, કામે લગાડવું. આ દુનિઆમાં જે જે વસ્તુ આપણા જોવામાં આવેછે તે બધી ઉદ્યોગથીજ બનેલી છે. જો કોઇએ ઉદ્યોગ ન કર્યો હોત તો દુનિઆની હાલની સ્થિતિ જોવામાં આવત નહીં. પશુપંખી પોતાનો ખોરાક મેળવવાને માટે મહેનત ન કરે તો મરણ પામે. તેમ ખેડૂ વર્ગ ખેતી ન કરે તથા વેપારી વર્ગ વેપાર ન કરે તો માણસોનુ જીવન તથા વૈભવ ભાગ્યેજ લાંબી મુદ્દત પહોચે. વળી એક બાળક, પોતાને શક્તિ આવવા માંડેછે ત્યારથી તે હાલવા ચાલવાનો યત્ન કરતું જણાય છે. પણ એક ઠેકાણે પડી રહેતું નથી. એ બધાપરથી એમ જણાયછે કે ઉદ્યોગ એ સ્વભાવિક છે. અને તે દરેક પ્રાણીને ઘણીજ જરૂરની વસ્તુ છે.

ઉદ્યોગ એ માણસનું જીવન છે. એના વગર કોઈ માણસને ગમતું નથી. આળસુમાં આળસુ માણસ પણ પોતાનું પેટ ભરવા માટે કંઇ ઉદ્યમ કરેછેજ. મોં આગળ ભાતભાતનાં ભોજન તૈયાર હોય પણ તે હાથવતી લેઇ ચાવીને ગળે ઉતાર્યા વગર કંઈ કામમાં આવતાં નથી એ વિષે વૃંદ કહેછે કે—

વિદ્યા ધન ઉદ્યમ વિના, કહૌ જ્યુ પાવે કૌન<br>
બિના ડુલાયે નાં મિલે, જ્યૌં પખેકો પૌન.

એટલે-જેમ પંખો હલાવ્યા વગર પવન મળી શકતો નથી, તેમ ઉદ્યોગ વિના કોઇ માણસ વિદ્યા કે ધન મેળવી શકતું નથી. ધંધાર્થી માણસને થોડો કાળ પણ નવરા બેસી રહેવું પડેછે તો તેને અણગમો થઈને કોઈપણ ધંધે લાગવાનું મન થાયછે. કેમકે માણસનું સ્વાભાવિક વલણજ એ છે કે ઉદ્યોગ કરવો. ઉદ્યોગથી પોતાનું મન તથા તન સારી રીતે કસરત પામીને, આપણો આત્મા આનંદમાં રહેછે. કેમકે તે વખતે બીજા કોઇ વિષયપર ચિત્ત ન

લાગતાં, અમુક કામમાંજ મગ્ન રહેછે આળસુ માણસ કરતાં ઉદ્યોગી માણસમાં ચંચળાઈ સારી રહેછે. ખેડૂત, મજૂર, ગામડીઆ વગેરે લોક આનંદમાં રહેછે તેનું કારણ તેમનો ઉદ્યોગજ છે.

આ દુનિઆમાં દરેક ચીજ ઉદ્યમથીજ બનેલી છે. આપણું ખાવા પીવાનું, પહેરવા ઓઢવાનું, મોજશોખ ભોગવવાનું અને બીજુ રાચરચીલું ઉદ્યોગથીજ બનેછે. વળી આગગાડી, તાર, આગબોટ, વિજળીના દીવા, ટેલીફોન, સંચા વગેરે નવાનવા શોધ થયેલા છે તે ઉદ્યોગનાજ પ્રતાપ. ઘણા વર્ષસુધી પુષ્કળ શ્રમ વેઠી, વિદ્વાનો જો ન મંડયા રહ્યા હોત તો એમનું સુખ આપણે ભાગ્યેજ મેળવત.

એ ઇશ્વરી કાયદો ન પાળનારને કેટલું બધું દુઃખ સોસવું પડેછે તે દેખીતુંજ છે. જે માણસ પારકાપર આધાર રાખીને, પોતાના હાથ પગ વગેરે અવયવ સલામત છતાં, પોતાનો અમૂલ્યકાળ મિથ્યા ગુમાવી જન્મપર્યંત દરિદ્રાવસ્થામાં રહે છે, તે આ દુનિઆમાં કેવળ ભાર રૂપેજ છે. એવા માણસો પોતાને માટે કંઇ પણ પુરૂષાર્થ સાધતા નથી તો પછી પોતાના કુટુંબ, નાત, ગામ, અને દેશને શું કરી શકે? **जिवन्मृतःकस्तुनिरुद्यमोयः** જીવતાં મુવો તે કોણ? તો કહે નિરૂદ્યમી. એ વાક્ય ખરે ખરૂં શીખામણ લેવા લાયકછે. નિરૂદ્યમી માણસનો જેટલો ધિક્કાર ન થાત તેટલો ઓછો.

ઉદ્યોગી માણસને પોતાનું કામ ગમે તેવું અઘરૂં હોય, પણ તે સેહેલું લાગેછે; અને આળસુ માણસને સેહેલું કામ પણ અઘરૂં થઇ પડેછે. માણસને સાધવાના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થ ઉદ્યમથીજ થઇ શકે છે. ધન મેળવવાથી બીજા પુરૂષાર્થ ઘણુ કરીને પાર પડે, પણ ધન મેળવવાને માટે સારી વિદ્યા શીખવાને મહેનત કરવાની પૂરી જરૂરછે. **उद्योगःशत्रुवत्मित्रः, आळस्यंमित्रवदरिपुः** એટલે ઉદ્યોગ કરવો એ દુશ્મનની પેઠે દુઃખ કારક જણાયછે પણ તેજ સાચો મિત્ર છે; અને આળસ કરવાથી પ્રથમ સુખ જણાય છે પણ પરિણામે તે શત્રુની ગરજ સારેછે.

ઉદ્યોગ બે પ્રકારનો છે. તનનો અને મનનો. દરેક ધંધામાં એ બંને જોડેજ રહેછે. પણ કોઈમાં મનની મહેનતનું પ્રાધાન્યપણું

તો બીજામાં તનની મહેનતનું પ્રધાન્યપણું હોયછે. મજુરી કરવામાં તનની મહેનત વધારે અને મનની ઓછી; પણ ન્યાય આપવામાં મનની મહેનત વધારે અને તનની ઓછી હોયછે. પોતાની શક્તિ પ્રમાણે દરેક માણસે એ બંને બાબતમાં પૂરતું લક્ષ રાખવું જોઈયે.

ઉદ્યોગ કરવામાં વખતનો ઉપયોગ કરવાની વાત કદિ ભૂલવી નહીં. જે માણસ થોડો કાળ પણ નકામો કાઢેછે તેને પરિણામે ઘણું વિમાસવું પડેછે. વખતને અનુસરતું કામ પોતાની શક્તિ માફક કરવું જોઇએ. દરરોજનું કામ દરરોજ પાર પાડવું. કામ આપણને હાંકે, એટલે કામ ચઢી ગયાથી તે આપણને કરવાની જરૂર પડે તેમ ન થવું જોઇયે. બેન્જામીન ફ્રાન્કલીન, રાબર્ટપીલ, જેમ્સવાટ વગેરે ઈંગ્રેજો અને વાલ્મીક જેવા હલકી વર્ણમાંથી વિદ્યાના બળે ઉંચે દરજ્જે ચડનાર દેશી વિદ્વાનો તથા બીજા દેશ શોધક, વિદ્યાપ્રવર્તક, ધર્મપ્રવર્તક અને સદગુણ સંપન્ન શૂરવીરો ઉદ્યોગ વડેજ પંકાઇને આ દુનિઆમાં પોતાનાં નામ અમર કરી ગયાછે. માટે દરેક માણસે આળસ રૂપી શત્રુને દૂર કરી, ઉદ્યોગ રૂપી સન્મિત્રની સોબતમાં અહોનિશ મચ્યા રહેવું જોઇયે. એના વગર નસીબ પાંગળુંછે' સારૂં નરસું થવાનું એ નસીબ પ્રમાણે બને છે એમ કહેનારને પણ ઉદ્યોગ વગર તેનું ફળ મળી શકતું નથી.

"उद्योगिनंपुरूषसिंहमुपैतिलक्ष्मिर्
दैवेनदेयमितिकापुरूषावदन्ति
दैवंविहायकुरुपौरूषमात्मशक्त्या
यत्नेकृतेयदिनसिद्धातिकुत्रदोषः

એટલે સિંહ જેવો ઉત્તમ પુરૂષ ઉદ્યોગવડે લક્ષ્મી મેળવે છે, અને નસીબમાં હશે તે મળશે એવું અધમ માણસ બોલે છે. માટે નસીબને છોડી દેઈને પોતાની શક્તિ મુજબ પુરૂષાર્થ કરવો. અને મહેનત કરવા છતાં પણ કામ સિદ્ધ ન થાય, તો પછી કોનો દોષ ? એ બધા પરથી તાત્પર્ય એજ લેવાનું છે કે ઉદ્યોગ એ માણસનું પરમ દૈવતછે, અને તે ઇશ્વરી કાયદો તોડનારને મહા પાપી જાણવો.

# આળસ.

**आलस्यंहि मनुश्याणां शरीरस्थो महारिपुः**—એ વાક્ય સત્ય છે. ખરેખર, એ માણસના શરીરનો મોટો શત્રુજ છે. ઉદ્યોગનો કુદરતી કાયદો ન પાળી, પોતાના સઘળા અવયવ સારા છતાં, જે બેઠો બેઠો હરામનું ખાયછે તેને આળસુ કહેછે. પાછળ ઉદ્યોગના વિષયમાં કહેવા પ્રમાણે એવો માણસ કેવળ ભાર રૂપેજ છે. આળસ એ, કુદરતી કાયદાથી ઉલટી છે, જેથી તેનાં ફળ પણ ઘણાં દુઃખમયજ નીપજેછે. થોડી મુદતમાં થોડે ખર્ચે થાય તેવું કામ, આળસદેવી, લાંબી મુદતે ઘણા ખર્ચથી પણ બરાબર પાર પડવા દેતી નથી. આળસુ માણસનાં તનમનને યોગ્ય કસરત નહીં મળવાથી, તે સદા શોકાતુર જેવો જણાયછે. આપણામાં કહેવત ચાલેછે કે "નવરો બેઠો નખોદવાળે." મતલબ કે તેના નિરૂદ્યમીપણાને લીધે તેને હરામનું ખાવાનું મન થાયછે, અને પછી ચોરી વગેરેના દુર્વીચાર પોતાના મનમાં લાવી, અધમ કામના ખાડામાં ઉતરી, પોતાની જાતને બટ્ટો લગાડેછે. આળસથી સહેલું કામ હોય તે પણ અઘરૂં લાગેછે, કેમકે લાંબી મુદતે જથાબંધ એકઠું થતાં તે કરવામાં હરકત પડેછે. વળી એકદમ પાર પાડવાની ઝડપ કરતાં તે સારૂં થતું નથી.

માણસને ઉંચી પાયરીથી હલકીપર લાવનાર આળસ છે. જે માણસને એનો બુરો ચેપ લાગેછે, તેને તન તથા મન સંબંધી ઘણાં નુકસાન વેઠવાં પડેછે. એક બુદ્ધિશાળી પણ આળસુ માણસ જેટલી આબરૂ અને પૈસો મેળવી શકે, તેના કરતાં એક સાધારણ બુદ્ધિનો પણ ઉદ્યોગી માણસ વધારે સંપાદન કરેછે. પોતાના બાપદાદાની મહા મહેનતે મેળવેલી દોલત, આળસુ અને મોજીલો માણસ બેઠો બેઠો ઉડાવી દેછે, અને પછી દરિદ્રાવસ્થામાં આવી પડીને ઘણું દુઃખ પામેછે. શરીરે કષ્ટ વેઠેલું નહીં જેથી મહેનત થતી નથી, અને મહેનત ન થાય એટલે ખાવાપીવાના પણ સાંસા પડેછે. એના ઉપકલ મિત્રો એ વખતે કંઇ કામમાં આવતા નથી. આળસ રૂપી જબરા શત્રુના ટાઢા ઘા એવા તો વિનાશકારી છે કે પ્રથમ સુખ સુખ જણાવેછે, પણ પાછળથી નાતજાત, કુટુંબ, દેશ, આબરૂ, દોલત,

અને પોતાના તનમનને ઘણી હાની પહોચાડેછે. " આળસ એટલું જાન, અને વ્યસન એટલો વટાળ " એ ટુંક કહેવત ખરી છે.

આર્યભૂમિના રણધીર રજપૂતો પોતાના બાપદાદાની મેળવેલી અમૂલ્ય આબરૂ ખોઇને, હાલ નિર્માલ્ય બની ગયા છે તે આળસ દેવીનોજ પ્રતાપ. રાત દિવસ અફીણ તમાકુની લહેરમાં ચકચુર બની જઈ, પોતાની આજુબાજુ શું બનેછે, તેનો જરા પણ વિચાર તેઓ કરતા નથી. હાથમાં આવેલી અમૂલ્ય બાજી, આળસુ માણસ થોડી મુદતમાં ગુમાવી દેછે, અને પછી જન્મારા પર્યંત પસ્તાવો કરી ઘણો હેરાન થાયછે. એક વિદ્યાર્થી પોતાની વિદ્યા સંપાદન કરવામાં ચંચળાઈ રાખી ઉદ્યોગ ન કરે તો તેને ઘણું નુકસાન થાયછે, તેમજ એક વેપારી, ખેડુત, કારીગર, મજુર, અને વૈભવી શેઠીઆ તથા રાજા રાણાઓને એ નુકસાનકારક દુર્ગુણથી ઘણું ખમવું પડેછે. ઉદ્યોગ એજ સ્વભાવિક નિયમ સુખ કર્ત્તા છે. માટે પોતાનાં તન મનને યોગ્ય કસરત આપી પોતાનું કલ્યાણ ઈચ્છવામાં કોઇએ પશ્ચાત્ પડવું નહીં.

થોડો કાળ પણ નકામો ન કાઢવો, દરરોજ પોતાના કામની નોંધ રાખવી, રાત્રે સૂતીવેળા પોતાનાં કરેલાં અને કરવાનાં કામ સંભારી જવાં, શરીરની સુખાકારી માટે પૂરતી કાળજી રાખવી, જે કામ હમણાં થતું હોય તે બે કલાક પછી કરવાનું ન રાખવું, આળસથી કેવાં માઠાં પરિણામ નીપજે છે, અને ઉદ્યોગથી કેવાં સુખ દાયક મિષ્ટફળ મળેછે તેનો વિચાર કરવો, આ દુનિઆમાં આપણે કેટલું બધું કામ પોતાને માટે, નાત જાતને માટે, અને દેશને માટે કરવાનું છે તેની સંભાળ રાખો. એ પ્રમાણે નિયમો ધ્યાનમાં રાખવાથી તમારી બુરી ખસલત દૂર થઈ, " આળસુ. રખડેલ, નવરો, નામ બોળુ " વગેરે અપમાન વાચક વિશેષણ નાશ પામી, દુનિઆમાં તમે સારા ઉદ્યોગી કહેવાઈ, ધારેલી ધારણા પાર પાડી, બંને ભવમાં સુખ પામશો.

---

## ગાયન.

ગાયન (સં)=(ગૈ=ગાવું+અન=ક્રિયા.) ગાવાની ક્રિયા. એ એક જાતનો ઉમદા હુન્નર છે. એથી છેક હલકા પ્રાણીથી માંડીને તે મા-

ણુસ સુધીનાં સઘળાંને સરખો આનંદ મળે છે. દરેક માણુસને સારૂં કામ જોઇને આનંદ અને નઠારૂં કામ જોઈને દિલગીરી થાયછે. એ સ્વભાવિક છે, તેમાં આનંદની વૃદ્ધિ કરી દિલગીરીનો નાશ કરી, અસરકારક બોધ કરી, દુનિયાદારીનાં કામ હોંસભેર કરવાને ઉશ્કેરી, પરમ સુખની પ્રાપ્તિ કરાવનાર તે ગાયન છે.

એક નાનું બાળક પારણામાં પડયું પડયું રોતું હોય, તે તેની માતાનાં મધુર હાલરડાં સાંભળીને તરત શાન્ત પડેછે, સાપ અને મૃગ જેવાં પ્રાણી મોરલીનો નાદ સુણીને આનંદના ઉભરામાં ડોલવા માંડેછે, તથા પારધી પકડી પાડેછે, તેનું ભાન પણ તેને રહેતું નથી. ગાયન એક પ્રકારની ઉત્તમ મોહની છે. જેના આકર્ષણુથી દરેક પ્રાણી ખેંચાયા વગર ભાગ્યેજ રહેછે.

આગલા વખતમાં આપણા પૂર્વજોએ આ વિદ્યામાં, બીજી વિદ્યાની પેઠે સારી શોધ કરેલી છે. એ વિદ્યા શીખવાનું ગાંધર્વ વેદ નામે ઉપવેદ મોટું પુસ્તક છે. આપણામાં સા, રી, ગ, મ, પ, ધ, ની, એ સપ્તસૂર મૂખ્ય છે એના પરથી દરેક રાગની ઈમારત ચણાય છે. ભૈરવ, માલકોષ, દીપક, શ્રીરાગ, વગેરે છ મૂખ્ય રાગ અને દરેકને છ છ મળીને કુલ ૩૬ રાગણીઓ છે, એ સિવાય દરેક રાગણીના પેટા ભાગ પણ ઘણા છે. ગાવા બજાવવામાં સૂર અને તાલની માહિતગારી અવશ્ય હોવી જોઈયે. અગાઉના રાજા રાણા તથા રૂષિઓ ગાવા બજાવવામાં સારી તાલિમ લેતા હતા. વિરાટ રાજાને ત્યાં, તેમની કુંવરીને ગાયનકળા શીખવવા માટે અર્જુન રહ્યા હતા, મહાદેવજી નૃત્ય તથા ગાયનમાં કુશળ હતા, નારદમૂનિ વીણા વગાડી અસરકારક આત્મબોધ દેવામાં પ્રવીણ હતા, તેમ કેટલીક રૂષિપત્નીઓ પણ ગીતવાદ્યમાં અને નૃત્યમાં પ્રવીણ હતી. એ વખતે ગાવા બજાવવાની અને નાચવાની કળા શીખવી, એ એક કુલીનનું ભૂષણ ગણાતું, અને હાલ યુરોપ જેવા સુધરેલા મૂલકમાં એમજ ગણાય છે.

યુરોપિઅનમાં ગાવું, બજાવવું, નાચવું, ચિત્રવિદ્યા, ભરતકામ, દેશાટણ, બે ત્રણ ભાષાઓની માહિતી, એ કુલીનનાં લક્ષણ ગણાય છે. તેમ ત્યાંના લોકો ગાયનકળાના શોખિન પણ ઘણા છે. આપણા દેશમાંથી ઇરાન તથા અર્બસ્તાનમાં થઈ, એ વિદ્યા અગિઆરમા સૈકામાં યુરોપમાં દાખલ થઈ, પણ ત્યાંના ગાયનમાં આપણી પેઠે

રાગરાગણી તથા વખતે વખતના રાગ નથી. મુસલમાનોનું હિંદમાં આવવું થયા પછી એ વિદ્યાની પડતી દશા થઇ. લડાઈ ટંટાની ખટપટમાં તથા દુનિઆદારીની જંજાળમાં પડવાથી એ હુન્નરપર ઘણું ધ્યાન દેવાયું નહીં બ્રાહ્મણ વગેરે ઉંચ ન્યાતે પોતાનું ઊંચપણું તજી દેઇ કેટલીક વિદ્યા હલકા લોકોના હાથમાં સોંપી, તેમ ગાયન કળા પણ નબળી પડી. અકબરના વખતમાં તાનસેન કરીને વિદ્વાન ગવૈયો થઈ ગયો. તેણે આ કળામાં સારી પ્રવિણુતા મેળવી હતી ને તેની અસર હાલના ગવૈયામાં જોવામાં આવેછે.

ગાવાની સાથે બજાવવાનું કામ પણ ઘણું સંબંધ ધરાવનાર છે. વાજા વગર ગાન દીપતું નથી, તેથી એને ગાયનનો જીવ કહેછે. સતાર, તાઉસ, સારંગી, તંબુર, ઢોલક વગરે, બજાવવાનાં સાહિત્ય છે. તેમાં સારંગીનો સૂર તો ગાનારના રાગ સાથે એકાકાર થઈ જઈ ખરેખરી અસર કરેછે, વખતે ગાનારનો રાગ મધુર ન હોય તોપણ તેની ખોટ પૂરી પાડેછે. એ બધામાં સતારને ઉત્તમ ગણેછે. યુરોપમાં એક જાતની સારંગી જેને ફીડલ કહેછે તેને બજાવવાના કામમાં ઘણી વપરાયછે. એ સિવાય જૂદા જૂદા રાગ નીકળનારી વાજાની પેડીઓ, હારમોનિયમ વગેરે તરેહતરેહનાં સુસ્વર વાજાં એમનામાં છે.

એ વિદ્યાના ઘણા લાભ છે. સૌથી મોટો આનંદ જે, બ્રહ્માનંદ તે એનાથી મળેછે; એક ગમગીન માણુસનો શોક દુર કાઢી, આનંદ પમાડેછે, જન સમૂહમાં મન રંજન કરીને ઘણું માન અપાવેછે, એકાંતનો આનંદદાયક મિત્ર છે, પોતાનાં દુનિઆદારીનાં કામ એથી સારી રીતે પાર પડેછે, પૈસો મેળવવાનું એ જબરૂ સાધન છે. એક વિદ્વાન રૂષિ કહેછે કે,—

**सुखिनिसुखनिधानं, दुःखितानांविनोदम्**
**श्रवणहृदयहारि, मन्मथस्याग्रदूतः;**
**आतिचतुरसुगम्यो, वल्लभःकामिनीनाम्,**
**जयतिजगतिनादः, पंचमश्चोपवेदः १**

અર્થ—"સુખવાળાને વધારે સુખ આપનાર, દુઃખીને આનંદ આપનાર, મન હરણ કરનાર, શૃંગારરસને દીપાવનાર, ચતુર માણ-

સને સહેલાઈથી મળી શકે તેવું; અને સ્રીને પ્રીતિકારક, એ પ્રમાણે જગતને જીતનાર જે ગાયન, તે પાંચમો ઉપવેદ છે." ગાયનની શું ખુબી છે? ખરેખર એથી બધું વિશ્વ વશ થયા વગર રહેતું નથી.

હાલમાં એ વિદ્યાની પડતી દશા આવીછે, પણ કેટલાક દેશ હિતકારી પુરૂષોની સહાયતાથી તે કળા સતેજ થવા માંડીછે. જયપુર, ગ્વાલેર, પૂના, વગેરે ઠેકાણે ગાયનશાળાઓ સ્થાપન થઈછે. અને આના સાહેબ ધારાપુરે જેવા દક્ષિણી, તથા મૌલાબક્ષ જેવા મુસલમાન ગવૈઆઓની મદદથી ત્યાં સારો અભ્યાસ ચાલેછે. વડોદરામાં મૌલાબક્ષની સાથે બીજા પણ પ્રખ્યાત ગવૈયા ઘણા છે. આપણા દેશમાં ઉત્તર હિંદુસ્તાન તરફ એનો શોખ વધારેછે. તેપરથી કહેવત ચાલેછે કે "ઘરઘર ઢોલકી ઘરઘર તાન, બડા મૂલક એહી હિંદુસ્તાન." બંગાળી લોક પણ ગાયનમાં ઊંચ દરજ્જો ધરાવેછે. દક્ષિણમાં તાંજોરી નાયકાઓ અને ગવૈયા ઘણા વખાણાય છે. આપણા દેશમાં ઘણા રાજ રજવાડામાં નાયકા કે ગવૈયા રાખી, રાજાઓ આનંદ ભોગવેછે. ધીમેધીમે એની બૂજ થવા લાગીછે, તેપરથી એ ઉત્તમ કળાની ચડતી થવાની આશા રખાયછે. કેટલીક હલકી જાતની નાયકાઓએ ભાગ્યો તૂટયો હુન્નર શીખી લેઇ એની મોટાઈ ઓછી કરી નાંખીછે, પણ તે બાબત હવે શ્રોતાઓ સમજવા લાગ્યા છે. સાંભળનાર માણુસ રાગ રાગણીથી વાકેફગાર હોય તો વધારે રમુઝ પડેછે. યુરોપમાં ઇટાલીયન ગાયન ઉત્તમ ગણાયછે.

અધ બળ્યા ગાયનથી કેટલીક માઠી અસર થાયછે એ વાત ખરી. પણ તેથી ઊમદા હુન્નરને ઝાંખ લાગતી નથી. એમાં ગાનારનીજ હલકાઈ જણાઈ આવેછે. કેટલાક અમીર ઊમરાવો પણ હવે પોતાનાં બાળકોને એ કળા શીખવવા લાગ્યા છે, પણ એની લતમાં મચ્યા રહી તેઓ દુર્વ્યસની કે મોજશોખી થઈ ન જાય તે પર ઘણું લક્ષ દેવાનુંછે. એના મોહપાસમાં પડી ઘણા શ્રીમંત અને રાજારાણા ખૂવારા થઇ ગયાછે, માટે એનો ચડસ અતિશે ન રાખવો. જેનો એ ખાસ ધંધોજ છે તેને માટે કશું કેહેવાનું નથી, પણ બીજા ધંધાર્થી મનુષ્યને એનો સ્વાદ, હદમાં રહી ચાખવો જોઇયે; તેજ સુખકારક રસ્તો છે.

# આનંદ.

---

આનંદ (સં;=(આ=મર્યાદા+નંદ=ખુશ થવું+અ.) એટલે ખુશીમાં રહેવું. આનંદ એ એવો ગુણ છે કે તેથી પોતાનું તથા સામા માણસનું મન ખુશીમાં રહી, દુનિઆદારીની જંજાળ સારી રીતે પાર પાડી શકાયછે. એ ગુણવાળા માણસને આનંદી સ્વભાવવાળો કહેછે. એ જૂદી જૂદી જાતના પાત્ર પ્રમાણે જૂદા જુદા માણસોને સરખી અસર કરી શકેછે. જેમકે બ્રહ્માનંદી માણસને બ્રહ્મ જ્ઞાનથી આનંદ થઇ તેમાંજ તે સુખ માણેછે. વિદ્યાનંદીને ભાતભાતનાં પુસ્તક વાંચવાથી આનંદ મળેછે, અને વિષયાનંદીને દુનિઆદારીનો વૈભવ ભોગવવાથી આનંદ મળેછે, પણ એ બધામાં બ્રહ્માનંદ સર્વોપરી છે. એથી આ લોક તથા પરલોકમાં સુખ મળે છે.

કોઈ કોઈ માણસનામાં એ સ્વભાવ સ્વાભાવિક રીતેજ રહેલો હોયછે, અને તેથી તે પોતાનું સુખ સારી રીતે ભોગવી શકેછે. એને બધા માણસો સાથે પ્રીતિ બંધાઇને, તેમની તરફથી સારી મદદ મળેછે, પોતાના ઘરમાં, કુટુંબમાં, અને પરાયા માણસોની સાથે તે ખુશ મિજાજથી નિખાલસપણે વરતી તેમને આનંદમાં રાખેછે. તેના ઘરમાં કજીઆનું તો કશું જોર ચાલતું નથી. આનંદી માણસનાં તન તથા મન સારી હાલતમાં રહેવાથી, તે પોતાનાં કાર્ય બીન હરકતે પાર પાડી શકેછે. તેનામાં દિલગીરીનો પ્રવેશ ભાગ્યેજ થાયછે. વખતે કોઇ કારણસર ગુસ્સો ઉત્પન્ન થાય છે, તોપણ તે ટુંક મુદત રહેછે, એથી સંતોષ, નિરાભિમાન, સભ્યતા, હિંમત વગેરે સદ્‌ગુણો પોતામાં આવેછે, ને એ વડે તેને દુનિઆમાં ઘણું માન મળેછે. આનંદી માણસપર રોગની અસર ઓછી લાગેછે, કેમકે જ્યાં ચિંતારૂપી સગડી સળગતી હોય ત્યાંજ એનું વધારે ફાવેછે. દુઃખને વખતે ધીરજ રાખીને પોતાનું કામ હિંમતથી પાર પાડેછે. તેતો જાણેછે કે "यदभावि न तद्भावि चेदन्यथानच" જે થવાનું છે તે થશેજ અને નથી થવાનું તે નહીં બને—એમ ધારીને પોતાનાં તથા સામાનાં કામ સારી રીતે પાર પાડેછે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે.—

## आर्या.

**आनंदिनोमनुष्यानित्योत्सवसंयुताश्चसुखिनश्च**
**धन्यास्तएवलोकेनित्यानंदेनसंयुक्ता.**

એટલે જે આનંદી મનુષ્ય છે તેને હમેશાં ઓચ્છવજ છે, ને તે હમેશાં સુખી રહેછે, કારણકે સદૈવ આનંદી છે તેજ આ લોકમાં શ્રેષ્ઠ છે.

એ પ્રમાણે આનંદી સ્વભાવ વાળાને ઘણી તરેહનાલાભ થાયછે.

જો ઘરમાં એક ચીડીઓ કે શોકાતુર માણસ હોય, તો તેનું ઘર શુન્યવત્ લાગેછે. ઘરમાં સૌ ચૂપાચૂપ થઇ જાયછે, તેના સામું કોઇ નજર કરતું નથી, પરાયા માણસો તો તેને પ્યાર કરી બોલાવેજ શાના! તેની અસરથી બાળબચ્ચાંપર નઠારી અસર થાયછે. આખો દિવસ પોતાના મનમાં બળતો રહી પોતાનો ભવ કંકાસમાં ગુજારેછે. સહેજ વાતમાં ગભરાઈ જઇને નાઉમેદ થાયછે. એ પ્રમાણે આનંદવગરના માણસને આ દુનિઆં ઘણી દુઃખમય જણાયછે.

કેટલાક માણસોને અમુક બાબત જોઇને અલ્પાદન થાયછે, પણ તેની અસર લાંબી મુદત રહેતી નથી. જેમકે અજાણ્યાં પ્રાણી પદાર્થને જોવાથી, ઇશ્વરી અગાધ શક્તિના ચમત્કાર જોયાથી, પ્યારા વિયોગીનો મેળાપ થવાથી, અણધારેલું કામ ઓચિંતુ ફળીભૂત થવાથી, વગેરે.

એ બધા કરતાં સ્વભાવિક આનંદની મઝા જૂદીજ છે.

એ ગુણ ઘણું કરીને હીંમતવાન અને સદાચરણી માણસમાં ઘણો જોવામાં આવેછે. અને બધાં પ્રાણી તરફ સમાન વૃત્તિએ જોવાથી એ ઉત્પન્ન થાયછે. બીકણ અને પોચા હૈયાવાળામાં એ ભાગ્યેજ હોયછે, ને એની ખામીથી વખતે નઠારૂં ફળ નીપજેછે. આપણા દેશમાં કેટલાક ઉમરાવો પોતાની પાસે મશ્કરા રાખેછે કે ગવૈયા રાખી મજરા કરાવેછે તેનું કારણ આનંદ લેવાનુંજ છે. એથી પરિશ્રમ નરમ પડીને શરીર સુખમાં રહેછે, માટે દરેક માણસને માયાળુપણે વરતી, હીંમત રાખીને એ ગુણ ગ્રહણ કરવો, પણ અતિશય આનંદથી વખતે નુકશાન થાયછે. એ વાત વીસરવી નહીં. હસવું એ આનંદનું કિરણ છે. અતિશે હસવાથી કે અણધારેલું

મહાન કામ પારપડવાથી થયેલી બેહદ ખુશાલીમાં કોઇવાર, માઠાં ફળ નીપજેછે માટે એ બાબતની સંભાળ રાખી, શાન્તપણે એનો સ્વાદ ચાખવો. " आनंदंपरमंसुखम्. "

---

## વેપાર.

બ્યાપાર (સં)ઉપરથી વેપાર=(વિશેષે+આ+પૃ=પૂરવું+અ) વધારે પૂરવું. એટલે દેશપરદેશમાં માલ લેઈ જવા લાવવાની મહેનત કરવી તે. એથી એક બીજા દેશની ચીજો અદલ બદલ થઇને બંને દેશવાળા સુખી થાયછે. આ દુનિઆના જૂદા જૂદા ભાગમાં જૂદીજૂદી તરેહની વસ્તુ નીપજેછે. કોઈમાં કપાસ તો કોઈમાં ઘઉં, કોઈમાં રેશમ તો કોઈમાં ખાંડ, કોઈમાં લોઢું તો કોઈમાં અફીણ. એ પ્રમાણે જૂદી જૂદી વસ્તુઓની આપ લે કરવાની સ્વભાવિક રીતે જરૂર પડેછે. તે વગર કોઇ દેશ ઉંચ પાયરીએ આવી શકેજ નહીં. ધારો કે કોઇ દેશમાં બધી વસ્તુ જથાબંધ નીપજતી હોય, પણ તેથી દેશમાં વધારો થયા કરે, અને પૈસાનો લાભ મળે નહીં. તેથી જો એક બીજા દેશવાળા વેપાર ન ચલાવે તો બંનેને નુકસાન છે. ઈગ્લાંડ સાથે આપણો વેપાર ન ચાલતો હોયતો આપણે લોઢું, સીસુ, કાગળ, વગેરેની તંગી વેઠવી પડે, તેમ ઇંગ્લાંડમાં એનો વધારો પડયો રહે; વળી ઇંગ્લાંડને કપાસ, ઘઉં, ચોખા, રંગના પદાર્થ વગેરે શી રીતે મળી શકે? તેમજ ચીન વાળાને રેશમી કાપડ તથા અફીણ, ગળી વગેરેમાં અરસ્પરસ તંગી વેઠવી પડે. માટે વેપાર કરવામાં બંને દેશનો લાભ સમાયેલો છે.

વેપાર વધવામાં મુખ્ય સાધન સ્થળ માર્ગે આગગાડી અને જળ માર્ગે વહાણ, આગબોટ વગેરે છે. આગગાડીથી એક બીજે ઠેકાણે થોડે ખર્ચે, અને બીન હરકતે વસ્તુઓ લેઇ જવાય લવાયછે, તેમ બંને દેશ વચ્ચે દરિઓ હોવાથી વહાણ તથા આગબોટની મદદે માલ લેઈ જવાયછે. જે દેશને દરિઆ કાંઠો ઘણો હોય ત્યાં વેપાર ઘણો ચાલેછે. સ્વતંત્ર સ્વસ્થાન તથા ઈગ્લાંડવાળા એથીજ વેપારમાં શ્રેષ્ઠપણું ભોગવે છે. દરિઆકાંઠો અખાત, ખાડીવાળો બહુ લાભકારી છે.

વેપાર ચલાવવામાં મુખ્ય કઈ બાબતોની જરૂર છે તે વિષે હવે વિવેચન કરીયે છીયે. વેપાર ચલાવવામાં મુખ્ય સાધન પૈસોછે. નાના અગર મોટા પાયાપર વેપાર ચલાવવાને એના વગર કશું બનતું નથી, માટે પ્રથમ પોતાના ભંડોળ ઉપર નજર રાખી તે પ્રમાણે વેપાર શરૂ કરવો. કેટલાક જણ કરજ કાઢીને એ જોખમકારી ધંધામાં ઉતરેછે, પણ એવે વખતે પોતાની સ્થિતિનો વિચાર અવશ્ય કરવો જોઇયે. એના કરતાં પૈસાદાર માણસો એકઠા થઇ કંપની કાઢે તો ઠીક.

પ્રમાણિકપણું એ વેપાર ચલાવવામાં ઘણું જરૂરનું છે. દેશ પરદેશમાં મોટી મોટી દુકાનો ચાલેછે, લાખો રૂપિઆની હુંડીઓ અને માલ, વગર નાણે ચાલ્યાં આવેછે. એ બધા પ્રતાપ એનાજ. આપલે કરવામાં આવે તથા મુનીમોની બાબતમાં જો કંઇપણ અપ્રમાણિકપણું જોવામાં આવે તો, તુર્ત તેનો વહેવાર અટકી પડેછે. માટે એ ગુણ દરેક વેપારીને ઘણો કામનો છે. આબરૂ તથા પૈસો મેળવવાનું એ મુખ્ય સાધન છે.

નમ્રતાની પણ વેપારીને પૂરી જરૂર છે. એથી ઘરાક વધીને, તેમ બીજા લોક સાથે આડત બંધાઇને તે ઘણો લાભ મેળવેછે. તુંડ મીજાજવાળા વેપારીને ત્યાં ભાગ્યેજ ઘણાં ઘરાક જાયછે.

દરેક કામમાં ચોખ્ખો વહેવાર રાખવો. વાયદો કરવામાં, તે પાળવામાં, નાણું ધીરવામાં અને હિસાબી કામમાં ઘણી ચોખવટ રાખવી. ઊપજ ખર્ચનો બરાબર અડસટ્ટો વિચાર્યા વગર કે ગોટા વાળીને જે વેપાર ચલાવે છે તેને ભાગ્યે ફતેહ મળેછે.

વેપારીએ હિંમતવાન થવું જોઇયે. વખતે ખોટ આવે તો ગભરાવું નહીં, પણ તેને બદલે સાવચેતી રાખી પોતાનું કામ ચલાવ્યાજ કરવું. કોઇ મોટા વેપારીને સંકટ વખતે નાણાં ધીરવામાં કે પોતાનાં નાણાં ઘલાઇ ગયાં હોય તે વખતે હિંમત ભેર કામ પાર પાડવું.

વર્त्तમાનપત્ર વાંચીને દેશ પરદેશના વેપાર સંબંધી સમાચાર જાણવા જોઇયે. નહિ તો વખતે ખોટના ખાડામાં ઉતરવું પડે છે. અમેરિકાની ઈ. સ. ૧૮૬૬ ની લડાઇ વખતે જેને મુદ્દલ ખબર નહોતી, તેઓ રૂના સટ્ટામાં માર ખાઇ બેઠા હતા. વળી વર્ત્તમાન

પત્રમાં પોતાના માલની જાહેર ખબર આપી, બધે જાણ કરવું જોઇયે, ને તેને ઉત્તેજન આપવું જોઈયે. એ સિવાય વખતનો ઉપયોગ, દીર્ઘ દ્રષ્ટી, નોકરો ઉપર સંભાળ, થોડે લાભે પણ પોતાનો માલ વેચી નાંખવાની તક ન જવા દેવી, સટ્ટાના મોહમાં પડતાં વિચાર રાખવો, રૂતુની અસર ઉપર નજર રાખવી, તેમ લગ્નગાળા વગેરે બાબતમાં સંભાળ રાખી માલ મંગાવવો કે વેચવો; એ બાબતો પર નજર રાખવાથી વેપારીને ઘણા લાભ થાય છે.

વેપારીએ પોતાના લાભની સાથે ઘરાકોની આબાદી ઉપર પણ કાળજી રાખવી જોઇયે, કેમકે ઘરાકની આબાદી ઉપર તેનો લાભ રહેલો છે, ખેડૂતોને અડચણ વખતે નાણાં ધીરવાં, દેશમાં નવા નવા હુન્નર લાવી લોકોને લાભ કરવા, વગેરે લોકોપયોગી કામ કરવાં એ સારા વેપારીનું લક્ષણ છે.

એ પ્રમાણે વેપાર કરવામાં ઘણી ઘણી જાતનું જ્ઞાન, સંભાળ અને વિચાર રાખવાની જરૂર છે. સારો વેપારી દેશને ઘણી તરેહના લાભ કરી પોતાના લાભમાં ઊમેરો કરેછે.

વેપારથી પૈસા સંબંધી લાભ થાય છે એટલુંજ નહિ પણ લોકોના મનસ્વી ગુણો ઉપર પણ વધારે અસર થાય છે. જૂદા જૂદા દેશના, જૂદી જૂદી નાતના, અને તરેહવાર સ્વભાવના માણસોનું આવાગમન થવાથી, લોકોને ઘણી જાતનું જ્ઞાન લેવાનું મળેછે, પરદેશની સારી રીત ભાત ગ્રહણ કરી, નઠારા રીવાજ દૂર કરાય છે, તેમ અરસપરસ મુકાબલો થવાથી બીજા અગણિત લાભ બંને દેશને થાય છે. પરદેશી લોકો સાથે સમભાવ થઇ, વેપારને ઊત્તેજન મળે છે, ને તેથી બંને દેશના લોકને ઘણો લાભ થાયછે. એ બધું દેશાન્તરના વેપારથીજ થઇ શકેછે. **व्यापारेवसतिलक्ष्मी.**



## વિદ્યા.

વિદ્યા (સં)=(વિદ=જાણવું+ય=યોગ્ય+આ=નારી—પ્ર.) એટલે દુનિઆમાં જે સઘળી જાતનું જ્ઞાન રહેલું છે, તે જાણવું તેનું નામ વિદ્યા. માણસ અને બીજાં પ્રાણી વચ્ચે ફકત જ્ઞાનનોજ તફાવતછે,

અને તે જ્ઞાન વિદ્યા ભણવાથી મળેછે, માટે માણુસપણું મેળવવાને માટે દરેક માણુસે થોડી ઘણી પણ વિદ્યા મેળવવાની જરૂર છે.

આ દુનિઆમાં વિદ્યાનો પાર નથી. જન્મે ત્યારથી તે મરણ પર્યંત કોઇ માણુસ ભણ ભણુજ કરે, તો પણ તેનો પાર આવતો નથી, અને તેથીજ માણુસ જાતને અપૂર્ણ કહેછે; માટે દરેક માણુસે પોતાની શકિત પ્રમાણે જ્ઞાન મેળવવાની આકાંક્ષા રાખવી જોઈયે. પોતાનો સંસારી વહેવાર સારી રીતે ચાલવાને થોડું ઘણું પણ ભણવાની જરૂર છેજ. એ વગર સંસારી કામમાં ઘણી મુસીબત વેઠવી પડેછે. ચારે પુરૂષાર્થ એથીજ પાર પાડી શકાયછે.

અભણ માણુસ ખરેખર પશુ તુલ્યજ છે. પોતાનું ભલું કરવાની શકિત નથી તો બીજાનું ભલું કરવાની શકિત શી રીતે આવે ? " ભણેલાને ચાર આંખ અને અભણ આંધળો. " એ કહેવત બરાબર છે. એ બધાનું તાત્પર્ય એજ છે કે માણસને આ ભવમાં તથા પરભવમાં સુખી થવા માટે ભણવાની ઘણી જરૂરછે.

વિદ્યાના અગણિત લાભ છે. તે નીચેના શ્લોકપરથી વધારે સમજ્યામાં આવશે.

विद्यानामनरस्यरुपमधिकं, प्रच्छन्नगुप्तंधनं
विद्याभोगकरीयशःसुखकरीविद्यागुरूणांगुरुः ॥
विद्याबंधुजनोविदेशगमनेविद्यापरादेवता
विद्याराजसुपूजितानतुधनंविद्याविहीनःपशुः ॥ १ ॥

અર્થ—વિદ્યા એ માણસનું ઉત્તમ ભૂષણ અને છાનું ધન છે સંસારમાં વૈભવ, કીર્ત્તિ અને સુખની આપનાર તથા ગુરૂનો ગુરૂ તેજ છે. પરદેશમાં કુટુંબીની ગરજ સારનાર, તથા માણસનું પરમ દૈવત વિદ્યા છે. રાજમાં વિદ્યાને માન મળેછે, પણ ધનને મળતું નથી, માટે વિદ્યા વગરનો માણુસ તો પશુ તુલ્યછે. એ પ્રમાણે વિદ્યાના લાભ પરંપાર છે.

દરેક જાતની વિદ્યાથી માણસને અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે. અભણ માણુસને પણ એના ચમત્કારથી બેહદ ખુશાલી ઉપજે છે. દુનિઆનો વિસ્તાર આટલો છે, આવા આવા દેશ તેમાં આવેલા

છે; તેમાં પ્રાણી તથા વનસ્પતિ તરેહ તરેહનાં છે. એ બધું જ્ઞાન ભૂગોળવિદ્યા જણાવેછે. મહાન્ પુરૂષોનાં મહાન્ કાર્ય, કે જેમાંથી દરેક માણસને ઘણો ધડો લેવાનું મળેછે તે, તથા પ્રાચીન અર્વાચીન રાજ્યોની ઉથલપાથલ, એ વિષેનું જ્ઞાન ઈતિહાસ શીખવાથી મળેછે. સૂર્ય, ચંદ્ર, ગ્રહો વગેરે આકાશી પદાર્થોના ચમત્કારી શોધથી ઘણી નવાઈ લાગી, ઇશ્વરી શકિતનું અથાગ ડહાપણ જણાઇ આવે છે. પાણીમાં કયા પદાર્થો રહેલાછે, વનસ્પતિ શાથી ઉગેછે, ગરમી એ શું ચીજ છે, વગેરે રસાયન વિદ્યાના પ્રયોગથી જુદીજ તરેહનો આનંદ ઉત્પન્ન થાયછે. એ પ્રમાણે પ્રાણીશાસ્ત્ર પદાર્થજ્ઞાન, સંગિતશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, ચિત્રવિદ્યા, રાજનીતિ પ્રકરણ, કાયદા પ્રકરણ, ધર્મ શાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, અને એવાં એવાં બીજાં અનેક શાસ્ત્રથી દરેક માણસને બેશુમાર ફાયદા હાંસલ થાયછે.

વિદ્યાથી માણસનું મન કસાયછે, અને તેથી બીજી શકિતઓ બળવાન થઇને, તે હરકોઈ ધંધો સંપૂર્ણ પાર પાડી શકેછે; વળી એથી ધનની પુષ્કળ પ્રાપ્તિ થઇને બીજા પુરૂષાર્થ સાધી શકાય છે, અને આ લોક તથા પરલોકમાં સુખ મેળવી શકાયછે. બધા ધનમાં વિદ્યા ધન એ ઉત્તમ છે.

**નચોરચૌર્યંનચરાજગ્રાહ્યં, નભ્રાતૃભાગંનકરોતિભારં**
**વ્યયેકૃતેવર્દ્ધતએવનિત્યં, વિદ્યાધનંસર્વધનપ્રધાનમ્ . ॥**

અર્થ—ચોર ચોરી શકતો નથી, રાજાથી લેઈ શકાતું નથી, ભાઇનો ભાગ પડતો નથી, ભાર કરતું નથી, ખર્ચ કરતાં (બીજાને શીખવતાં) વધારો થાયછે, એવું વિદ્યારૂપી ધન, બધા ધનમાં શ્રેષ્ઠછે.

વિદ્વાન માણસ સદા આનંદમાં રહી, પોતાનો કાળ દુર્વિચાર કે ફોગટ ગપ્પાં મારવામાં ન ગુમાવતાં, ભાત ભાતના વિદ્યાનંદનો સ્વાદ ચાખીને, સુખરૂપે પોતાની ફરજ અદા કરેછે. એક અભણ માણસ એથી ઉલટું કોઈની નીંદા કરવામાં, ખરાબ વ્યસનમાં, બુરા વિચારમાં, અને ફોગટ વાદ વિવાદમાં દુઃખકારક રીતે પોતાની જીંદગી પાર પાડેછે. એકાંતનો વહાલો મિત્ર, પરદેશમાં સાચો સોબતી, અને જન સમુદાયમાં યશધન મેળવી આપનાર વિદ્યાજ છે. દુનિઆદારીના તથા પરલોકના સુખનું સાધન જે સદાચરણ અને ધર્મ,

તે વિદ્યાવડેજ મેળવી શકાયછે. ભણેલો માણસ પોતાનો વ્યવહાર સારી રીતે પાર પાડેછે, પણ અભણ માણસને ઘણી ઘણી હરકતો નડેછે. કુટુંબમાં, નાતમાં, ગામમાં અને દેશ પરદેશમાં વિદ્વાન માણસ માન પામેછે.

**विद्वत्वंचनृपत्वंच, नैवतुल्यंकदाचन;**
**स्वदेशेपूज्यतेराजा, विद्वान्सर्वत्रपूज्यते ॥**

અર્થ—વિદ્વાન અને રાજા કદિ બરાબર નથી. રાજા તો પોતાના દેશમાંજ પુજાયછે, પણ વિદ્વાન માણસ સઘળે ઠેકાણે જાણીતો હોયછે. કહો ભાઈ, વિદ્વાનની કેટલી મોટાઈ છે?

એ પ્રમાણે સર્વ સુખની આપનાર જે સરસ્વતી દેવી, તેના ચરણારવિન્દનું પૂજન, દરેક માણસે યથાશક્તિ અવશ્ય કરવું જોઈએ.

આજ કાલના ભણેલાઓના મનમાં પોતાના અલ્પ ભણતરનું નિંદ્ય અભિમાન ઉત્પન્ન થાયછે, તે બહુ નુકશાન કારકછે. ભણવાનો અર્થ જ્યાં સુધી બરાબર સમજાયો નથી, ત્યાંસુધી સઘળું વ્યર્થછે. ભણીને વિવેક, નમ્રતા, સત્ય, વગેરે સદ્ગુણો ગ્રહણ કરી પોતાને, કુટુંબને અને દેશી ભાઇઓને પોતાની વિદ્યાનો લાભ આપવો એજ ભણ્યાનું સાર્થકછે. ભણ્યાની સાથે ગણ્યાપણ થવું જોઈયે. ગહા સમુદ્રમાંના એક બિંદુ ગાફક આપણી પાસે વિદ્યાસંગ્રહછે. એમ સમજી સદા નમ્ર ભાવે વરતવું.

વળી નિશાળેથી ઉઠયા એટલે ભણી રહ્યા એમ ન સમજવું એતો "પાશેરામાં પહેલી પૂણીછે." ખરેખરૂં જ્ઞાન તો નિશાળ છોડયા પછીજ મેળવવાનુંછે એ વાત ભૂલવી નહીં. વ્યવહાર કેમ ચલાવવો, લોકો સાથે કેમ વરતવું, નાત જાતમાં શી રીતે વખણાવું, વગેરે બાબતો પછીજ શીખવાનીછે. માટે હમેશાં વિદ્યાર્થી અવસ્થામાં રહી નવું નવું જ્ઞાન વધારતા જવું.

ભણીને નોકરી લેવાનીજ લતમાં ન પડવું, પણ અમુક ધંધો શીખી, પોતાના ભણતરનો તેમાં ઉપયોગ કરવો એ ઉત્તમ માર્ગ છે. હાલના જુવાનીઆમાં આ ગુણ વધારે જોવામાં આવેછે. તેઓને પાંચ રૂપિઆની ગુમાસ્તી (વેપારી કામનો અનુભવ) કે થોડા ખર્ચે શીખાતો હુન્નર પસંદ પડતો નથી, પણ ત્રણચાર રૂપિઆની હલકી

નોકરી કરવી બહુ ગમેછે, પણ એ વિચારથી તેમની તથા દેશની ચ-ડતી થવાનીઆશા ભાગ્યેજ રહેછે. પોતાના કુળનો હુન્નર દરેક જણે અવશ્ય શીખવોજ જોઈયે, ને તે મેળવ્યાબાદ બીજા પ્રસંદ પડતા હુન્નરમાં ચિત્ત લગાડવું. જે ભણવું તે, વિચારની સાથે ભણવું. અ-મુક બાબત સચોટ સમજાયા પછીજ બીજીમાં ઉતરવું. પોતાના ભ-ણતરનો સારે રસ્તે ઊપયોગ કરી, બીજાને તે રસ્તે ચડાવવા એજ, ભણતરનો ઉત્તમ હેતુ છે.

---

## કપટ.

કપટ(સ)=દગો કરવો, સામા માણસને ભોળવીને પોતાની મ-તલબ સાધવી. એ શુદ્ધ સંસ્કૃત શબ્દછે. એમાં કપટ ધાતુ છે.

માણસને હલકી પાયરીએ પહોચાડનાર અને નર્કનુ દ્વાર તે કપટ છે. એનો પ્રવેશ જે માણસમાં હોયછે તેને રાત દિવસ નિરાં-ત મળતી નથી, પણ દગા ફટકા કરવાને માટે કંઇ કંઇ તરંગ ઉ-ઠયા કરે છે. કપટી, કીનાખોર, પેટમાં છરી રાખનાર, વગેરે તિરસ્કા-ર વાચક શબ્દોથી તે અપમાન પામેછે. સંસારી કામ કાજમાં એવા માણસને ઘણી હરકતો નડેછે. "દગા કીસીકા સગા નહીં, નહીં કી-યા તો કર દેખો." એ કહેવત ઉપરથી જણાય છે કે દગો કરનાર માણસ પોતાને હાથેજ પોતાના પગમાં કુહાડી મારે છે. કોઇનું બૂરૂં કરવાને માટે, તેના મનમાં વિચાર થાયછે, તેટલામાં તો તેનુંજ અ-હિત થાય છે. કોઈ ભરોસો લાવીને તેના મોં આગળ ખરી બીના કહેતું નથી. કેટલાક દુકાનદારો સારી વસ્તુમાં નઠારી વસ્તુ ભેળવીને, સારો માલ બતાવી નઠારો આપીને તથા તોલમાં દગો કરીને પોતા-ના ઘરાકને છેતરે છે, તેથી તેનો ભરોંસો ઉઠી જાયછે, ને પાંચ રૂપિ-આનો લાભ લેવા જતાં પચીસ રૂપિઆનુ નુકશાન થાયછે. સોની, સુ-તાર. દરજી વગેરે કારીગરો પોતાના કસબમાં કપટ કરીને સામા મા-ણસને છેતરે છે, તેમને પણ ઘણું નુકશાન થાયછે. એવા માણસો પાછળથી પસ્તાઈને પોતાની ચાલ સુધારે છે તો પણ તેમનો કોઇ ભરોસો રાખતું નથી.

કેટલાક માણસો મોઢે મીઠું મીઠું બોલીને પોતાના મનમાં ક-પટ રાખી, સામાને ભોળવી લેઈ પોતાની દુષ્ટમુરાદ પાર પાડેછે,

તેમની પણ પાછળથી ગેર આબરૂ થાય છે. ગુપ્ત રાખવા જેવી વાત બીજાને કહી દેવી, અને બીજાની છાની વાત ત્રીજાને જણાવવી, વગેરે દગા કરનારની ફજેતી થયા વગર રહેતી નથી—

**दुर्जनः प्रियवादीच नैतद्विश्वासकारणम्**

**मधु तिष्ठति जिव्हाग्रे हृदयेतुहलाहलम्.**

એટલે—કપટી માણુસ હોય અને તે સારૂં બોલનાર હોય, તો પણ તેનો ભરોસો કોઇએ ન રાખવો, કેમકે તેની જીભમાં મીઠાશ રહેલીછે, પણ હૃદયમાં ઝેર રહેલુંછે "કાગળની હાંડી એકજવાર ચૂલે ચડે" તેની પેઠે, કપટી માણુસ એકજવાર વખતે ફાવી જાયછે. પણ પાછળથીતો હેરાનજ થાયછે. કોઇ છોકરો પોતાની સરસાઇ બતાવા માટે, હોશિયાર છોકરાના પાઠ સંબંધી કે નંબર વગેરેમાં દગો કરે તો, તે દગો કરનારનું કપટ ઉઘાડું પડીને ફજેતી થાયછે.

પોતાનું આપેલું વચન ન પાળી સામા માણુસને ફસાવવો, એથી વિશ્વાસઘાતનો મહા દોષ લાગેછે. બંગાળાના નવાબ સુરાજઊદૌલાએ મી. હોલવેલ વગેરે ઇંગ્રેજોને દગો કરીને પકડયા, તો પાછળથી તેની કેવી ખરાબી થઈ! ઔરંગજેબે કપટ કરી મુરાદને ફસાવ્યો, તો તેને મરતી વેળા કેવી વિપતિ પડી! કૌરવોએ જૂગટું રમવામાં કપટ કરી યુધિષ્ટરને વનવાસ મોકલ્યા, તો તેમનું કેવું નિકંદન થયું? મતલબ કે કપટ કરનાર કદિ સુખી થયો નથી, ને થવાનો નથી. "કપટ ત્યાં ચપટ" અને "ખોદે તેજ પડે"—એ વાત ખોટી નથી.

શુદ્ધ અંતઃકરણ વાળાને કેટલા બધા લાભ થાય છે. બધા માણુસો તેનો ભરોસો લાવી ગમે તેવી વાત કહેવાને ખંચાતા નથી, તેનો વહેવાર સારો ચાલેછે, લોકોમાં માન મળેછે, ને તેનું મન બીજી ભાંજગડમાં ન પડતાં, સદાં આનંદિત રહેછે. જે વાત યોગ્ય જણાય તે બે ધડક જણાવીજ દે છે. તેને પાછળથી વિમાસણ કે ખોટી બદઓ કરવાનું જરા પણ મન થતું નથી.

એવા માણુસોજ બંને ભવમાં સુખ મેળવેછે. માટે કોઇપણ માણુસે પોતાના મનમાં દગો કરવાનો જરાપણ વિચાર લાવવો જોઇયે નહીં—

બધા માણસ સાથે ખુલ્લાદિલથી વાત કરી, પોતાનો આત્મા આનંદમાં રાખવો. ખરી વાત કહેતાં વખતે સામો માણસ દુભાયછે, ને ખોટો વિચાર લાવેછે, પણ પરિણામે તેને ઘણો લાભ થાયછે. આપણા શાસ્ત્રમાં કહેલું છે. કે.—

**कपटंसज्जनैस्त्याज्य, मायुर्लक्ष्मीयशोनुदंम् ।**
**धर्मनाशकरंबाद्धे, नाशकृदव्यसनमदम् . ॥**

અર્થ—સારા માણસોએ કપટનો ત્યાગ કરવો જોઇએ, કારણ કે એથી આયુષ્ય, લક્ષ્મી, આબરૂ, ધર્મ અને બુદ્ધિનો નાશ થાય છે, તથા ઘણું વેઠવું પડેછે. માટે વાતચિત કરવામાં, વેપાર રોજગારમાં, કારીગરીમાં કે બીજા કોઇ કામમાં, કોઈપણ માણસે દગો કરવો નહીં. એથી જરાપણ લાભ નથી, ને નુકશાન ઘણાંજ છે. એ ખરેખરા હલકી જાતના અને હલકા સ્વભાવ વાળાની નિશાનીછે. ખરી બીના હોય તે ખુલ્લા દિલથી રૂબરૂ કહી દેવી, પણ સાચી વાતનું રૂપ બદલી નાંખી પાપના ખાડામાં ઉતારનાર કપટ ગુણનો માંહી ભેગ કરવો નહીં.

---

## બાળ લગ્ન.

બાળલગ્ન (સં)=(બાળ=નાનપણ+લગ્=જોડાવું+ન) એટલે બાળકને નાનપણમાં પરણાવવાં. આ ધારો આપણા દેશમાં ઘણું નુકશાન કરેછે. દેશની પડતી થવામાં એ મુખ્ય કારણ છે. હિંદુસ્તાન સિવાય બીજા દેશોમાં એ ધારો ક્વચિતજ જણાયછે; હિંદુસ્તાનમાં પણ ઉંચ કોમબાદ કરતાં નીચ કોમમાં જવલ્લે જણાયછે.

અસલ આપણા દેશમાં સ્વયંવર રીતે એક બીજાને પસંદ કરી, સ્ત્રી પુરૂષ પરણતાં, અને માબાપ પણ પોતાનાં બાળકની યોગ્યતા પ્રમાણે વિવાહ કરતાં, તેથી દેશ આબાદ હતો, લોકો બહાદૂર અને હિંમતનાં કામ કરી શકતા, પ્રજા સારી નીવડતી, અને સંસાર સુખરૂપે ગુજરતો. પાછળથી, કહેવાતું કુળ જોવાનો રીવાજ, કન્યા વેચાણ, અને લગ્ન જેવી ઉપયોગી બાબતમાં બે દરકાર પણું, વગેરે કારણોથી આગલી રીત નાબુદ થઇ, અને રૂઢીદેવીનું પ્રબળ વધ્યું.

હાલમાંતો બાળક અવતર્યું કે તુર્ત તેને પરણાવવાની વાતો ચાલેછે. કુળવાનનાં છોકરાં તો ઘોડીઆમાંથી વરેછે. કેટલીક નાતોમાં તો ગર્ભમાંથીજ સાટાં કરી રાખેછે કે, એકને દીકરો, અને બીજાને દીકરી આવે તો બંનેને પરણાવવાં. એવા વિવાહ થાય છે તેમાં બાળકોની માતાનેજ ફેરા ફરવા પડેછે. જેનો દીકરો મોટી ઉમ્મરનો થઈ ગયો હોય તેને તો કન્યા દેતાં અંદેશો લાવેછે, કેમકે તેઓ એમ ધારેછે કે એનામાં કંઇ લાછન હશે. પરણવું તે શું? અને તે શામાટે? વગેરે બાબતોથી તદન અજ્ઞાન, અને પૂરૂં બોલતાં તો આવડતું ન હોય, એવે વખતે બાળકોને ઢીંગલા ઢીંગલીની પેઠે, લાકડે માંકડું વળગાડી દેછે, પણ એથી કેવાં કેવાં દુઃખ ભોગવવાં પડેછે તેનો, તથા શાસ્ત્રરીતિનો જરા પણ વિચાર પોતાના મનમાં લાવતા નથી.

નાનપણમાં બાળકોને ઓરી, અછબડા કે બીજા વ્યાધીને લીધે મરવાની દેહેશત વધારે રહેછે, અને તેવામાં જો વર ગુજરી જાય તો, બિચારી નિરઅપરાધી બાળાનો આખો ભવ દુઃખદાયક રંડાપામાં ગુજરેછે. પુનર્લગ્નનો ધારો નહીં હોવાથી, બાળ વિધવાઓને જે જે દુઃખ ખમવાં પડેછે તેથી તોબાહ છે. પોતાના પતિના મરણ વખતે તો તેને કંઇ પણ જણાતું નથી, પણ જેમ જેમ સમજણી થતી જાયછે, ને બીજી સાહેલીઓને સાસરે આવતી જતી જુએ છે, તે વખતે તે બિચારી કોમળ બાળાના બળાપાનો પાર રહેતો નથી. તેનું જીવતર નકામુંજ જાયછે. વખને મહા મહેનતે જીંદગી પર્યંતનું ભેગું કરેલું ધન આપીને જો કોઇ પુરૂષ પરણ્યો હોય, ને તેની બાળ સ્ત્રી ગુજરી જાયછે તો, તે પુરૂષનો જન્મારો પણ દુઃખ દાયક રીતે ગુજરેછે. એ દુષ્ટ ધારાથી ઉમ્મરનાં, સ્વભાવનાં, અને રૂપ ગુણનાં વગેરે કજોડાં થઈને, પરણનાર જોડુ હેરાન થાયછે, ને હમેશાં કંકાસમાં રહીને પોતાનું જીવતર પૂરૂ કરેછે. વિદ્યાભ્યાસમાં હરકત નાંખી હલકી પાયરીએ પહોચાડનાર એજછે. પંદર કે વીસ વરસની ઊમ્મર સૂધીમાં પૂરેપૂરો અભ્યાસ ન થયો હોય, એવામાં તો સંસારી ખટપટમાં ઉતરવું પડેછે, ને છોકરાં છૈયાંની જંજાળ આવી વળગેછે; એથી ભણવાનું માંડી વાળે છે, ને હલકી નોકરી કબુલ કરી, દરિદ્રાવસ્થામાં પોતાનો ભવ ગુજારે છે; માબાપને એથી ઘણી ફીકર

રાખવી પડેછે ને તે પણ પાછળથી બળાપો કરેછે. નાની ઊમ્મરમાં છોકરાં થવાથી, તેમનામાં જોઇએ તેવી હોશીઆરી આવતી નથી, ને તે સ્ત્રી પુરૂષનાં તન મનની ખરાબી થઈ, વખતે કોઇ રોગ થાય છે, એમની પ્રજા પાછળથી હવે કેવી નીપજે? "બાપ તેવા બેટા" એ કેવત પ્રમાણે બધી પ્રજા નિર્બળ થતી જાય છે; ને પોતાના વ્યવહારમાં ઘણું દુઃખ વેઠેછે. પોતે નાના છોકરા જેવડી હોય ને તેવામાં બાળક અવતરે, હવે કહો? એવી સ્ત્રી પોતાના બાળકને કેવી માવજતથી ઉછેરશે? ગરમ દેશમાં સ્ત્રી પુરૂષ થોડી ઉમ્મરે જુવાનીમાં આવેછે, એટલે પુરૂષ ૨૦ વર્ષે અને સ્ત્રી ૧૫ વર્ષે. પણ એટલો રાહ જોનાર ભાગ્યેજ નીકળશે. પોતાનાં છોકરાંના સંસારસુખ સામુ જરાપણ વિચારવુ નહી, અગર શાસ્ત્રમાં શું કહેલુ છે તે પણ જોવું નહીં, અને પોતાની મરજી મુજબ પરણાવી દેવાં. એ કેવી મૂર્ખાઇ છે?

આ બાબત આપણા ધર્મ શાસ્ત્રમાં શું કહે છે તે જુઓ—

**उपनयनाद् वेदाभ्यास परायणौ द्वादश वर्ष पर्यतम् ब्रह्मचर्य चरेत्.**" એટલે બ્રાહ્મણને આઠમે વર્ષે જનોઇ દેછે, ત્યારપછી બાર વર્ષ સુધી વેદાભ્યાસ કરવાને બ્રહ્મચર્ય અવસ્થામાં રહેવું, અને તે મુદત વીત્યે પરણવું જોઇયે. તો પુરૂષે ૨૦ વર્ષ પછીજ પરણવું એમ સાબિત થાયછે. વળી સામાન્ય નિયમ કહેછે તે જુઓ.

**नवमत्रिषुवर्षेशु विवाहस्त्रीसुखमदः ।**
**ततोद्विगुणवर्षेशु विवाहस्तुवरस्यच.॥**

એટલે " નવથી ત્રણ વર્ષ જતા સુધીમાં સ્ત્રીને વિવાહ સુખકારીછે (૧૦-૧૧-૧૨) વર્ષે; અને એથી બમણે વર્ષે પુરૂષને સુખકારી છે." આપણી લગ્નક્રિયા વખતે જે કબુલતો થાયછે તે ઉપરથી પણ જણાયછે કે પરણનાર જોડું, પુખ્ત ઉમ્મરનું હોવું જોઈયે. કેમકે નાની વયનાં બાળક હોય તો તે સમજી શકે નહીં. વળી કન્યાને આપણા શાસ્ત્રમાં શું કહેછે તે જુઓ.—

**वृणुवरंनृवरंवयसस्तुते,द्विगुणवर्षवयोनाधिकन्ततः**
**त्रिगुणवर्षवयोवृणुमध्यमं, नहिपरंवयसाह्यधमंवरम्.**

અર્થ—હે કન્યા ! તારી અવસ્થાથી બમણાથી ઓછો નહીં તેમ વધારે નહીં, એવી ઉમ્મરવાળો ઉત્તમ વરછે તેને પરણ, અગર તારી ઉમ્મરથી ત્રણગણી અવસ્થા વાળા મધ્યમ વરને પસંદ કર, પણ તેથી ઓછી વધતી અવસ્થાવાળા અધમ વરનો ત્યાગ કર.

એ પ્રમાણે શાસ્ત્ર સંબંધી પણ કોઇ જાતની હરકત નથી, છતાં ગાડરીયા પ્રવાહની પેઠે રૂઢીનું મૂળ પકડી રહી, પોતાનાં કોમળ બાળકોનો ભવ બાળવો, એ કેવી શરમની વાત ? સાધારણ વસ્તુ ખરીદવામાં કેટલી બધી ચોકશી કરોછો ? તેના દસમા હિસ્સાની પણ તમારાં પ્યારાં બાળકોના જન્મારાના સુખની રાખતા નથી એ કેવો ગાંડાઈ ?

આ બાબત " બાળલગ્ન બત્રીશી " માં સારો ચિતાર આપ્યો છે, તે વાંચવાથી વધુ અસર થશે. કેટલાક દેશહિતેચ્છુઓની સહાયતા વડે અમદાવાદ, મુંબઈ, પૂના વગેરે ઠેકાણે મોટી મોટી સભા સ્થાપન થઇને, આ બાબતખૂબ ચર્ચાવા લાગી છે. તેથી ધીમે ધીમે દરેક નાતવાળાએ ચેતવું જોઇએ. આખી પૃથ્વીમાં એક વખતે સઘળી વિદ્યા કળામાં ઉતમ ગણાતો, એવો જે ભરતખંડ, તે હાલ આવા આવા નઠારા રીવાજના બંધનથી, દયામણી હાલતે પહોચ્યો છે. એનો ઊદ્ધાર કરવાને માટે દરેક દેશી જનની ફરજ છે. આ રીવાજમાં જો નાતવાળા ભેગા થઇ, અમુક ઠરાવ કરે તો બની શકે તેવું છે, માટે આ બાબત વેળાસર ચેતવું જોઇએ, નહિ તો પાછળથી તેનાં માઠાં ફળ ચાખવાં પડશે એમાં શક નથી.

---

## પુનર્લગ્ન.

પુનર્લગ્ન (સં)=પુનર=ફરીથી+લગ્ન=પરણવું) ધણી મરી ગયા પછી સ્ત્રીએ ફરીથી પરણવું તે. એને વિધવા વિવાહ પણ કહે છે.

આ ધારો હિંદુઓની ઉચ્ચ કોમમાં નથી, તેથી કેટલું બધું નુકશાન થાયછે, તે ઘણા જણ જાણતા હશે. અગાઉના વખતમાં ઘણાં પુનર્લગ્ન થયેલાં જણાયછે, તથા શાસ્ત્રમાં પણ એ બાબત સાફ રીતે જણાવેલું છે, વળી એ ધારો ન હોવાથી કેવાં અઘોર કર્મ આપણી ઉંચ કોમમાં થાયછે, એ બધું જાણવા છતાં, હઠીલા હિંદુ ભાઇઓની આંખ ઉઘડતી નથી, એ તાજુબી ભરેલું છે.

ઘણું કરીને સત્યયુગમાં મનુ, ત્રેતામાં ગૌતમ, દ્વાપરમાં શંખ, અને કળીયુગમાં પરાશર સ્મૃતિ માનવાનું આપણા શાસ્ત્રમાં કહેલું છે. હવે પરાશરનું કથન સાંભળો.—

**नष्टेमृतेप्रव्रजिते, क्लीबेचपतितेपतौ,**
**पंचस्वापत्सुनारीणां, पतिरन्योविधीयते.**

અર્થ—કોઇ સ્ત્રીનો પતિ નાસી ગયો હોય, મરણ પામ્યો હોય, સાધુ થઈ ગયો હોય, નપુંસક હોય, અને જાત ધર્મથી પતિત થયો હોય તો, એ પાંચ અડચણ વખતે તેણે બીજો ધણી કરવો, વળી આગલા વખતમાં મંદોદરીએ વિભિષણ સાથે, વાળીની સ્ત્રી તારાએ સુગ્રીવ સાથે, અને ભોમાસુરની તમામ સ્ત્રીઓએ શ્રીકૃષ્ણ ભગવાન સાથે પુનર્લગ્ન કરેલાં હતાં. દમયંતી પોતાના પતિ નળ રાજાની શોધ ન લાગી ત્યારે ફરીથી પરણવાને, સ્વયંવર રચીને તૈયાર થઈ હતી. વળી આ બાબત નારદઋષિ કહેછે કે—

**उद्वाहितापिसाकन्या, नयेत्संप्राप्तमैथुना ॥**
**पुनःसंस्कारमर्हत, यथाकन्यातथैवसा ॥ १ ॥**

અર્થ—પરણાવેલી કન્યા હોય, પણ જો તેનો પતિ સાથે સંગ ન થયો હોય, તો તે કન્યાને બીજી વાર પરણાવાને હરકત નથી. એ પ્રમાણે શાસ્ત્ર રીતિ કે આગલી રૂઢી સંબંધી કંઈ વાંધા ભરેલું નથી, પણ ખુલ્લું જણાયછે કે પુનર્વિવાહ કરવો.

હવે એ ધારો નહીં હોવાથી આપણા દેશમાં કેવા અનાચાર નીપજે છે તે તપાસો.

બિચારી પાંચ સાત વર્ષની કોમળ બાળા, જે હજુ સમજતી નથી કે પરણવું તે શું ? રાંડવું તે શું ? પહેરવું ઓઢવું તે શું ? સંસારનો લ્હાવો શોછે ? એવામાં જોગજોગે તેનો પતિ ગુજરી જાય છે તો, પાછળથી તેને કેવાં દુઃખ ભોગવવાં પડેછે ? તેનાં સુંદર ઘરેણાં લૂગડાં ઉતરાવી લેછે, નાજૂક ચુડીઓનો ચુરો કરાવેછે, બાળ ચોટલાનું મુંડન કરાવી, નાની વયમાં એક સાધુડી માફક બનાવી દેછે, સારૂં સારૂં ખાવા, પીવા, કે પહેરવા ઓઢવાને તેનાં માબાપ મના કરેછે, તેના શુકન કોઇ જોતું નથી, અને તેનો જન્મારો શુ

ન્યવત્ થઈ જાયછે. યોગ્ય વયે આવતાં, તેની સરખી વયની સાહેલીઓને સારા વસ્ત્રાલંકાર પહેરી પોતાને સાસરે જતી કે દેવ દર્શન કરવાને હરતી ફરતી જોઇને, તે મુગ્ધાનું કોમળ કલેજું કોરાઇ જાય છે, અરેરે ! ! તેની સામું જોઇને ગમે તેવા ધીરજવાનની પણ હિંમત છુટયા વગર રહેતી નથી. તેના દુઃખનો આડો આંકછે, પુખ્ત ઉમ્મરે આવતાં કેટલીક તો દુઃખની મારી દુષ્ટ કર્મના પંઝામાં સપડાઇ જાયછે, અને પછી ગર્ભપાત કે બાળહત્યાનો અપરાધ વહોરી લેછે. એવામાં જો સરકારે વાત જાણી તો ફજેતીના ફાળકા બંધાય છે. તેને પોતાને, તેના માબાપ વગેરે કુટુંબીને અને તેની ઉંચ નાતને એથી કેટલું શરમાવાનું છે ? ખરેખર એવે વખતે એક બુદ્ધામાં બુદ્ધી અને વહેમથી ભરપુર બાઇને પૂછીયે કે પુનર્વિવાહ થાય તો કેવું સારૂં ? તો તુર્તજ કહેવાની કે હાબાઇ ! આવાં અઘોર કર્મ કરતાં એ હજાર દરજ્જે સરસ. પણ લાચાર, કે તેની અસર ત્યાંજ અટકી. પાછળથી વધારે અસર કરી, પ્રસંગોપાત નાત સમસ્તને સમજાવી, એ બાબતમાં અમુક ધારો ઘડાવી લેવાની તો આશાજ શી ? એવી આગેવાની કરવાને તો જાણે કેટલું ખમવું પડે એમ સમજેછે. " ફલાણા નાગરની કે મોટા શેઠીઆની છોડીતો અમુક, હલકી જાતના સાથે નાસી ગઇ, ફલાણી બાળ રાંડે ઘણા ઘર્ભપાત કર્યા બિચારી અબળાઓના દુઃખનો પાર નથી, એમાં કેવળ નાતવાળાને માથેજ દોષ છે." એવાં એવાં હૃદયભેદક વાક્ય કોણે નથી સાંભળ્યાં. ?

પુનર્વિવાહ નહીં હોવાથી કરોડો વિધવાઓ પોતાનો ભવ ઘણી દુઃખદાયક રીતે ગુજારેછે, વખતે તેના માબાપની સારી સાવચેતીને લીધે ખરાબ રસ્તે ચડાતું નથી, તોપણ તન મનમાં ગુપ્ત દુઃખની સીમા રહેતી નથી, કન્યાની ખોટ પડવાથી કેટલીક નાતમાં કુંવારા ઘણા ફરે છે, ને દિવસે દિવસે એવી નાતો ટુકી થતી જાય છે. પણ પુનર્વિવાહ થાય તો કુંવારા ઠેકાણે પડે, નાતમાં તથા દેશમાં વસ્થી વધે, અને કમકમાટ ભરેલા બનાવ જોવા ન પડે.

કેટલાક જણ કહેછે કે એથી ઊંચનાતનું ઉંચપણું શી રીતે રહે? પણ તેવું કહેનાર, વિચારતા નથી કે સરકાર દરબાર ચઢી

જેત થઇ, જન્મારાપર્યંત હેરાન થવું એ ઉંચપણું, કે શાસ્ત્ર વિધિએ ફરીથી લગ્ન કરી અબળાનું દુઃખ ટાળવું એ ઉત્તમપણું? વળી કેટલાક કહેછે કે એથી પુરૂષોપર હેત ન રહે, એકને મારી-નાંખી બીજાને વરે, અને સ્ત્રી પુરૂષનો સસાર બગડે. એ પણ ભૂલ ભરેલું બોલવું છે. સ્ત્રી જાત એવી પાપણી નથી કે પોતાના ધણીનું ખૂન કરે. એતો નાતરીયા વર્ણમાં કવચિત્ બનતું જણાયછે, પણ નાતરાં અને પુનર્લગ્નમાંતો ઘણો ફેરછે, નાતરૂં એટલેતો ધણી જીવતાં છતાં, બીજીવાર પરણવું તે. એથીતો બહુ નુકશાન થાયછે. તે આગળ નાતરા વિષેના વર્ણનમાં આવશે.

એ બધાપરથી પૂનર્વિવાહ કરવાનો માર્ગ સારો જણાયછે. શાસ્ત્રમાં હરકત નથી, આગળ ઘણાં થતાં, ને વિધવાઓનાં દુઃખ જોતાં દેશકાળને અનુસરીને વખતે આગલો રીવાજ ન હોય તોપણ હાલ કરવાની જરૂર છે. પુરૂષ અને સ્ત્રીના હક ઈશ્વરે સરખાજ આપેલાછે. હવે પુરૂષો, સ્ત્રી મરણુ પામતાં બે કે વધારે વાર પરણી શકે છે, તો સ્ત્રીએ ધણીના મરણ પાછળ શામાટે ન પરણવું? એતો કેવળ એકલપેટાપણું અને અન્યાયજ. આ બાબત પણ બીજા સુધારાની પેઠે ચર્ચા થવા લાગીછે, તેમ ઘણે ઠેકાણે સભાઓ સ્થાપન થઈછે, પરંતુ એકાદ નાત વાળા એ બાબત યોગ્ય ધારા કરી, બાળ વિધવા કે જેને શાસ્ત્ર વિધિ પ્રમાણે ફરી લગ્ન કરવાને કશી હરકત ન હોય તેને માથે ઉપકાર કરી, દેશની કરોડો વિધવાઓનો આશિર્વાદ લે તો ઘણું સારૂં. આગલા વખતમાં સતી થવાનો રીવાજ હતો તે કંઈક ઠીક હતો કે એથી એકજવાર દુઃખ ભોગવવું પડતું, પણ આ તો આખો ભવ નિરર્થક જાયછે, તેમ સતીનો રીવાજ પણ ઘાતકી રૂપે થતાં, દયાળુ સરકારે અટકાવ્યો-તો આ બાબત દરેક નાતના શેઠીઆઓએ વેળાસર ચેતી સુધારો કરવો જોઇયે. નહિતો દિવસે દિવસે એવો વખત આવશે કે જોર જુલમથી પોતાની બાજી હાથમાં ન રહેતાં ધારાને આધિન થવું પડશે, અને નાત જાતને તથા દેશને ઘણું નુકસાન થશે. બંગાળા, દક્ષિણ, ગુજરાત વગેરે ઠેકાણે થોડી થોડી શરૂઆત થવા માંડીછે, પણ તેવા માણસોને નાત બહાર રાખેછે, એ અટકવું જોઈયે. વળી સરકારે પણ પુનર્વિવાહ કરનારને

વારસા બાબત હક આપેલા છે. તો હરેક દેશહિતકારી પુરૂષની ખાસ ફરજછે કે તેણે આ બાબત ઘટતા ઇલાજ લેવા.

---

## કન્યા વેચાણ.

એને સંસ્કૃતમાં કન્યા વિક્રય કહેછે. (વિ=ઊલટું+ક્રય્=ખરીદવું+અ.) એટલે છોડીઓને પૈસા લેઇ વેચવી તે. આ દુષ્ટધારો હિંદુની કેટલીક નાતમાં ધમધોકાર ચાલેછે. આપણા સાસ્ત્રમાં બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ, એ આઠ પ્રકારના વિવાહ કહેલાછે. તેમાંના આર્ષ વિવાહમાં કન્યાનો બાપ, વરપાસેથી ક્રિયાને બહાને ગાયનું જોડું લેતો, પણ પાછળથી એક જોડને બદલે થોડા રૂપિઆ, અને એમ વધતાં વધતાં આવી રાક્ષસી રકમ લેવાની બૂરી રસમ નીકળી જણાયછે. એ અધમ રીત પ્રસરતાં કન્યાદાનનું ખરૂં મહત્વ નીકળી ગયું, ઉંચ વર્ણમાં પોતાની કન્યાને સુવસ્ત્રાલંકારથી શણગારી બ્રાહ્મ, અને દૈવ વિવાહ રીતે પરણાવતા, તથા કેટલાકતો પારકી દીકરીયોને ખર્ચકરીને પરણાવી આપતા, પણ ધર્મ તથા શાસ્ત્રથી પતિત થયેલા લોકો, તેનો જરા પણ વિચાર હાલમાં કરતા નથી.

આજતો કન્યાદાનની કીમત એક પશુ તુલ્ય થઈ ગઇછે. જેમ આપણે એક ઢોર વેચવું હોય, તો જે શખ્સ એની વધારે કીમત આપે તેને આપીએ; તેમ બ્રાહ્મણ, વાણિયા, નાગર વગેરે ઉંચ કોમમાં દીકરીઓનાં નાણાં લેઈ રાજી થનાર અધમ માણસો, જે વધારે પૈસા આપે તેને, પોતાની સુકુમાર કન્યા આપેછે. ભલે પરણનાર શખ્સ કદરૂપો, અપંગ, મોટી ઉમ્મરનો, નાની ઉમ્મરનો કે નિરક્ષર હોય. ને તો કેવળ લક્ષ્મી દેવી ઉપરજ આધાર રાખે છે. દીકરી અવતરી કે ખુશ થઇ, પુત્ર પ્રસવ કરતાં પણ અત્યંત ખુશાલીના આવેશમાં આવી જાયછે. છોકરાને, સારૂં ખાવા પીવા કે પેહેરવા ઓઢવાનું ન આપી, દીકરીની સારી રીતે માવજત કરે છે, અને બરાબર ઉછેરીને પછી હીરો વટાવે ? એમ બે ત્રણ કે વધારે હીરા વટાવીને, હરામના પૈસા ભેગા કરી, પોતાની નિરપરાધી બાળાનો આખો જન્મારો રદ કરે છે.

પૈસાની લાલચે પોતાની પુત્રીને પચાસ કે સાઠ વરસના બુઢ્ઢા સાથે પરણાવી, મડદે ગીંઢળ બાંધવા જેવું કરીને, બિચારી બાળાનો, માંડવામાંથીજ રંડાપો વોહોરી લેછે. બે ચાર વર્ષ બુઢ્ઢા કાકા જીવેતો કન્યાનું ભાગ્ય! પુખ્ત ઊમ્મરે સંસારી લ્હાવો લેવા જેવડી થાય તેવામાં તો બિચારીનું નસીબ ફુટી જાયછે. બુઢ્ઢા કાકા સ્વધામ સીધાવેછે, અને નિરઅપરાધી અજ્ઞાન બાલિકા, દુઃખદરિઆમાં પડી, ઝુરી ઝુરીને પોતાનું જીવતર પૂરૂં કરેછે. વિધવા વિવાહની છૂટ નથી, ને તેગના દુઃખોનો પણ પાર નહીં, તેથી એ બિચારીને સઘળું જગત વૈરાન રૂપ ભાસેછે. એ બધું દુઃખ જોતાં પેલાં દુષ્ટ માબાપ લૌકિક રીતે પસ્તાવો કરવા બેસે છે, ને બીજા લોકોનો ધિક્કાર પામે છે તે તો જુદું.

છેક નાની ઊંમરનો વર મળવાથી પણ કજોડાનાં દુઃખ ભોગવવાં પડેછે, તેમ સ્વભાવ કે ગુણના કજોડાથી પણ કજીઆ કંકાસ ન મટતાં, આખો ભવ દુઃખ દાયક રીતે ગુજરે છે. વળી લાયક વર મળવાથી પણ તે જોડું સુખ ભોગવી શકતું નથી. પેલા પાપી પિતાએ, બિચારા પુરૂષનું મહામહેનતે કમાઈ કમાઈને એકઠું કરેલું ધન તો હરી લીધેલું હોય છે, તેથી નવા સંસારમાં બળાત્કારે ધંધો રોજગાર કરી પોતાનું ગુજરાન ચલાવેછે.

એ હરામનો પૈસો હુજુ તો કેટલીએ મહોકાણ વાળેછે. કજોડાના દુઃખથી હેરાન થઇ કેટલીક અબળાઓ ખરાબ રસ્તે દોરાઇને, નાત જાત તથા કુટુંબને, વખતે બટ્ટો લગાડેછે, કેટલીક તો પોતાના ધણીપર અભાવ લાવીને, સાસરે જવાને પણ ના પાડેછે, અને પછી ખરાબ આચરણ આચરીને ઘણું દુઃખ પામેછે. એવા કજોડામાં સંતતિ સારી થવાની તો આશાજ શી? પોતાના બાપે લાડ લડાવી ઉછેરી હોય, અને પાપી પિતાએ ખાખી કરેલા પતિ પાસે તો ગુજરાન ચલાવવા જેટલું સાધન પણ નહોય, તો એવે પ્રસંગે પણ પૈસાની બૂરી લાલચમાં ફસાઇને ખરાબવર્તણુંક ચલાવેછે. એ પ્રમાણે સ્ત્રી પુરૂષના દુઃખનો પાર રહેતો નથી, તેની સાથે દુષ્ટ પિતા પણ સુખ ભોગવતો નથી. છોકરો પરણાવવામાં કે બીજા ખર્ચમાં પૈસા ઉડાવી દેઇ, પોતે પાછો બમણો કંગાલ બની જાયછે. ખરે, એવા હરામના પૈસાથી કોઇ સુખી થયો નથી ને થવાનો નથી. ક-

ન્યાના નિસાસાનું પાપ ઓછું નથી. આપણા શાસ્ત્રમાં પણ કહ્યું છે કે-

**व्याधाश्रेष्टामनुष्याणां, कन्याविक्रयकारिणाम् ॥**
**तेनिर्दयापरेश्वेव, पुत्र्यादिषुदयापरः ॥ १ ॥**

અર્થ--જે માણસ કન્યા વેચેછે, તેના કરતાં તો પારધી પણ સારો, કારણ કે તે બીજાને માટે નિર્દયતા વાપરેછે, પણ પોતાના કુટુંબ ઉપરતો દયા લાવે છે.

"દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય" એ કહેવત પ્રમાણે બિચારી અજ્ઞાન કન્યા તો, તેનાં માબાપ જ્યાં પરણાવે ત્યાં પરણે છે, પણ એવે વખતે તેનાં માબાપેજ કાળજી રાખી, તેને યોગ્ય વર સાથે પરણાવી, જન્મારો સુધારવો જોઇયે. આ બાબત જેટલો ધિક્કાર ન થાય તેટલો ઓછો છે. કેટલાક વાણિઆ તો દસ કે બાર બાર હજાર સુધી રૂપિઆ પડાવેછે, ને સામા માણસને ભસ્મ ચોળાવી, પોતે અલ્પ સુખ માણવાને તત્પર થાયછે. પણ આખરે ધૂળની ધૂળ. એતો પાંચસેં લે, કે પંદર હજાર લે, પણ દીકરીનો પૈસો વિષરૂપજ છે. વળી આપણા શાસ્ત્રમાં કહેછે કેઃ-

**मेरुमंदरतुल्यानि, पापानिविधानिच ॥**
**रूद्रजाप्येदहेत्तानी, कन्याविक्रयजांविना ॥ १ ॥**

અર્થ--શીવજીના જાપ કરવાથી મેરૂ જેવડાં જુદા જુદા પ્રકારનાં પાપ નાશ પામે, પણ કન્યાવિક્રયનું મટે નહીં. કહો ભાઇ? કેટલું અઘોર કૃત્ય છે?

આ બાબત હમણાં ગૂજરાતની ખેડાવાળ બ્રાહ્મણની નાતે સારૂં પગલું ભરેલું જણાયછે, તેમાંના આગેવાનોએ પલ્લું ઠરાવી આપીને, બીજુ ધન લેવાની સખ્ત મના કરી છે. એ દાખલો દરેક નાતવાળાયે ધ્યાનમાં લેવો જોઈયે. થોડેથોડે સુધારો થશે, તો આગળ જતાં ઘણો લાભ થશે. એ શાસ્ત્ર વિરૂદ્ધ; પોતાના કોમળ બાળકને દુઃખ દેનાર કજોડાં, અનાચાર તથા સોક્યના ઝઘડા વધારી નાતનું નિકંદન કાઢનાર, દુષ્ટ ધારો તાકીદે બંધ કરવો જોઇયે. કેટલાક પૈસાદાર બે ચાર પરણે, અને ગરીબ બિચારા કુંવારા મરે, એથી દિવસે દિવસે નાત ટુંકી થતી જાયછે. માટે આ રીવાજનો નાશ કરવા પોતપોતાની નાતમાં દરેક સુજ્ઞ આદમીએ બનતો યત્ન કરી,

અગાળાઓ ઉપર ઉપકાર કરવો જોઈએ. એથીજ ઈશ્વર, તેમની નાતની આબાદાની વધારશે.

## કજોડાં.

કુયુગ્મ (સં) ઉપરથી કજોડું=( કુ=નઠારૂં+યુજ=જોડાવું+મ ) એટલે નઠારી રીતે જોડાયલું જોડું. કજોડાં ઘણી જાતનાંછે. જેમકે ઉમ્મરનું, સ્વભાવનુ, રૂપગુણનું, વગેરે. એ દરેક કજોડાથી સ્ત્રી પુરૂષનો સંસાર સારી રીતે ચાલી શકતો નથી. અસલ આપણા દેશમાં યોગ્ય ગુણ તથા વયમાં સ્ત્રી પુરૂષ પરણતાં, ને તેને માટે અગાઉથી વર તથા કન્યાનાં માબાપ યોગ્ય તપાસ કરી, પોતાનાં બાળકને પરણાવતા. વિવાહની કબૂલત આપ્યા પછી કહેતા કે "વર કન્યાની તપાસ માટે અરસપરસ તત્પર રહેવું." વળી યોગ્ય વરકન્યા ખોળી ન કાઢતા તેમનો કેટલો ધિક્કાર થતો તે જુઓ.

**असदृशेवरेबाले, यच्छन्तिवरांसुताम् ॥**

**तेभ्योमुर्खाश्चकेज्ञेया, स्वपुत्रीदुःखदायकाः ॥ १ ॥**

જે રૂપ, વય તથા ગુણથી લાયક નહીં એવો બાળક, તેને પોતાની શ્રેષ્ટ પુત્રી આપેછે, તેથી બીજા મૂર્ખ કોણ ? કે જેઓ પોતાની પુત્રીને દુઃખ આપવાવાળા છે.

એ બધાપરથી જણાયછે કે અગાઉ, સરખી જોડનાં લગ્ન કરતા, પણ પાછળથી બાળલગ્ન, ખોટું કુળ જોવાની રીત, તથા સ્વયંવરની બંધી થતાં કજોડાં વધવા લાગ્યાં. હાલ તો ઉમ્મર તથા સ્વભાવનાં, એ બેજ કજોડાં મૂખ્ય મનાયછે તેમાં ઘણા ખરા તો ઉમ્મરના કજોડાનેજ કજોડું કહેછે. ઉમ્મરનાં કજોડાં બે જાતનાં છે. પુરૂષ છેક નાનો અને સ્ત્રી મોટી ઉમ્મરની હોય તે, તથા સ્ત્રી, બાળક અને પુરૂષ ઘરડો હોય તે, તેમાં વળી પહેલી જાતનાને મુખ્ય ગણે છે.

પાછળ બાળલગ્નમાં કહેવા પ્રમાણે નાની વયમાં પરણાવતાં, વખતે સ્ત્રી કે પુરૂષમાંથી કોઇને રોગ થઈ એકાદ અંગની ખામી આવી જાયછે, તો પછી તેમને મોટપણે બરાબર બનતું નથી. કૂળના મોહને લીધે કે પૈસાની લાલચે ગમે તેવા નાની ઉમ્મરના કે કાણા-

ફૂગડાને, પોતાની કન્યા પરણાવે છે. એથી આગળ જતાં એકબીજાં સુખે રહી શકતાં નથી. વખતે સ્ત્રી દસ, અગિઆર વર્ષની, અને પુરૂષ પચાસ કે સાઠ વર્ષનો હોય તો પણ તેમને ગળતી રાશ આવતી નથી. તેમજ સ્વભાવની બાબતમાં પણ છે. પુરૂષ ભણેલો ગણેલો હોશિઆર હોય; અને સ્ત્રી અભણ વહેમી તથા સંસારી રીતભાતથી અજ્ઞાન હોય તો બનતું નથી; એથી ઉલટું સ્ત્રી ભણેલી અને હોશિઆર હોય તથા પુરૂષ અજ્ઞાન હોય તોપણ બરાબર બનતું નથી.

એ બધાં કજોડાંથી ઘણું નુકશાન થાયછે. એતો સ્વાભાવિક નિયમ છે કે સરખાં, રૂપ, ગુણ અને વયવાળાંનેજ બનતી રાશ આવે, ને તેઓ પોતાનો ભવ, અખંડ પ્રેમના બંધનથી બંધાઇને, સુખરૂપે ગુજારે. પુરૂષ સાત,આઠ વર્ષનો અને સ્ત્રી પંદરકે સોળ વર્ષની હોય, તોએ બંનેપોતાનુંસુખકેવીરીતેમાણે?તેમપોતાની સંસારીફરજનેશીરીતેબજાવે? સાસુ નણંદનાં મહેણાં સ્ત્રીને ખમવાં પડે, ધણીનું માન નહીં હોવાથી બીજા પણ હલકી ગણે, વખતે આડે રસ્તે ચઢીને કલંક લગાડે, તેમની સંતતિ પણ નિર્બળ અને હોશ વગરની નીપજે. છોકરાને ભણવા જતાં શરમ આવે, સોબતી ખીજવે, સ્ત્રીને પણ તેની સાહેલીઓ ખીજવે, સ્ત્રી સસરા ઘરની હોયતોપણ પતિનું સુખ ન દેખતાં બળાપામાં ને બળાપામાં સોસાઈ જાય, પુરૂષ પણ મોટી સ્ત્રીજોઈને હેબકી જાય, તેનાં માબાપ ગમે તેવી દવા ખવરાવે પણ ગુણ લાગે નહીં. વળી વહુ જો સાસુ સસરાની ગુલામગીરીમાં બરાબર ન રહે તો, વખતે તેની ઉપર સોક્ય લાવેછે, ને તેથી પહેલી સ્ત્રીના પુરા ભોગ મળેછે. "કરમે કજોડું આખા જગમાં વગોણું" એવાં એવાં શોકજનક રૂદન કરેછે, ને બંનેનો ભવ ઘણી દુઃખ ભરેલી રીતે જાય છે.

ઘરડા પતિ વાળીને પણ તેવુંજ થાયછે. એકનું જુવાન મગજ અને બીજાનુ ઘસાઈ ગયેલું, એકને પહેરી ઓઢીને વૈભવ ભોગવવાની આકાંક્ષા, ત્યાં બીજાને એ સુખ પરવારવાનો વખત હોય, એમ એક બીજાના સ્વભાવ, સ્વાભાવિક રીતેજ ઉલટા હોવાથી, બંને જણને ભાગ્યેજ ગાઢો પ્રેમ બંધાય, તેઓ સુખ ભોગવી શકેછે. ઘરડા

વરવાળી સ્ત્રીથી, સારા વસ્ત્રાલંકાર પહેરી યોગ્ય છૂટ ભોગવાતી નથી, ઘર બહાર નીકળતાં તો કંઈ કંઇ તૂત જાગેછે, એમ બિચારી વૈભવ ભોગવવાને આતુર થઇ રહી હોય તે વખતે તેને ઘણી તરેહની હરકતો નડેછે.

સ્વભાવના કજોડાથી તો ઘણી હેરાન ગતિ ભોગવવી પડેછે. પુરૂષ મોટાં મોટાં ભાષણ કરી બોધ દેતો હોય, વિદ્વાનોની મંડળીમાં ફરતો હોય ને વિદ્યાનંદ ભોગવતો હોય; તેમાં અભણ, વહેમી અને અજ્ઞાન સ્ત્રી, ઘણી હરકતો નાંખેછે. ઘરમાં શાન્ત પડવાને બદલે ઉલટો બગણો પરિતાપ વેઠવો પડેછે. ઘરમાં રહેવાનું મન થતું નથી. પહેરવું ઓઢવું, વિવેક રાખવો. કે બીજી સંસારી બાબતોમાં તદ્દન આડી થઈને, પુરૂષને હેરાન કરેછે, જો પુરૂષ, સોક્રટીસ જેવો શાન્ત હોય તો ઠીક, નહિ તો રોજ રંગિયાં ઉડેછે ને કજીઓ કંકાસ મટતો નથી. તેમજ સ્ત્રી ભણેલી ગણેલી હોય, અને પુરૂષ અજ્ઞાન હોય તો પણ મળતી પાન ભાગ્યેજ આવેછે. પુરૂષ તો વખતે ખમી રહે, પણ સ્ત્રી જાત તો છકી જઈને કંઈ કંઇ તોફાન મચાવે છે. એને પ્રસંગે એ જોડું શું સુખ માણે ? એથી સ્ત્રી સદ્ગુણી હોય તો કશી હરકત પડતી નથી, પણ જો અર્ધદગ્ધ હોય તો નુકશાન થાયછે.

એમ દરેક જાતના કજોડાથી ઘણું નુકશાન થાયછે, અને શાસ્ત્રથી આડે રસ્તે ચાલી, રૂઢી દેવીને આધિન થશો તો, માઠાં ફળ નીપજે તેમાં નવાઈ પણ નથી. શાસ્ત્રમાં કહે છે કે,

**कुलंश्रुतंधनंरूप, वयश्चद्विगुणंस्वतः ॥**

**परीक्ष्यचसुतांदद्यात्, नान्यथाचकदाचन ॥ १ ॥**

અર્થ—શાસ્ત્ર ભણેલો, ધનવાન, રૂપવાન અને કન્યાથી બમણી ઉમ્મરવાળો એવા કુળવાન પુરૂષનેજ પરીક્ષા કરીને કન્યા દેવી, બીજા પ્રકારે નહીં. એ વચન તથા અગાઉ બાળલગ્ન વગેરેમાં લગ્ન સબંધી કહેલાં મિતાક્ષરાનાં વચન તમે કયાં પાળો છો ? માટે આ બાબત માબાપોએ ઘણી કાળજી રાખી, પોતાના સ્વાર્થપર નજર રાખી, પાપના ખાડામાં ન ઉતરતાં, પોતાનાં પ્યારાં બાળકોને સુખી થવાપર લક્ષ દેવું. પૈસાના લોભથી કુળના મિથ્યા મોહથી, કે

બાળપણમાં લાકડે માંકડું લગાડી, લ્હાવો લેવાની ખોટી આતુરતા કે મોટાઇથી, પોતાનાં બાળકનો ભવ બાળવો નહીં. પણ ઓછામાં ઓછું પાંચ વર્ષનું અંતર રાખી કે મોટી ઉમ્મર હોય તો બમણું અંતર રાખી, સરખા રૂપ ગુણ અને સ્વભાવનાં જોડાં પસંદ કરવાં. એથીજ તેમનો ભવ સુધરશે ને તમે પણ સુખી થશો.

——(*)——

## સ્વયંવર.

સ્વયંવર (સં)=(સ્વયં=પોતાની મેળે+વૃ=પસંદ કરવું+અ,) એટલે પોતાની ઇચ્છા પ્રમાણે પસંદ કરીને પરણવું તે. આ રીતથી પરણનાર જોડું જેવું સુખ પામે છે, તેવું માબાપની અખ્તિઆરીપર પરણેલું સુખી થતું નથી. આપણા દેશમાં બ્રાહ્મ અને દૈવી વિવાહ થતા, તે સ્વયંવર રીતેજ થતા. કન્યાને, તેના સમાન રૂપ, ગુણ અને વયવાળા સાથે પરીક્ષા કરી પરણાવતા, અને તે જોડું પોતાની ફરજ સારી રીતે બજાવી, સુખ રૂપે પોતાની જીંદગી પૂરી કરતું. આ બાબતના પુરાવા, પુરાણો તથા બીજાં ધર્મશાસ્ત્રમાં ઘણા મળી આવેછે. દ્રૌપદી સ્વયંવર, સીતા સ્વયંવર, દમયંતી સ્વયંવર વગેરે નામથી કોઈકજ હીંદુ અજાણ હશે. પોતાના બાળકનો જન્મારો સુધારવાને, આપણા પૂર્વજો ઘણી કાળજી રાખતા, પણ તેઓ આજના જેવા સ્વાર્થી, પાપી અને અજ્ઞાન નહોતા. પાછળથી સ્ત્રીની મહત્તા ઓછી થતાં તથા લોકો વહેમી અને શાસ્ત્ર રીતિથી અજ્ઞાન બનતાં, એ ધારો બંધ પડ્યો. એની અસર હજુ વિવાહ વખતનાં ગવાતાં ગીતમાં જણાય છે. જેમકે " લાડકડી ચઢીરે કમાડ, બાળાવરને નીરખવારે " વગેરે હાલમાં તો પોતાનાં બાળકના સુખ સામું, જરાપણ જોતા નથી. પાછળ કહેવા પ્રમાણે વર કન્યાની ઈચ્છા તો કોરે રહી, પણ તેમને કેવું સુખ મળશે, તેનો પણ વિચાર કરતા નથી. કેટલાક, પૈસાની લાલચે, કેટલાક કુળની લાલચે, અને કેટલાક ખોટા માનની ખાતર, પોતાનાં બાળકનો ભવ બાળે છે. એથી ઉમ્મર, સ્વભાવ વગેરેનાં કજોડાં થઈ, પરણનાર જોડું કજીઆ કંકાસમાં પોતાનો ભવ ગાળે છે. માબાપોનું પણ એથી શ્રેય થતું નથી. પોતાની દીકરીની વેઠ જીવતા સુધી કરવી પડે છે, અને

પોતાના મોં આગળ દીકરીનું દુઃખ જોઇ, પોતે પણ દુઃખી હાલતમાં રહે છે.

યુરોપ જેવા સુધરેલા મુલકમાં આ ધારો હાલ ચાલે છે. પરણનાર જોડું, એક બીજાને પસંદ કરી, પોતાના માબાપને જાહેર કરેછે, ને તેમનાં માબાપ પછી પરણાવેછે. એથી કેટલું બધું સુખ થાયછે તે જુઓ. પોતે પસંદ કરેલી રૂપ, રંગ અને વય વાળી સ્ત્રી, ભલે તે વંધ્યા રહે તોપણ, પુરૂષ તેની સાથે સુખ ચેનમાં પોતાનો ભવ ગુજારેછે. કદિ કજીઓ કંકાસ થતો નથી; અર્ધાંગના, તે બરાબર અડધા અંગની ગરજ સારેછે. પુરૂષ આખો દિવસ કામ કરી થાક્યો પાક્યો ઘેર આવેછે ત્યારે, મધુર વચનથી તેનું મન રંજન કરી, તેની બરદાશમાં તત્પર રહેછે. ઘરના કામ કાજની કશી ફિકર પુરૂષને રાખવી પડતી નથી. એક બીજાના વાંક દરગુજર કરે છે. તેમની પ્રજા પણ તેમના જેવી સારાં લક્ષણ વાળી થાયછે, ઘર વ્યવહારમાં પ્રધાનની ગરજ બરાબર પાર પાડેછે. વખતે કીમતી સલાહ આપેછે. ખોટી હઠ કરી, પોતાના પતિને હેરાન કરતી નથી. અખંડ પ્રીતિથી પોતાના જન્મારાનું અખંડ સૂખ મેળવેછે. એ પ્રમાણે ઇચ્છાવરથી ઘણા લાભ થાયછે.

કેટલાક કહેછે કે સ્ત્રી પુરૂષને, એક બીજાનો સ્વભાવ જાણવાને યોગ્ય છૂટ આપતાં, અનીતિ વધે, પણ એ તકરાર ખોટી છે. જો સ્ત્રી પુરૂષનાં મન સુધરેલાં હશે તથા તેમની ઉંચ બનિયાત હશે તો કદિ તેમ બનવાનું નથી. ગમે તેવી જગાએ તેઓ શુદ્ધ રહેવાનાં, અને જો સદ્ગુણી નહીં હોય તો પછી ગમે તેવી બંધીથી પણ બગડશેજ. જેને કેદખાનુંછે તેને બહાર નીકળવાનું મન વધારે થાય, તેમ જેને છૂટ નથી તેને વણસવાનો ભય વધારે, પણ જો વાજબી છૂટ આપી હોય તો તેમ થવું મુશ્કેલ છે.

આ બાબતમાં શાસ્ત્ર સંબંધી કશી હરકત નથી. આપણા, પૂર્વજોએ તો પોતાનાં બાળકના સુખને માટે ઘણા સારા રીવાજ બાંધેલાછે પણ આપણે તેમને પાળતા નથી તેથી હેરાન થઇએ છીએ. જો કે જૂની રૂઢી એકદમ નીકળી શકતી નથી, પણ આસ્તે આસ્તે ધ્યાન દીધું હોય તો સારૂં. પરણનાર જોડાની કુલ અખ્તિઆરીપર

લગ્ન ન કરે તો ભલે, પણ જરા સંમતિલ્યો તો સારી વાત છે. યોગ્ય વય, સ્વભાવ અને કૂળ વિદ્યા વગેરેથી તપાસ કરી, અરસ્પરસ લગ્ન કરાવવાં. પણ સ્વાર્થ કે ખોટી મોટાઇ ન રાખવી, અને પુખ્ત ઉમ્મરે તેઓ સંસારી લ્હાવો સારી રીતે લેઈને પરણે તેમ કરવું. એથી ઉપર કહ્યા તેવા ઘણા લાભ થશે, અને કન્યાદાનનું પુન્ય પણ સારૂં મળશે.



## ફટાણાં.

ફટાણાં=ભુંડાં ગીત, બીભત્સ ઉચ્ચાર.

હિંદુ લોકોમાં આ રસમ પણ ખરાબ છે. લગ્ન વખતે, હોળી જેવા તહેવાર વખતે, અને બીજા ઉત્સવ પ્રસંગે, સ્ત્રી પુરૂષોના મોંમાંથી, અને તેમાં વિશેષે સ્ત્રીઓના મુખમાંથી જે ખરાબ શબ્દ નીકળેછે, તે ખરેખરા શરમ લગાડનાર છે. ઉંચ કોમમાં એ રીવાજ ઘણો જોરપર ચાલેછે, તેમનામાં તો ભાગ્યે એકાદ ગીત, કૂત્સીત શબ્દ વગરનું હશે. બીજા તહેવાર કરતાં લગ્ન પ્રસંગે એની ઘણી ધૂન મચી રહેછે.

વિવાહ જેવા માંગલિક સમયે મંગળ ગીત ગાવાને બદલે, બીભત્સ ગીત ગાઈને ખુશ થવું એ કેવી ગાંડાઈ? સ્ત્રી જાત, જે ઘણી લાજવાળી ગણાય, અને તેના મુખમાંથી જ્યારે એવા નિર્લજ ઉચ્ચાર નીકળે, એ કેવું ના લાયક? પોતાનાં માબાપ, ધણી, અને બીજા સંભાવિત સજ્જનોના દેખતાં બીન સંદેહે, ન બોલાય તેવાં વચન સ્ત્રીઓ ઓચરે છે, ને જરાપણ શરમાતી નથી. કોણ જાણે તે વેળા તેમના ઘુંઘટા ક્યાં સંતાઇ જાયછે? અને તેમનું શરમાળપણું કેમ સચવાય છે? વળી એવે પ્રસંગે પાસે બેઠેલા પુરૂષો પણ મઝેથી સાંભળ્યા કરેછે, અને જાણે એવાં વચનોથી સંપૂર્ણ લાવો લેવાતો હોય, એમ સમજી, "ફલાણા ભાઇને ગાઓ, ફલાણી વેવાણને ગાઓ, અને ફલાણા મેહેમાનને ગાઓ," એવાં વાક્ય બોલી, ઉલટા ઉશ્કેરે છે. પણ એ ઘણું ખરાબ છે. મોટાં કુલીન ઘરનાં બૈરાં, જેઓ ઘરમાંથી બહાર નીકળતાં કે કોઈ સાથે વાત કરતાં શરમાય,

તથા રસ્તે જતાં મોટો ઘુંઘટો તાણી ચાલે, તેમના મોંમાંથી એવા અપશબ્દ, જન મંડળમાં ઉઘાડે છોગે નીકળે, એ કેવું વિપરિત? ખરેખર કોઈ અજાણ્યાને તો એ વિષે બહુ હલકો વિચાર આવે.

એ ખરાબ રીત પડવાનું કારણ એમ જણાયછે કે, બૈરાંને ઘણાં ગીત આવડતાં ન હોય, તેથી થોડાં ગીત ગાયા બાદ બીજું ન સૂઝતાં; એવાં ખરાબ ગીત ગાવા લાગેછે; પછી જેમ નાત હલકી, સુધરેલા લોક થોડા, લાજ પણ થોડી, એવી નાતોમાંતો એનો પ્રસાર મજબુત પાયાપર થઇ ગયો.

હોળીજેવા તહેવારને દહડે કેટલાક પુરૂષો ઉઘાડે છોગે, બીજાં સ્ત્રી પુરૂષના સાંભળતાં, ખરાબ શબ્દ બોલેછે, અને ઘણું તોફાન મચાવી કેટલીક સ્ત્રીઓને હેરાન કરેછે. વખતે હલકી જાતની સ્ત્રીઓ પણ તેમાં ભાગ લેછે. એ પણ ઘણું નીંદવા લાયક કામ છે. શુભ દિવસે સારાં ભજન કે ગાયન ગાવાને બદલે, એવાં નિર્લજ અને ખરાબ રસ્તે દોરનાર, વચન બોલવાં એ ઘણું ખરાબ છે. સરકારે તોફાન કરવાની તો મના કરીછે, પણ આવાં વચનનું મૂળ નાબૂદ થયું નથી. મારવાડી વગેરે તો તદન ગાંડાજ બની જાયછે. એવે વખતે અજાણ્યો માણસ તો તેમને ગાંડી અનાર્ય પ્રજાજ લેખવે.

આ ખરાબ રીવાજ અટકાવવાને માટે દરેક સમજુ આદમીએ, પોતપોતાની નાતમાં બનતી મહેનત લેવી જોઇએ. નાનપણથીજ માબાપે પોતાનાં છોકરાંને નીતિની કેળવણી સારી આપવી. અપશબ્દ બોલતાં અટકાવવાં, અને બાળ ગરબાવળી, કે બીજી ગરબાની ચોપડીઓમાંથી, સારાં સારાં ગીત ગાતાં શીખવવું, કે આગળ જતાં તેઓ ખરાબ રસ્તે ન ચડે. નઠારી સોબત કે નઠારાં પુસ્તક વાંચવાથી, જેવી ખરાબ અસર આપણા મનપર થાયછે, તેવીજ અસર ભુંડાં ગીત કે ખરાબ શબ્દ સાંભળવાથી થાયછે. એથી ઉંચ નાતની શોભા ઘટેછે, અને નીતિનો બિગાડ થવામાં મદદ મળેછે. હલકા ઉચ્ચાર એ નીચ સ્વભાવની નિશાની છે, અને વિવાહના કોડ એથી પાર પડતા નથી, પણ સારાં સારાં ગંભીર ગીત ગાઈ, માર્મિક વચનથી ખુશી પેદા કરતાંજ પાર પડેછે. કેટલીક નાતવાળાએ આ બાબત સુધારો કર્યો છે, તેમ બીજાઓએ ચેતવું જોઈએ.

## નાતવરા.

નાતવરા એટલે નાતને જમાડવાનું ખર્ચ કરવું તે. નાતવરા બે પ્રકારના થાયછે. શુભ કામના અને અશુભ કામના. લગ્ન પ્રસંગે, સીમંત પ્રસંગે, યાત્રા પ્રસંગે, અને બીજી ખુશાલી પ્રસંગે જે વરા થાયછે, તે શુભ કામના; અને મરણુ પાછળ જે ખર્ચ કરેછે, તે અશુભ કામના વરા છે. તેમાં શુભ પ્રસંગે થતા વરા તો કંઈક ઠીક છે, પણુ અશુભ પ્રસંગે જે મોટાં ખર્ચ કરે છે. તે ખરેખર નીંદવા લાયક છે. હીંદુઓની ઘણીખરી નાતમાં આવા વરા થાયછે.

અસલ એ રીવાજ નીકળેલો, ત્યારે તો તેની મતલબ કંઈ ઠીક હશે, કે ઘરડું વરડું અગર જુવાન માણુસ મરણુ પામે, તે વખતે તેના સંબંધીઓ શોક કરી ગભરાના હોય, તેમને દિલાસો દેવા માટે ગામ પરગામથી લોકો આવે, જેથી દુઃખમાં ઘટાડો થઈ દુનિઆદારીનાં કામ સારી રીતે કરાય. એવે પ્રસંગે આવેલા પરોણાને સારી રીતે બરદાશ કરી જમાડવાનો રીવાજ પડેલો. ધીમે ધીમે સાદા ભોજનને બદલે મીષ્ટાન્ન જમાડવાની રીત ચાલુ થઇ, અને પાછળથી તો એ બાબત જબરૂં તૂત વધીપડ્યું. નાનું યા મોટું મરણુ પામે તો, તેની પાછળ મીષ્ટાન્ન ઉડાવવાંજ જોઈયે, નહિ તો નાત જાતમાં હલકાઈ ગણાય. એથી ગરીબ તથા તવંગર બંને જણ સરખા ચડસમાં આવી પડ્યા, ને શક્તિ હોય યા નહોય પણુ એતો કરવુંજ, એવો સજ્જડ રીવાજ પેસી ગયો.

કોઇ સગું વહાલું મરી જાયછે કે તુર્ત ચીઠ્ઠીઓ લખી, દેશ પરદેશના સંબંધીઓને તેડાવેછે, અને તે વખતે શોકને દૂર હાંકી મૂકી, સમસ્ત નાતને ઉલ્લાસભેર જમાડેછે. થોડા દિવસપર તો, મરનારની પૂઠે મહા રૂદન કરતા હતા, તેજ હવે " લ્યો કંસાર, લ્યો લાડુ " વગેરે હોંસભર્યા પોકાર મારવા મંડી જાયછે. અને થોડી મુદતના સુખ તથા મોટાઇ પાછળ હજારો રૂપિઆ ઉડાવી દેછે. નાનું બાળક મરી જાય અગર જુવાન જોધ આદમી ગુજરી જાય, તોપણુ એજ પ્રમાણે ખર્ચ કરેછે. તે વખતે બુઢ્ઢા અને જુવાન સ્ત્રી પુરૂષો આનંદભેર જમવા આવેછે. ને જરાપણુ ખંચાયા વગર ખાસી રીતે લાડુ ઉડાવેછે. ધિક્ક છે, એવાં મુઆ પછવાડે મીજમાની જમનારાંને !! બિચારા ખર્ચ કરનારને ઘેર તો જુવાન આદમી મરણુ

પામવાથી દિલગીરીનો પાર ન રહ્યો હોય, ને તે વખતે પેલા નાતીલા હોંશભેર જમવા મંડેછે. એવે વખતે, ખર્ચ કરનાર પણ અજ્ઞાનના અંધારામાં પડી, ઉંચી આંખ કરતા નથી. પૈસા ન હોય તો ઘરબાર કે ખેતર વાડી વેચવાં, અને તેમ નહીં તો કરજ કાઢીને પણ પોતાને ઘેર આવેલું ખર્ચ જવા દેવું નહીં. એવી ખોટી મોટાઇ પાછળ નાહક હેરાન થાયછે. થોડી મુદત પછી માગનારાઓ આવે છે તેમને મિલ્કત વગેરે સોંપવું પડેછે, અને કરજના દબાણમાંથી, તેનાથી તથા તેનાં છોકરાંથી લાંબી મુદતે પણ નીકળાતું નથી. નાનું બાળક હોય તો ચોથે દહાડે, અને મોટું હોય તો દસમા દિવસથી તેરમા સુધી એવા જમણવાર કરેછે; વળી એટલાથી બંધ નહીં વાળતાં માસીઓ, ત્રિમાસીઓ, છમાસી, અને વરસીનાં ખર્ચ પણ કરેછે.

શુભ પ્રસંગે વરા કરેછે તેમાં તો જરા વિચાર કરેછે એટલું સારૂં છે. શકિત હોય તો દીકરા દીકરીનાં લગ્ન પ્રસંગે નાત જમાડે, નહીંતો કંઈ નહીં. સ્ત્રીને સીમંત આવતાં જે ખર્ચ થાય છે એ જરા અઘટિત છે. એના કરતાં પ્રસવ થયા પછી કરે તો સારૂં. કેટલીક નાતમાં તો એ પ્રસંગે વિવાહથી પણ વધારે ધામધુમ કરી ઘીની રેલછેલ ઉડાવેછે.

એવી એવી જમણવાર કરવાની ઘણી રીતો ચાલે છે, પણ એથી કેટલું બધું નુકશાન થાય છે તે જુઓ—પૈસાદાર હોયતો ઠીક, નહિતો જે માણસ કરજ કરીને કે ખેતરવાડી વેચીને ખર્ચ કરે છે તેના તો પૂરા ભોગ આવી મળે છે. કરજના ધુંસરામાંથી ન છૂટતાં, જન્મારા પર્યંત હેરાન થાયછે, ને લોકો નીંદે છે, વળી બીજાં સારાં કામ કરવાની શકિત ઓછી થાયછે. માટે એવા ખોટા મોહમાં ન પડતાં, ઘણો વિચાર કરીને વર્ત્તવું જોઈએ. ધર્મ શાસ્ત્રમાં પણ એવાં ખોટાં ખર્ચ કરવાની મના કરેલી છે, જે—" રડવા કૂટવા વિષે " ના નિબંધમાં લખેલા શ્લોકથી સમજાશે. તથા સ્કંધપુરાણમાં એ વિષે કહે છે કે—

**भृत्यानामुपरोधेन, यत्करोत्यौर्द्ध्वदैहिकम्.**
**तद्भवत्यसुखोदर्कं, जीवितोऽस्यमृतस्यच.**

અર્થ—પોષણ કરવા લાયક માણસોનો હક ડુબાવીને જે મુએલાની ઉત્તર ક્રિયા કરેછે. તેને, તથા મુએલાને ઘણું દુઃખ પ્રાપ્ત થાય છે. ને ભવિષ્યનું સુખ નાશ પામેછે. પૈસાદાર માણસોએ નિરાશ્રીત ફંડ, દવાખાનાં, નિશાળો વગેરે પરોપકારી અને લોકોપયોગી કામમાં પૈસા ખરચવા, કે જેથી તેમનાં નામ અમર થશે, ને મરનારનું નામ પણ તેની સાથે ઘણી મુદત ટકશે. પણ એવો ખ્યાલ લાવનાર થોડાજ છે. રૂઢી દેવીના બંધનમાં બંધાએલા માણસો તો નાતના કે પરનાતના હિતકારક કામમાં પાંચ રૂપીઆ આપતાં ખંચાય, ને પોતાને ત્યાં આવેલા ખર્ચ વખતે હજારો રૂપિઆ ઉડાવે છે. પણ એ રીત ઘણી નીંદવા લાયક છે. મુઆ પછવાડે જે ખર્ચ થાય છે, તેમાં જમવા જનારાએ પણ શરમાવું જોઈયે, ને ધીમે ધીમે દરેક નાતવાળાએ એ બાબત સખ્ત ધારા કરવા જોઇએ. દરેક નાતમાં એક વર્ષની અંદર, એવા જમણવારનો જે ખર્ચ થાય છે, તેટલા રૂપિઆ એકઠા કરી, જો નાતના હિતની ખાતર વાપર્યા હોય, તો કેટલો બધો લાભ થાય? માટે મરણ પાછળના થતા અવિચારી ખર્ચની તથા લગ્ન પ્રસંગે થતા શકિત ઉપરાંતનાં અયોગ્ય ખર્ચની ઘેલછા કોઈએ રાખવી નહીં.

---

## છોકરાંને ઘરેણાં પહેરાવવા વિષે.

આપણા દેશમાં નાનાં બાળકને ઘરેણું પહેરાવવાનો રીવાજ ઘણો ચાલેછે. યુરોપ અને અમેરિકાના સુધરેલા દેશોમાં ઘણા પૈસાદાર વસેછે, પણ તેઓ આપણી પેઠે, પોતાનાં બાળકને ઘરેણાં લટકાવવાના લોભમાં પડતા નથી.

આપણા દેશમાં તો બાળક અવતર્યું કે, તુર્ત તેને હાથે પગે કલ્લઈ કે સાંકળાં પહેરાવવાની તજવીજો થાયછે. બાળકને હજુ બેસતાં, કે ચાલતાં આવડતું નથી, તેટલામાં તો તેને પગે મોટી બેડીઓ લગાવી દેછે, અને હાથ, કાન, ડોક વગેરે ઠેકાણે પણ દાગીના લટકાવી, બિચારા અજ્ઞાન કોમળ બાળકને નાહક હેરાન કરેછે. એથી શોભાને બદલે, કોઇ વખતે ઓભાવું પડેછે. કોઈવાર એવી બૂમો સાંભળવામાં આવે છે કે "ફલાણા શેઠના દીકરાને પાંચ રૂ-

પિઆના ઘરેણા માટે કોઇ ઊંચકી ગયું, ફલાણુના દીકરાને દસ રૂ-
પિઆની લાલચે મારી નાંખ્યો, ફલાણા શેઠના વિશ્વાસુ ચાકરે, તેના
શેઠના છોકરાનો ઘરેણા માટે જીવ લીધો." એવા એવા ઘણા દાખ-
લા સાંભળીએ છીયે. આવે વખતે તાજો બનાવ હોય ત્યાં સુધી
પોતાનાં બાળકને કંઈ પહેરાવતા નથી, પણ તે બનાવને થોડા દિવ-
સ વિત્યા કે તુર્ત પાછા પહેરાવવાના મોહમાં પડે છે. થોડી શોભાને
બદલે, એવા માણસો પોતાના પ્યારા બાળકનો જીવ હાથે કરીને જો-
ખમમાં નાંખેછે. અને કંઈ માઠો બનાવ બનતાં હાયવોય કરવા
મંડીજાયછે. ઘરેણાં એકલાંજ પહેરાવવાથી, બાળકની શોભા વ-
ધતી નથી, પણ ઉલટી ઘટેછે. કેમકે એવા લોકો, બાળકની સ-
ફાઇ ઉપર પૂરતું લક્ષ દેતા નથી, તેથી હાથ, પગ, ગળું વગેરે,
મેલ ભરાવાથી ઘણાં ખરાબ થઈજાયછે. તેમ સારાં કપડાં પહેરાવ-
વાની તો વાત નથી, મોટા શેઠીઆના દીકરા પાસે પાંચસેં રૂપીઆનું
ઘરેણું હોય, પણ ભાગ્યે એક રૂપિઆનાં સ્વચ્છ કપડાં હોય છે.

એટલે બાળકની શોભા શી રીતે વધે? જુઓ, સાહેબ તથા
પારસી લોકોનાં છોકરાં કેવાં દેખાવડાં અને પ્રીય લાગેછે? તેમને
હાથે પગે કે બીજે ઠેકાણે કંઇ પણ ઘરેણું પહેરાવતાં નથી, છતાં
તેઓ શરીરની તથા લૂગડાંની સફાઈ વડે કેવાં સુંદર લાગેછે? માટે
એવા અયોગ્ય મોહથી દૂર રહેવું એ સારી વાત છે.

બાળકના જીવને નુકશાન થાયછે, ને તેના શરીરની પણ ખરા-
બી થાયછે, કેમકે મેલને લીધે કે ઘરેણાના ભારને લીધે, વખતે કો-
ઇના પગ સૂણી જાયછે, કાન પાકેછે, ગળે ગુમડાં નીકળેછે, અને
હાથે પણ તેવુંજ દરદ થઇ, છોકરાં હેરાન થાયછે, ને તેમનુ શરીર
કદરૂપું થઇ જાયછે. બાળક બહાર રમવા મોકલતાં ફિકર રાખવી
પડેછે, કેમકે દાગીના પહેરી બહારજાય તો, વખતે ઉપર પ્રમાણે નુ-
કશાન થાય. એથી તેમને ઘરમાં ગોંધી રાખેછે, અને તેમનાં શરીર,
જાણી બુજીને બગાડેછે, પણ ઘરેણું ન હોયતો બેધડક તેઓ બહાર
ખુલ્લી હવામાં રમી શકે. નાનપણથીજ બાળકને ખોટી પતરાજી આ-
વેછે, ને પોતે બીજાનું જોઇ, નકામી હઠ લેઈ, પોતાના માબાપને
હેરાન કરેછે, એથી કજીયા કંકાસ વધેછે. એવા એવા ઘણા ગેરફા-
યદા થાયછે.

માટે કોઇપણ માણસે બાળકનો જીવ જોખમમાં નાખવાની એ ખોટી પતરાજી કરવી નહીં. પોતાનાં બાળકની જો શોભાજ વધારવી હોયતો, દરરોજ તેમને નવરાવી ધોવરાવી, સ્વચ્છ કપડાં પહેરાવવાં કે તેમના તનમનને ફાયદો થાય. એથી પણ ઉત્તમ રસ્તો એજ છે કે ઘરેણાં લૂગડાંથી મોજ શોખી અને પતરાજીખોર બનાવવા કરતાં તેને સારી કેળવણી આપી, મનસુધારવા તરફ લક્ષ રાખવું. ઘરેણામાં જેટલા રૂપિઆ ખર્ચેછે. તેટલા રૂપિઆ વ્યાજે મૂકી, જો તેના તન મનનો સુધારો કરવામાં વાપરે, તો એથી ઘણા લાભ હાંસલ થાય. ઘરેણાંમાં ઘસારો વગેરે લાગી, રૂપિઆમાં વૃદ્ધિ થવાને બદલે એવડું નુકશાન થાયછે, માટે આ બાબત દરેક હિંદુ ભાઇએ પુખ્ત વિચાર કરી, એનો ખોટો મોહ અટકાવવો.



## રડવા કૂટવા વિષે.

એ રીતે હિંદુઓની સઘળી નાતોમાં તેમ મુસલમાન વગેરેમાં પણ ચાલેછે. કોઇ સંબંધી મરણ પામતાં, તેની આજુબાજુ બેઠેલાં સ્ત્રી પુરૂષો કકલાણ કરી મૂકેછે, અને બિચારા મરણ પથારીએ પડેલાને ગભરાવી દેઇ, તેનો જીવ શાન્તપણે નીકળવા દેતાં નથી. મુવા પછી સ્મશાન જતા સુધીમાં ચકલે ચકલે બૈરાં કૂટેછે, અને પુરૂષો પણ પોકાર કરતા ચાલ્યા જાયછે. ત્યારપછી તેનું ખર્ચ કરવાની ધામધૂમ થાયછે, અને તેમાં દેશ દેશાવરથી આવેલાં બૈરાં જોડે, વારંવાર રો કકળ કરીને કૂટવું પડેછે. તેરમા સુધીમાંતો બૈરાંનો પૂરો મરોજ થાયછે. એક દિવસમાં નવાં આવનાર બૈરાં ઘણાં, અને કૂટનારતો બિચારી એકની એક. એ પ્રમાણે બારમા સુધી મરનારની પાછળ રોવાની રીત છે. એમાં મુખ્ય ભાગ સ્ત્રીનોજ છે.

એ ખરાબ રીવાજથી ઘણાં નુકશાન થાયછે. બૈરાંની છાતી એથી રાતીચોળ થઇને તેમને મોટો રોગ થઇ આવેછે, ધાવણ ખરાબ થઈ જાયછે, અને કોઈ કોઇતો માથાં કૂટી કૂટીને પોતાની જીંદગી પર્યંતનું દુ:ખ વહોરી લેછે. શોકને શાન્ત પાડવા માટે મરનારને વિસારવાને બદલે આતો રોજનો રોજ સંભારીને નાહક ચિંતામાં

પડી રૂદન કરેછે. પ્રભાતને સમે ઈશ્વર સ્મરણ કરવાનું મુકી દેઈને કે તહેવારને દહાડે દુઃખ ન સંભારતાં હર્ષ આણવાને બદલે મોટા રાગડા કાઢી રડવા મંડી જાયછે. ને હમેશાં અશુભચિન્હ દર્શાવેછે. એથી જરાપણ ફાયદો ન થતાં, તનમનનાં ઘણાં નુકશાન થાયછે. જો વધારે રૂદન કરવાથી મરનાર પાછું આવતું હોય તો જૂદી વાત, પણ તેમ તો બનતું નથી, તો મરનારની પૂઠે જીવતાનો પણ મરો શા માટે કરવો?

એ રીવાજ જ્યારે શરૂ થયેલો ત્યારે એમ મતલબ હશે કે, સગુ વહાલું મરણ પામતાં સ્વભાવિક રીતે દરેક જણને દીલગીરી થાય અને તે વેળા પોતાની છાતીનો ઉચુરો કાઢવાને માટે પોકેપોક રડવાથી લાભ છે. પણ તેની અસર થોડીજ વાર રાખવી જોઈએ. પાછળથી એ બાબત બળાત્કાર રૂપ થઈને રૂઢીજ થઈકે મુઆ પછવાડે બાર માસ રોવુંજ. અગાઊ આપણા દેશમાં ટુંક મુદતજ નિકટના સંબંધીઓ શોક કરતા, અને તેને માટે ગરૂડપુરાણમાં ઘણી સમજૂત દીધેલી છે. કે મરનારની પછવાડે રોવા કૂટવાથી, તેને ઘણું નુકશાન ખમવું પડેછે, ને એથી જરાપણ લાભ નથી. સ્વભાવિક નિયમ જે છે, તે પ્રમાણે વિશ્વમાં બન્યાં જાયછે. તો નકામો શોકાગ્નિ પોતાના હૃદયમાં શા માટે ધીકાવવો ! યાજ્ઞાવલ્કયસ્મૃતિમાં કેહેછે કેઃ—

श्लेष्माश्रुबान्धवैर्मुक्तं, प्रेतोभुंक्तेयतोवशम्,
अतश्चनरोदितव्यं, क्रियाकार्यास्वशक्तितः ॥ १ ॥

અર્થ—મરનારનાં કુટુંબીઓ જે આંસુ લાળ વગેરે પાડેછે, તે પરાધીન થયેલો જે મુએલો તેને ખાવાં પડેછે. માટે મરનારની પાછળ કોઇએ રૂદન ન કરવું, પણ યથાશક્તિ ઉત્તર ક્રિયા (ધર્મવિધિ) કરવી.

એ ખરાબ રિવાજની અસર નાનપણથીજ છોકરાંને થાયછે. નાની છોડીઓ પોતાના તહેવારને કે આડે દહાડે, નદી તળાવ ઉપર જઇ કૂટવા માંડે છે, ને એક બીજાં રડતાં કૂટતાં શીખે છે. તેઓ સમજે છે કે અમારે રડતાં કૂટતાં શીખવુંજ જોઇયે, નહીંતો ફજેતી થાય, અને એ વાત પણ ખરી છે કે બૈરાં તેમને તે

પ્રમાણે સમજાવે છે, માટે નાનપણથીજ એવો વિચાર ન ઠસવાને માટે માબાપે કાળજી રાખવી જોઇએ. પોતાની નાતમાં અટકાવ કરી, તૈલંગા બ્રાહ્મણ, સાધુસંત, મુસલમાન, પારસી વગેરેમાં, માણસો રોકકળ ન કરતાં શાંતપણે કેવી ક્રિયા કરેછે તે સમજવું. મુસલમાન લોકમાં બૈરાંનુ રૂદન આપણા જેવુંજ છે, ને તેથીજ આપણા લોકપર માઠીઅસર થઇછે. કેટલીક નાતમાં ગરૂડપુરાણ વંચાવી, બધાંને સારી શિક્ષા દેઈ, દીલાસો અપાવવાની રીત સારી છે, અને એમ થવાથીજ લાભ છે. શોકાતુરને ધીરજ દેવા માટે આજ પણ કેટલીક નાતોમાં, મરનારને ઘેર બાર તેર દિવસ સુધી રાત્રે બીજા લોકો સૂવા જાય છે ને તેને માટેજ આપણા ડાહ્યા પૂર્વજોએ ગરૂડપુરાણ વગેરેમાં બોધ કરેલોછે, માટે એ રીવાજ અટકાવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

---

## ખેતી.

" ખેડ ખાતર ને પાણી કર્મને લાવે તાણી. " ખેતીની મોટાઇ જેટલી ન કરીએ તેટલી ઓછી છે. પરમેશ્વરે માણસને માટે આ દુનીઆમાં ચોતરફ સુખનાં સાધન કરી મૂક્યાં છે, પણ તે મેળવવાને ઉદ્યમ કરવો જોઇએ. એ ઉદ્યમ ચાર જાતનો છે. ખેતી, વેપાર, નોકરી અને ભીખ, તેમાં ઉત્તમ-ખેતી, મધ્યમ વેપાર, કનિષ્ટ ચાકરી, અને નક્ટ ધંધો ભીખ છે. આપણા પૂર્વજો પણ એ ખેતીનેજ ઉત્તમ ગણતા. તે વિશે એક વિદ્વાન કહેછે કેઃ—

**उद्योगेशुकृषिश्रेष्ठा, नपरमेष्यतांगताः**
**सुखदासस्यसंपत्सा, सर्वेषांप्राणिनांयतः ॥ १ ॥**

અર્થ—સર્વ ઉદ્યોગમાં ખેતી શ્રેષ્ટ છે, કેમકે તેમાં કોઈની તાબેદારી નથી, વળી એથી ધાન્ય વગેરેની ઉત્પત્તિ થતાં, સર્વે પ્રાણી માત્રનું પોષણ થાયછે. વળી એક અંગ્રેજ વિદ્વાન કહેછે કે, " દુનિઆમાંથી સોનારૂપાની ખાણો દટાઈ જાય, વેપાર રોજગાર બંધ પડે, અને સઘળા હુન્નર બંધ પડે, તો માણસનું પોષણ થવાને માટે એકજ આધાર છે. અને તે ખેતી છે. એથી બધાં પ્રાણી જી-

વી શકશે અને દેશ રક્ષણાર્થે નવું લશ્કર પેદા કરાશે " એ પ્રમાણે એ ઉત્તમ ધંધાની મહત્તા ઘણી છે.

આપણા દેશની જમીન બીજા દેશ કરતાં ઊત્તમ ગણાય છે. તેમાં તરેહ તરેહનાં ધાન્ય, વનસ્પતિ અને ધાતુ પાકે છે, પણ તે મેળવવાને માટે સારી રીતે મહેનત કરવી જોઇયે. કેમકે તે વગર કંઇ ફળ મળી શકતું નથી. ખેતી કરવામાં સારી જમીન હોય એટલું બસ નથી, પણ તેની સાથે બી, બળદ, ખાતર, ઓજાર, અને ઉદ્યોગની આવશ્યકતા છે. એ વસ્તુઓની મદદથી ખેડુતો પોતે સુખ ભોગવી, બીજા લોકોને સુખનાં સાધન પૂરાં પાડેછે. સારાં બી રાખવાં, એ ખેડૂતને પહેલું યાદ રાખવાનું છે, સળેલાં કે ખરાબ બીજથી સારો પાક થઇ શકતો નથી, માટે પૈસા ખરચીને પણ એનો અવશ્ય સંગ્રહ રાખવો જોઈયે. મજબૂત અને સારી રીતે કામ કરી શકે તેવા બળદ રાખવા, એ પણ જરૂરનું છે. નબળા બળદ હોવાથી ખેડ કરવામાં વખત ઘણો જાયછે, ને ઘણી મહેનતે થોડું ફળ મળેછે. આપણા દેશમાં વરાળયંત્રથી અગર બીજા સંચાવડે ખેતી થતી નથી, માટે બળદની બાબતમાં કાળજી રાખવી જોઈયે. છાણ, રાખ, ચૂનો, તળાવનો કાંપ વગેરેનું ઉપયોગી ખાતર ખેતરમાં પૂરવું. એથી મોલને ઘણો લાભ થાયછે, ને જમીનનો કસ વધે છે. કેટલાક ખેડૂતો બે ત્રણ વરસને આંતરે ખાતર પૂરેછે, પણ એના કરતાં વરસોવરસ પૂરવા રીવાજ રાખવો. એમાં થયેલા ખર્ચ કરતાં લાભ ઘણો મળશે. ખેતીનાં ઓજાર જેવાં કે હળ, ગાડું, જેસલી, વગેરે મજબૂત રાખવાં. વારંવાર કોઇને ત્યાં માગવા જવું પડે, કે તૂટી જાય એવાં હોવાથી વખત વધુ જાયછે, ને તેથી ખેતીનું કામ બરાબર થઇ શકતું નથી. એ બધાની સાથે ખંતથી મહેનત કરવી જોઇએ. દરેક ધંધામાં જેમ સાધન મેળવવાની જરૂર છે તેમ આ બાબતમાં પણ ઉપલાં સાધનની ઘણી જરૂર છે.

હમણાં ખેતીવાડીની હાલત આપણા દેશની ઉત્તમ જમીન છતાં નબળી દશામાં આવી પડીછે, તેનાં ઘણાં કારણ છે. ખેડૂતોને પૂરતાં સાધન મેળવવાની શક્તિ નથી, થોડો પાક થાયછે તે, તેમના અવિચારી ખર્ચને લીધે, લેણદારો લેઈ જાયછે; એથી શરીર સંપત્તિ

સારી ન રહેતાં, એ ઉત્તમ કાર્ય બરાબર પાર પડતું નથી, પોતાના ધંધામાં સુધારો કરતો નથી, વિલાયતી ઓજાર કે ખાતર પુરવાનું તેમને નવાઈ જેવું લાગેછે, સારો પાક થાય ત્યારે સંગ્રહ ન રાખતાં અવિચારી ખર્ચમાં પૈસા ઉડાવી દેછે, અને પછી નબળા વખતે બમણી હેરાનગતિ ભોગવેછે, પોતાનો ઉંચી જાતનો પાક લેણુદારોને સ્વાધીન કરી, પોતે તો રાબડીજ પીએછે. માટે એ બાબત સરકારે તેમ વિદ્વાન વર્ગે ઘણી સંભાળ રાખી, સુધારો કરવો જોઇએ.

હાલમાં સરકારે એ ખાતાનું જ્ઞાન મેળવવાની નિશાળો સ્થાપી છે, ને તેમાંથી કેટલાક વિદ્યાર્થીઓ સારો અનુભવ ગ્રહણ કરી, દેશને લાભ કરે છે, પણ તેમાં ખેડૂ વર્ગને દાખલ કરવાથી ઘણો લાભ છે.

શ્રીમંતોએ અને અમીર ઉમરાવ તથા રાજા રાણાઓએ પોતપોતાની જમીન સુધારી, બીજા ખેડૂતોને દાખલો આપવો. વિલાયતી હળ વગેરે મંગાવી થોડી મહેનતે ઘણો પાક થાય તેમ કરવું. વળી ખેડૂતોને પૂરતાં બીજ, બળદ, વગેરે સાધન પૂરાં પાડવાં. એથીજ તેમનામાં ખેતી સુધારવાનું સામર્થ્ય આવશે. ખેડૂતોને તેમના લેણુદારોના જુલમમાંથી મુક્ત કરવાને સરકારે હાલમાં કેટલેક ઠેકાણે નાણાં ધીરનારી દુકાનો કાઢી છે, પણ તેવી બેંકો ઘણે ઠેકાણે કરવી જોઈએ. હાલમાં ગાયકવાડી રાજ્યમાં એવી દુકાનોથી ખેડૂતો ઘણું સુખ ભોગવી, સારો લાભ મેળવેછે.

ખેતીવાડીના ઘણા લાભ છે. ઉપર કહેવા પ્રમાણે સૌથી ઉપયોગી સાધન, માણસના જીવન અને સંરક્ષણ માટે એજ છે. એ એક ઉત્પાદક શક્તિ હોવાથી, નવી ઉત્પત્તિ પેદા કરેછે, ને સઘળાં પ્રાણીનું પોષણ એથીજ થાયછે. એકલા પૈસાથી કાંઇ બનતું નથી. જ્યાં આગળ દુકાળ પડેછે ત્યાં, માણસોની કેટલી ખુવારી થાયછે, તે ઘણા જણ જાણેછે. પૈસો તો એનું અંગ છે, એથીજ પૈસો ઉત્પન્ન થાયછે. ખેતીવાડીનો આનંદ જૂદીજ તરેહનો છે. તરેહતરેહનાં રંગબેરંગી ફળ, ફૂલ, વનસ્પતિ વગેરે સૃષ્ટિ સૌંદર્ય જોઇને માણસનું મન પ્રફુલ્લિત થાયછે, અને આનંદિત મન રહેવાથી તન પણ સારૂં રહે છે. શરીર કસાઇને મજબૂત થાયછે. ખૂલ્લી હવાનો લાભ તો દ-

રરોજ મળેછે. એ પ્રમાણે ખેતીવાડીના પુષ્કળ ફાયદા છે.

એ ઉત્તમ ધંધો કરવાને કોઇએ આળસ કે શરમ ન રાખવી. જેના બાપદાદાનો એ ધંધો છે તેણે તો અવસ્ય શીખવો જોઈએજ. પૈસાદાર વર્ગે એને સુધારી ઉત્તેજન દેવાના ઉપાય યોજવા, અને વિદ્વાન વર્ગે જૂદી જૂદી જાતનાં ખાતર, ઓજાર વગેરેથી કેવા લાભ થાયછે તે સમજાવવું.



## દેશાભિમાન.

દેશાભિમાન (સં)=(દેશ=સ્વદેશ+અભિ=તરફ+માન એટલે પોતાના દેશને ઉંચે દરજ્જે ચડાવવાને માટે કાળજીથી વર્ત્તવું તે. એને સ્વદેશ મમતા, સ્વદેશ પ્રીતિ, વગેરે પણ કહેછે. અભિમાન રાખવું એ ખોટું છે, એમ પાછળ અભિમાનના નિબંધમાં આવી ગયું, પણ આ બાબતમાં એથી ઉલટું છે. જેમકે આપણાં માબાપ ગમે તેવી દરિદ્ર સ્થિતિમાં હોય, તોપણ તેમને ન ધિક્કારતાં ઉલટા વધારે ચાહના રાખીએ છીએ, અને જેમ બને તેમ તેમના સુખને માટે યત્ન કરીએ છીએ, પણ તેવીજ લાગણી બીજા પરાયા માણસો તરપ થતી નથી, તેવીજ રીતે સારી યા નરસી હાલતમાં પડેલા દેશને હોંષથી ચહાવો, ને તેની ચડતી કરવા માટે તન મનથી યત્ન કરવો, એવું નામ દેશદાઝ કે સ્વદેશાભિમાન છે. એ ખરેખરો સદ્ગુણ છે, ને બીજાં અભિમાનથી એ ઉત્તમ છે. અભિમાનનો ઉપયોગ સારી રીતે કરીએ તો બહુ લાભ આપેછે, પણ આડી રીતે કરતાંજ નીંદાય છે. પોતાનું કુળ સારૂં હોય તો સારાં કામ કરવાં, હલકી બાબતથી ડરવું, સદગુણી થવું વગેરે બાબતો, કે જેથી પોતાની ખરી કુલીનતા પ્રગટ થાય અને કુળનું માન પણ વધે, એવું અભિમાન ઉત્તમ છે, પણ અમારૂંજ કુળ ઉત્તમ, અમારોજ ધંધો ઉત્તમ, અમે ગમે તેવાં કામ કરીએ પણ હલકા નથીજ. એવી ખોટી બડાઇ હાંકવી, એ અભિમાન નીંદવા લાયક છે. તેવોજ રીતે કેટલાક મૂર્ખ લોકો પોતાનો દેશ નબળી હાલતમાં હોય, પોતાના રીવાજ નઠારા હોય ને પોતાની ઘણી ખામી હોય, છતાં અમારૂં સર્વ ઉત્તમ

છે, અમારી બરોબરીનો કોઇ દેશ નથી, વગેરે ડંફાસ હાંકી અભિમાની બનવું. એવું દેશાભિમાન ખરેખરૂં એબ લગાડનાર છે. પોતાની ભૂલ કબૂલ કરવી, ને તેને સુધારવાની ઘણી કાળજી રાખવી, એજ ઉત્તમ માર્ગ અને ખરૂં અભિમાન છે.

ઇશ્વરે તમામ પ્રાણીને ઊત્પન્ન કરેલાં છે, તો બધાપર દયા રાખવી, ને બધાં એકજ બાપની પેદાશ છે, એમ ગણી, સમદૃષ્ટી વાળા થવું એતો ખરેખરા વિદ્વાનનું ભૂષણ છે. પણ ઘણે ઠેકાણે એમજ જોવામાં આવે છે કે, પહેલું પોતાના ઘરનું, પછી કુળનું, પછી જાતનું, ગામનું, ને છેલ્લે દેશનું હિત કરવાને માણસ તૈયાર થાયછે. કેમકે તેમાં પરમાર્થ કરતાં સ્વાર્થ વધારે સમાયેલો છે. તેમ કરવાથી પોતે તેમ પોતાનાં છોકરાં સારી હાલતમાં રહેશે એવી આશા રખાયછે. કોઇ કહેશે કે આપણે આપણા ઘરનુજ ભલું કર્યું એટલે બસ. બીજાની આપણે શી દરકાર છે, પણ સરકાર જે ધારા, કર, હક વગેરે આપે છે તે ઘર દીઠ આપતી નથી, એતો આખા દેશને માટે સામાન્ય છે. જો કે તેથી કોઈ ઘર બાતલ થતું નથી, પણ એથી બધા માણસોને સરખું દુઃખ સુખ ભોગવવું પડે છે, જે કંઈ નવા હક મળે તેથી બધા લોકને ફાયદો થાય, જો કોઇ નઠારો કાયદો કર્યો હોય તો પણ આખા દેશને ખમવો પડે, તેમજ દેશની દોલતમાં વૃદ્ધિ થાય, અગર ખોટ પડે, તો તેની અસર પણ દરેક જણને થઇ, આખા દેશમાં પ્રસરેછે.

બધા માણસ પોતાનું ઘર સાચવીનેજ બેસી રહે, તોપછી તે સુખી છે કે દુઃખી. કરવેરાનો બોજો વધારે છે કે ઓછો, તમારે કયા હક જોઇએ છીયે? આખા દેશની ઊન્નતિ શી રીતે થાય? એ બધું સરકાર જાણી શકે નહીં, અને જાણે નહીં તો પછી, તેની ખોટ શી રીતે પુરી પાડે? એતો "માગ્યા વગર મા પણ ન પીરસે" તેમ થાય.

જો આપણે આપણા મનમાં એમ ધારીને બેસી રહીયે કે "એતો મુઠીભર કેળવાએલાનુંજ કામ છે, આપણે વચ્ચે પડવા જરૂર નથી" પણ જે ચીજ આખા દેશને માટે જોઈએ છીયે, તે થોડાને માગ્યે કેમ મળશે? એમાંતો સલાહસંપથી બધાએ સામેલ થવું જોઈયે.

આપણો દેશ અગાઉ કેવી હાલતમાં હતો, પછીથી ગેર વ્યવસ્થામાં કેમ આવી પડ્યો, અને હાલની સ્થિતિ શી રીતે સુધરે, એ બાબત દરેક દેશી ભાઇઓએ ઘણી કાળજી રાખવી જોઇયે. એક વિદ્વાન કહે છે કેઃ—

**स्वदेशाभिमतिर्यस्यस्वदारपोषणेयथा ॥**

**देशदेशांतराद्द्रव्यैःघरार्यासपुमान्पुमान् ॥ १ ॥**

અર્થ—જેમ દેશ પરદેશથી ધન લાવીને પોતાની સ્ત્રી આદિકનું પોષણ કરે છે, તેમ જે માણસ તનમનથી દેશ ભક્તિ કરે છે તેજ "પુરૂષ" છે. ખરેખર જેનામાં દેશાભિમાનનો અંકુર નથી તે સખ્સ માણસાઇ વગરનો છે. એક હલકું પ્રાણી પણ પોતાના ઘરને અને ધણી વગેરેને ચાહેછે, તો તર્કશક્તિવાળા મનુષ્યે તો કેટલું બધું કરવું જોઈયે?

ફ્રેન્ચ, જર્મન, ઇંગ્રેજ, યુનૈટેડ સ્ટેટ્સના રહેવાસી વગેરે, એ ગુણ વડેજ ઉંચ પાયરી ભોગવે છે. પોલાંડના લોકોએ પોતાના દેશને-રૂશિયાની ધુંસરીમાંથી મુક્ત કરવાને ઘણો પ્રયત્ન કર્યો, તેમાં નાઉમેદ થયા, તોપણ આજે તેઓ શોકની ખાતર કાળો પોશાક પહેરેછે. એનુ નામ દેશ દાઝ—મેવાડના રાણા ઉદેસિંહના પ્રતાપી પુત્ર પ્રતપસિંહને ધન્ય છે! કે જેણે, રાજ્યવૈભવ તજી દેઈ જંગલમાં રખડીને પણ પોતાના રાજ્યને અકબર જેવા જોરાવર પાદશાહના તાબામાં જવા દીધું નહીં.!! સ્પાર્ટાના રાજા લીઓનીદાસની સ્વદેશ પ્રીતિ અદ્‌ભૂત હતી. કે જેણે ફક્ત ૩૦૦ માણસો સાથે ઈરાનના જરક્ષીસ રાજાના લાખો માણસના સૈન્ય સામે, પોતાના દેશનો બચાવ કરવાની ખાતર, પોતાના પ્રાણ ખોયા, અને આખરે પોતાના દેશને સ્વતંત્ર બનાવ્યો. યુનૈટેડ સ્ટેટ્સને સ્વતંત્ર બનાવનાર વાસિંગ્ટન, અને સ્વીત્ઝર્લાંડને સ્વતંત્ર બનાવનાર વિલિયમ ટેલની સ્વદેશ મમતાનાં વખાણ પશ્ચિમની પ્રજામાં ગાજી રહ્યાંછે. એ બધાનું નામ તે ખરૂં સ્વદેશાભિમાન.

આપણા દેશમાં જૂદા જૂદા ધર્મ જૂદી જૂદી નાતો, ને તેથી પેદા થતા કુસંપરૂપી કીડાએ ઘણું નુકશાન કર્યું છે. અંદર અંદર ખટપટ થવાથી રાજાઓએ પોતાનાં રાજ્ય ગુમાવી દીધાં, ને લોકોએ

વિદ્યાકળા ગુમાવી, દરિદ્રપણું વહોર્યું ટુંક અભિમાન બુદ્ધિ અને સ્વાર્થીપણાને, ખરી દેશ દાઝ સાથે કદી મેળ આવતોજ નથી. માટે નાત કે ધર્મનો ભેદ નહીં રાખતાં, દેશનું હિત ચહાવામાં સમગ્રબળ, બુદ્ધિ એકઠાં કરવાં. એથીજ દેશની ઉન્નતિ થશે.

રાજાએ પોતાનું અજ્ઞાનપણું અને વૈભવ દૂર કાઢીને, તનમન, અને ધનથી પોતાના દેશને મદદ કરવી. નવા નવા હુન્નર કાઢવા, લોકને ધંધે લગાડવા, નવા હક બાબત પેરવી કરવી, અને નાણું વગેરેની પુષ્કળ મદદ કરવી. પૈસાદાર વર્ગે પોતાના પૈસાનો ઉપયોગ મોજ શોખ કે નાતવરામાં ઝાઝો ન કરતાં, દેશોત્કર્ષ થવામાં કરવો. વિદ્વાનોને નાણાંની મદદ કરી, દેશ પરદેશ મોકલવા, પોતાના વાજબી હક માટે સરકારમાં દાદ પોચાડવી, તેમ નવા નવા સંચા વગેરે દાખલ કરી, આગલી જાહોજલાલી સજીવન કરવી, તેવીજ રીતે વિદ્વાન, પંડીત, કવિ, કારીગર વગેરે લોકોએ પોતાના સારા ગુણનો લાભ દેશી ભાઇઓને આપી, સ્વદેશની ચડતી થવાને તન, મન ને ધનથી ખુબ મચ્યા રહેવું.

**स्वदेशसंरक्षणमेवनित्यं, स्वदेशियैःकार्यमिदंमिलित्वा**
**नोचेत्परेतांश्चविभिद्यसंस्थान्, लुंठंतिद्रव्यादिकवस्तुजातं.**

અર્થ—જે લોકો પોતાની મેળે સ્વદેશ રક્ષણ કરવાને શક્તિમાન થતા નથી, તેમનામાં કુસંપ ઉપજાવીને બીજા લોકો તેમનાં ધનાદિક લૂટી લેછે.

**राजन्नैस्वदेशाभिमतेनयुक्तैः, स्वद्रक्षणार्थविदयोविधेयाः ॥**
**स्वचक्रतोवापरचक्रजातं, भयंप्रयत्नाद्विनिवारणीयं॥१॥**

અર્થ—સ્વદેશાભિમાની પુરૂષોએ પોતાના દેશને માટે અનેક ઉપાય યોજવા ને સ્વરાજ્ય કે પરરાજ્યથી દેશને નુકશાન થવાનું ભાસતું હોય તો, તેનું બધાએ મળીને નિવારણ કરવું.

એ પ્રમાણે દરેક માણસે ખરૂં સ્વદેશાભિમાન રાખી તે પ્રમાણે તન, મન, ને ધનથી અચળ ઉદ્યોગ કર્યા કરવો.



# ભાષા.

ભાષ્=બોલવું, તેપરથી ભાષા શબ્દ થયો છે. ભાષા એટલે જે-નાવડે માણુસો પોતાના વિચાર એક બીજાને જણાવેછે તે. ભાષાની ઉત્પત્તિ પ્રથમ ક્યારે અને શી રીતે થઈ, તેનો માનવા લાયક પૂરાવો, કોઇપણ પ્રજામાંથી હાથ લાગતો નથી; પણ કેટલાક અનુમાન ઉપરથી વિદ્વાનોએ શોધી કાઢ્યું છે કે જનાવરોના અવાજ વગેરે બહારની અસર, નકલ કરવાની શક્તિ, અને બુદ્ધિ ઉપરથી માણુસોએ ભાષા ઉત્પન્ન કરેલીછે. જો ઇશ્વરે કુદરતી રીતેજ માણુસની વાણીમાં ભાષા મૂકી હોત તો, હાલ જેમ નાનાં બાળક તથા કાગડા, કૂતરા વગેરે જાનવરોના અવાજ સર્વ દેશમાં એકજ તરેહના નીકળેછે, તેમ બધાની બોલી પણ એકજ તરેહની હોત, પણ તેમ નથી. બાળક પ્રથમ જેના સહવાસમાં આવેછે, તેના પ્રમાણે બોલતાં શીખેછે, ને ધીમે ધીમે તેનું ભાષા જ્ઞાન વધતું જાયછે.

દુનિઆની ભાષાના મુખ્ય ત્રણ વર્ગ પાડી શકાયછે. આર્ય, અનાર્ય, અને સેમિટિક—આર્ય ભાષા બધા કરતાં વધારે ખેડાએલી અને ઉત્તમ છે. તેમાં એશિઆખંડની સંસ્કૃત,ફારશી વગેરે તથા યુરોપ, એમેરિકાની ઇંગ્રેજી, લાટીન, જર્મન, ફ્રેન્ચ, વગેરે તમામ ભાષાઓનો સમાવેશ થાય છે. તે બધામાં પણ સંસ્કૃત ભાષા સર્વોત્તમ છે, તેમાં વિવિધ વિષયોપર પુસ્તક, ગ્રંથો પ્રગટ થયેલાછે. વળી તે કાવ્ય, વ્યાકરણ, નાટક વગેરેથી શણગારાએલી છે. શુદ્ધ સંસ્કૃત પહેલાંની વેદની ભાષા છે, તે તથા પારસી લોકોના ઝંદાવસ્થા નામે જૂના ધર્મ પુસ્તકની ભાષા ઘણી મળતી આવેછે, તેમ યુરોપની ગ્રીક, લાટિન, ઈંગ્રેજી વગેરે ભાષાઓમાં પણ ઘણું મળતાપણું જણાય છે—જેમ—ગુજ— સંસ્કૃ— પારસી— લાટન— અંગ્રેજી— જર્મન

માતા— માતૃ— માદર — માટર— મધર — મુતેર
પિતા— પિતૃ— પેદર — પાટર— ફાધર — ફાતેર
ભાઈ— ભ્રાતૃ— બ્રાદર — ફ્રાટર— બ્રધર — ફ્રેદેર
સાત—સપ્તન— હફ્ત —સપ્ટેમ્— સેવન — સબેત
સાકર— શર્કરા— શકર —સાકારમ—શુગર… —

વગેરે ઘણા શબ્દ મળતા આવેછે. વળી તેઓના વ્યાકરણમાં

પણ પ્રત્યય વગેરેનું મળતાપણું છે, એ બધા પરથી સાબિત થાયછે કે અસલ એ બધાના પૂર્વજ એકજ રહેઠાણમાં વસતા અને એકજ ભાષા બોલતા હતા—કાળે કરીને તેઓના જુદા પડવાથી ધીમે ધીમે તેમાં ફેર પડતો ગયો, અને હાલતો એટલો બધો તફાવત લાગે છે કે જાણે તે બધી એક માતાની પુત્રીઓજ નથી.

ભાષા બનાવ્યા પછી માણસોએ પોતાની બુદ્ધિ વડે લીપી બનાવી. શરૂઆતમાં માણસો એક બીજાના વિચાર લખી બતાવતાં અક્ષરનો ઉપયોગ કરતા નહોતા, પણ ચિત્ર વડે કામ લેતા. જેમ દિવસ લખવો હોયતો સૂર્ય ચંદ્ર ચિતરે, અને રાત બતાવવી હોયતો વદ ત્રીજ ચોથનો ચંદ્ર ચિતરે વગેરે. પછી ધીમે ધીમે એ ચિત્રસંજ્ઞાનું ટુંકું રૂપ થઇ જતાં હાલની અક્ષર સંજ્ઞા બની. હજુ પણ ચીના લોકમાં એ ચિત્ર લીપીની અસર રહેલીછે. અક્ષર લીપીની ઉત્પત્તિ ફીનીશીયન લોકે પ્રથમ શોધી કાઢી કહેવાય છે. જો લીપી ન હોતતો ફક્ત નજીકના હયાત માણસોનાજ વિચાર જાણી શકાત, પણ પૂર્વજોએ શું કર્યુંછે, તેમનું જ્ઞાન કેટલે દરજ્જે પહોચેલું હતું, તે તથા દૂર દેશના લોકોના વિચાર વગેરે આપણને જે કંઈ થોડી મહેનતે તૈયાર રસોઈની પેઠે જમવા મળેછે, અને જે જ્ઞાન આપણે થોડી મુદતમાં સંપાદન કરીએ છીયે, એ બધું થાત નહીં. પ્રથમ જ્યારે ભાષાની ઉત્પત્તિ થઇ ત્યારે તો ફાવે તેમ બોલતા હશે. તે વખતે કંઇ વ્યાકરણના નિયમ નહોતા. જેમ જેમ એ લોક આગળ વધતા ગયા, અને “બાર ગાઉએ બોલી બદલાય” એમ થતું ગયું. વળી બાળક, સ્ત્રીઓ અને અભણ માણસો બરાબર શુદ્ધ બોલી શકે નહીં, અને તેથી ભાષા બગડતી જશે એવી બીક રહેવાથી, કોઇ વિદ્વાને ભાષાના નિયમો શોધી કાઢયા. તેનું નામ વ્યાકરણ શાસ્ત્ર પાડયું. પ્રથમ ભાષા, અને પછી વ્યાકરણ. એ યાદ રાખવું.

ગુજરાતી, મારવાડી, મરાઠી, પંજાબી, વ્રજ વગેરે ભાષાઓ, સંસ્કૃતમાંથી અપભ્રષ્ટ થયેલી ભાષાઓ છે. એ રૂપને પ્રાકૃત ભાષાઓ પણ કહેછે. દુનિઆમાં સૌથી હલકી પાયરીએ આફ્રિકાના હોટેન્ટાટ લોકોની ભાષાછે. તેઓના ઉચ્ચાર ખૂલ્લે મોઢે ન થતાં, જનાવરની પેઠે ગળામાંજ થાય છે.

ભાષા અને લીપી ન હોત તો આપણને કેટલી બધી અવઘડ પડત, તે બધાથી હવે સમજાયું હશે. નાનાં બાળક તથા જનાવરને સુખ હોયતો ખુશ ચહેરાથી અને દુઃખ હોયતો રડીને બતાવેછે. બિચારાંને વાણી નથી તેથી આપણે અટકળ કરીયે તોજ તેમનું સમાધાન થાયછે, નહિતો તેઓ પૂરો ભાવ બતાવી શકતા નથી, તેમજ ભાષાવિના માણસની જંગલી હાલત હોત. જે મોટા મોટા પુસ્તક ભંડાર, આપણે ઉપયોગમાં લઇએ છીએ, અને જે આખી દુનિઆમાં પણ કામ લાગે છે, તે લીપી વગર કયાંથી હોત? વિદ્વાનોએ પોતપોતાની ભાષામાં ઉત્તમ પુસ્તકો લખી, તેમાં સુધારો કરવો જોઇએ. કેટલાક માણસો સ્વભાષાપર પ્રેમ નહીં રાખતાં, અન્ય ભાષાને વધારે ચાહેછે, પણ એ તેમની મોટી ભૂલ છે. પોતાની ભાષા, સંપુર્ણ સમજાયા સિવાય, બીજી ભાષા સારી રીતે કદિ પણ શિખાતી નથી, અને પોતાની ભાષામાં જેવો ચોખ્ખી રીતે મનનો ભાવ જણાવી શકાય, તેવો બીજી ભાષાથી જણાવાનો નથી. માટે સ્વભાષાપર પ્રેમ રાખી તેને સુધારવાપર, તથા તેનીજ ખરી ખૂબી સમજવાને પ્રથમ શક્તિમાન થવું જોઇએ. ત્યાર બાદ બીજી ભાષાઓ ગ્રહણ કરવાને અડચણ પડશે નહી.

## કુળવિષે.

જે વંશમાં આપણે અવતર્યા, તે આપણું કુળ. જેમ દેશમાં પ્રાંતની વહેંચણી, પ્રાંતમાં ગામોની વહેંચણી, અને ગામોમાં મહોલાઓની વહેંચણી છે, તેમજ જાતિમાં કૂળની વહેંચણીછે. અને તે કુળ પ્રથમ સહેલેથી ઓળખવા માટેજ પડયાં હોય એમ જણાયછે. કોઇ નામાંકિત પુરૂષ, અગાઉ થઇ ગયો હોય, તે નામથી, અગર જે ગામમાં મૂળ રહેતા હોય તેના નામથી, કે ધંધાના નામ ઉપરથી તેના કુળનું નામ ઓળખાયછે. અને તે ઉપરથી આપણને ભાન થાયછે કે આપણા બાપદાદા ફલાણો ધંધો કરતા, કે ફલાણા ગામમાં રહેતા. જેમ કોઈ દેશ કળાકૌશલ્યથી ભરપૂર, હિમતવાન, દોલતવાન અને વિદ્યાવાન વગેરે બાબતોથી ચઢિઆતો હોય, પછી તેની પૂર્વાવસ્થા ગમે તેવી હોય તો પણ તે વખણાયછે, તેમ જે કુ-

ળમાં પૈસો, સદ્‌ગુણ, વિદ્યા વગેરે હોય તે ઉંચું ગણાયછે અને એથી ઉલટું હોય તે હલકું ગણાયછે. જેમ આપણા એક રૂષિ કહેછે કેઃ--

तपोदमोब्रह्मवित्तंवितानाः
पुण्याविवाहाःसततान्नदानं ॥
येष्वेवैतेसप्तगुणावसन्तिः
सम्यग्वृत्तास्तानिमहाकुलानि ॥ १ ॥

અર્થ—તપ એટલે સારો સ્વભાવ, પવિત્રતા, આદરસત્કાર વગેરે; દમ એટલે ઈંદ્રિઓને વશ રાખવાપણું; ઈશ્વર સંબંધી જ્ઞાન; દ્રવ્ય; યજ્ઞ; ઘટિત રીતે પુત્ર પુત્રી વગેરેનાં લગ્ન; અને હમેશાં અન્નદાન. એ સાત ગુણ જે કુળમાં હોય, તે કુળ ઉંચું કહેવાય.

અસલ જ્યારે કુળ જોવાનો રીવાજ નીકળેલો ત્યારે તો ઉત્તમ હતો. કેમકે જેમાં ઉપર કહેલા સારા ગુણ હોય તેવા કુળમાં પોતાની દીકરી આપવાથી તે સુખી થાય એવો હેતુ હતો. એથી મોટા મોટા ગ્રહસ્થો પોતાની કન્યા કુળવાનને આપે, અને કુળવાનને બમણી મોટાઇ મળે, પણ હાલના જેવું મિથ્યા કુળાભિમાન અસલ નહોતું.

" બરાબરીસેં કીજીએ, વિવાહ, વાદ ઓર પ્રીત " એ કહેવત પ્રમાણે પૈસાદાર પૈસાદારને, ગરીબ ગરીબને અને સાધારણ માણસ સાધારણ ઘરે કન્યા આપે. એમ પ્રથમ રીવાજ હતો. પણ પાછળથી એ મોટાઈ જતી રહેતાં, તેઓએ પોતાનું કુળાભિમાન છોડયું નહીં, અને તેઓ અધમ સ્થિતિએ પહોચ્યા, તો પણ તેમને બીજા લોકે કન્યાઓ દેવા માંડી. હિંદુ લોકની આવી ખરાબ રૂઢીથી ઘણાં માઠાં ફળ નીપજેછે. ને તે બાબત ઘણા લોક પસ્તાયછે તોપણ વિવાહ પ્રસંગે બરાબર વિચાર કરતા નથી.

એવા કુળવાનોને પોતાની દીકરી આપતાં, ઉલટા પૈસા દેવા પડેછે તેને પહેરામણી કહેછે. કેટલાક તો અમુક પહેરામણી આપે તોજ, પરણવાને હા પાડેછે, પણ એની માઠી અસર પાછળથી ઘણી થાયછે.

પૈસાની લાલચે, કહેવાતા કુળવાનો, એક ઉપર બીજી કરે, બીજી ઉપર ત્રીજી કરે, અને આગલી હોય તે રખડે. પોતાની દી-

કરીઓને દુખી હાલતમાં જોઇ, એ આંધળા દેનારાઓ પાછળથી પસ્તાવો કરેછે. કેટલીક સ્ત્રીઓ રખડતી હાલતમાં વખતે બદચાલ ચાલેછે, તો તેથી તેના સસરા તથા મહિયેરનું નામ બોળાયછે. એક માણસ બેચાર વૈરી પરણે, અને બીજા હોય તે કુંઆરા મરે. એ કેવી દુઃખદાયક રીત કહેવાય ? એક જણના દીકરાને ચાર હજારનું ગજવા ખર્ચ મળે તો બીજાના દીકરાને ૧ હજાર મળે, એમ મિ-થ્યાભિમાન રાખી, ખરી કુલીનતા છોડીદેછે.

દુનિઆંની ચડતી પડતી ચાલી જાયછે, મોટાં મોટાં રાજ્ય ના-શ પામેછે, ને નવાં નવાં ઉત્પન્ન થાયછે. તેમ માણસોની તથા તે-મના કુટુંબની ચડતી પડતી પણ થાયછે. એનો વિચાર ન કરતાં, "મીયાં પડયા પણ ટંગડી ઉંચી" એ પ્રમાણે મિથ્યાભિમાન રાખી, "અમારાથી ફલાણો ધંધો કેમ થાય, અમે તો ફલાણાના વંશના છીયે" વગેરે અહંપદનાં વાક્ય બોલી, નાહક હેરાન થાયછે. ઘરમાં તો ભૂખમરાથી છોકરાં પીડાતાં હોય, અને બારણે તો મોટા દબદ-બાથી ફરેછે. તેમનામાં વિદ્યા, સદગુણ કે એક પણ કુલિનપણાનું લક્ષણ હોતું નથી, છતાં તેઓ નકામી મોટાઈમાં મરી પડેછે. એવા કુળવાનોને ત્યાં દૈવયોગે જો દીકરી અવતરે છે તો, બિચારીના પૂરા ભોગ મળેછે. હલકે ઠેકાણે દેવાય નહીં, અને સારે ઠેકાણે દેવાના પૈસા ન હોય, તેથી આખરે મુંઝાઇને, બિચારી અજ્ઞાન અને નિર-પરાધી બાળાનો, દુધ પીતી કરીને કે બીજી રીતે ઘાત કરેછે. કચ્છના ઝાડેજા રજપૂતોમાં એ ચાલ ઘણો હતો, પણ પાછળથી સરકારે એ બાબત સખ્ત કાયદો કરવાથી, કંઈક ઠીક થયું છે. તો પણ કેટલેક ઠેકાણે હજુ છાની રીતે બનતું હશે. ગરાશીઆ, પાટીદાર વગેરે લોકોમાં એવી ખોટી મોટાઇ પાછળ હેરાન થનારાની સંખ્યા ઘણી છે. એવી બાળહત્યા થયાથી દેશમાં વસ્તી ઘટેછે. કેટલાક કુંઆરા મરવાથી પણ વસ્તીમાં ઘટારો થઈ, નાત ટુંકી થાયછે, દીકરીઓનાં માબાપને ઘણી તરેહની ફિકર રાખવી પડેછે. તેઓને જીવતાં સુધી, દીકરીને તથા તેનાં છોકરાંને પાળવાં પડેછે. વળી નાતમાં અપકીર્ત્તિ થવાની બીકે, સીમંત, આણું, મરણ, પરણ, વગેરે પ્રસંગે, એ ક-હેવાતા કુળવાનોને પુષ્કળ પૈસા આપી, શાન્ત કરવા પડેછે. એથી

તેમને ઘણી જાતનું દુઃખ વેઠવું પડેછે. કુલીનનો પુત્ર કાણો, કુબડો કે મૂર્ખ હોય, અને પોતાની દીકરી ભણેલી ગણેલી ચતુર હોય, તો પણ તેવાની સાથે તેને પરણાવેછે. એથી કજોડાંનું દુઃખ ખમવું પડેછે, અને તેવામાં જો અણબનાવ થાય તો સોક્યનું સાલ પેસીને, પૂરી ફજેતી થાયછે.

અગાઉ કહેવાતા ગરીબ કે હલકા કૂળના, પણ હાલ જેઓ વિદ્યા, સદગુણાદિકથી ઉંચી પાયરીએ ચડ્યા હોય તેવાને કન્યા આપતાં, કેટલાક મૂર્ખ માણસો ખંચાયછે. અને પાછળથી હેરાન થાય છે, ત્યારેજ તેમની આંખ ઉઘડેછે. આપણા શાસ્ત્રમાં કહેછે કેઃ—

**नकुलंवृत्तहीनस्य, प्रमाणमितिमेमतिः**
**अंत्यजेश्वपिजातानां, वृत्तमेवविशिश्यंते ॥ १ ॥**

જે સદાચરણ રહિતછે તે કુળવાન નથી, અને જે હલકી જાતમાં જન્મેલો હોય, પણ સદાચરણી હોય તો તે કુળવાન છે.

એ પ્રમાણે કૂળ વિષે ઘણી બાબતો ધ્યાનમાં રાખવાની છે. અલબત કુળાભિમાન રાખવું એ સારી વાત છે. એટલે પોતાના કુળને નબળી હાલતમાંથી ચડતી હાલતે ચડાવવા યત્ન કરવો, વિદ્યા, સદગુણાદિક ગ્રહણ કરવાં, ને કુલીનતાથી પતિત થવાય તેવાં કામ ન કરવાં. એ ઉત્તમ અભિમાન છે. પણ નકામી ડંફાસ મારીને, એકે સારૂં લક્ષણ ન છતાં, ખોટું અભિમાન રાખવું એ બહુ નિંદવા લાયકછે. કહેવાતા કુળવાનોને પોતાની કન્યા આપતાં ઉપર પ્રમાણે નુકસાન થાયછે. માટે હાલમાં જેના કુળમાં ઉપર કહેવા પ્રમાણે ખરી કુલીનતા હોય તેવા કુટુંબમાંજ પોતાની દીકરીઓ આપવી. ને પોતે અગાઉ સારી હાલતમાં હોય, પણ હાલમાં નબળી સ્થિતિ ભોગવતા હોય, તો તેમણે ખોટા માનમાં ન તણાઇ જતાં, યોગ્ય ઠેકાણેજ દીકરીઓ દેવી. એથી દીકરીઓ સુખી થઈ, પોતે પણ સુખ પામશે.

---

## છાપખાનું.

પ્રથમ જ્યારે દુનિઆં અણસુધરેલી અવસ્થામાં હતી, ત્યારે વિદ્વાન માણસો, પોતાનું કરેલું કામ ઘણુંખરૂં મોઢેજ રાખતા. પા-

છાળથી તાડપત્ર કે ધાતુનાં પતરાંપર લખીરાખવાનો રીવાજ થયો. ધીમે ધીમે કાગળનો શોધ થતાં, તે ઉપર લખી રાખવાની ચાલ પ્રસરી પણ એથી મહેનત ઘણી પડતી, અને મહેનતના પ્રમાણમાં તેની કિંમત પણ વધુ પડતી. તેથી કેટલાક પૈસાદારોજ પુસ્તક ખરીદી શકતા, અને સાધારણ વર્ગને વિદ્યાનો લાભ મળી શકતો નહીં. જે ખરેખરા મહેનતુ કે ધનાઢ્ય હોય તેજ મેળવી શકતા.

પ્રથમ છાપવાની કળા ઇ૦ સ૦ ૯૦૦ વર્શ ઉપર ચીનમાં માલમ પડી હતી. ત્યાં પુસ્તકો છાપનાર, પ્રથમ એક કાગળ ઉપર લખતો, પછી તે કાગળને એક પાટીઆપર ઉંધો ચોડી, તેને સુતાર પાસે કોતરાવતો. એટલે પાટીઆપર ઉંધા અક્ષર કોતરાતા. પછી તેનાપર શાહી લગાડી કાગળ છાપતા. જેવડાં પાનાં કરવાં હોય તેવડાંજ પાટીઆં રાખતા. એ પ્રમાણે તમામ પાટીઆં છાપી લેતા. ચીના લોકો હજુપણ તેમજ છાપે છે.

પ્રથમ છાપવાની કળા કોણે શોધી કાઢી, એ બરાબર માલુમ પડતું નથી, પણ કાસ્તર નામે જર્મન વિદ્વાને ઇ૦ સ૦ ના પંદરમા સૈકામાં લાકડાનાં છૂટાં બીબાં બનાવી છાપવા માંડ્યું, અને પાછળથી તેમાં સુધારો કરી, ગુટેનબર્ગ નામના જર્મને લાકડાને ઠેકાણે ધાતુનાં બીબાં બનાવ્યાં, અને તેમાં સુધારો થતાં હાલની સ્થિતિએ આવી પહોચ્યું. ઇ૦ સ૦ ૧૪૭૪ માં ઈંગ્લાંડમાં વીલીયમ કેકસ્ટને પ્રથમ છાપવાનું શરૂ કર્યું. ત્યાર પછી ધીમે ધીમે બધે પ્રસાર થયો.

આપણે જે પુસ્તક કે કાગળ છપાવવો હોય, તેની સારા અક્ષરે નકલ કરી આપવી પડેછે. પછી તેમાંથી અકેક પાનું કે કાગળ લેઈને, બીબાં ગોઠવનાર એક ટેબલ પાસે બેસેછે. તે ટેબલની પાસે ખાનાં ખાનાંવાળી એક પેટી પડી હોય છે. કે જેમાં તમામ મૂળાક્ષરોનાં સેંકડો બીબાં ભરી રાખેલાં હોયછે. બીબાં ગોઠવનાર, પોતાના હાથમાં એક ચોકઠું લેઈને બેસેછે, તે ચોકઠામાં પેલા કાગળની અંદર જે પ્રમાણે અક્ષર હોય તે પ્રમાણે અક્ષર લેઇને ગોઠવે છે. કાનો, માત્રા, અજ્જુ, ચિન્હ વગેરેનાં પણ બીબાં હોયછે. એમ પોતાનું ચોકઠું પૂરૂં કરી, બીજું પાનું લેઇ તે પ્રમાણે બીજું ચોકઠું ભરેછે. એમ જેટલાં પાનાં કરવાં હોય તેટલાં ચોકઠાં ભરી દેછે, પ-

છી તે ચોકઠાંને એક મોટા ચોકઠાની અંદર ખીલીઓ મારી મજ-બૂત ચોટાડીદેછે. અને તે મોટા ચોકઠાને સંચા આગળ લેઇ જઈ તેનાપર શાહી ચોપડી દેછે. પછી તેનાપર કોરો કાગળ મૂકીને દાબે છે, એટલે પેલાં બીબાંના તમામ અક્ષર તેમાં બરાબર ઊઠી નીકળે છે. એવી રીતે વારંવાર શાહી ચોપડયા કરી, જેટલી પ્રત બનાવવી હોય તેટલાં પાનાં છાપી કાઢેછે પછી બીજાં પાનાં પણ એજ પ્ર-માણે છાપેછે. અને જેટલાં પાનાં કરવાનાં હોય તેટલાં પૂરાં છાપી રહ્યા પછી, પેલાં ચોકઠાં સાફ કરી, છોડી દેછે.

આ યંત્ર કેટલાંક હાથવતી અને કેટલાંક વરાળ યંત્રથી ચાલે છે. મુંબાઈ સમાચાર, બોમ્બે ટાઈમ્સ, બોમ્બે ગેઝીટ વગેરે વર્ત્તમાન પત્ર વરાળયંત્રથી છપાયછે.

વરાળયંત્રથી થોડી મુદતમાં ઘણી નકલો છપાય છે. રોજીંદાં પત્રની હજારો નકલો હાથવતી છાપતાં શી રીતે પાર આવે ?

બીજી રીત શીળા છાપની છે. એક પીળા કાગળને, રેવંચીના શીરા વગેરેનો પટ દઇને તેનાપર લખે છે. અને તેને, એક પત્થર અગાઉથી સુરાખારનું પોતું મારી તૈયાર કરી રાખ્યો હોય તેના પર દાબેછે, એટલે કાગળપરના તમામ અક્ષરો પત્થર ઉપર ઉંધા ચોટી જાયછે. પછી તેનાપર શાહી ચોપડી, ઊપર પ્રમાણે કાગળો છાપી કાઢે છે.

શીળા છાપથી સફાઇદાર અને સરખા અંતરે કે સુંદર છાપ છપાતી નથી. આપણા દેશમાં પહેલ વહેલાં એવાંજ છાપખાનાં હતાં, ને હજુ પણ કેટલેક ઠેકાણે છે.

જે ચોપડીઓની હજારો કે લાખો નકલો વારંવાર છાપવી પ-ડે, તેને માટે કડાકૂટ ન પડે તેટલા સારૂ, ગોઠવેલાં બીબાં એમને એમ રાખી મૂકવાં પડે છે. અને તે રાખી મૂકવાને ઘણી હરકત ન પડે માટે એક બીજી યુક્તિ કરેછે. તે એવી કે ચુનાનો કાલ કરી એક સરખી રીતે પેલાં બીબાંપર પાથરી દેછે. પછી તેનાપર બી-બાંનાં ગોઠવેલાં ચોકઠાં ઉંધાં દાબી દેછે. એટલે બીબાંની અંદર જે અવળા અક્ષર હતા, તે ચુનાની અંદર સવળા પડી રહેછે. તેનાપર ધાતુનો પીગળેલો રસ તૈયાર હોય તે રેડી દેછે. તેથી એકજ પતરા-ની અંદર તે બધા અક્ષર અવળા ઉઠી રહેછે. પછી તેનાપર શાહી

ચોપડી જ્યારે છાપવું હોય ત્યારે છાપેછે. એવી રીતને સ્ટીરીઓ ટાઇપ કહેછે. વાંચનમાળાની તથા બીજી કેટલીક શાળોપયોગી બુકો એમજ છપાય છે.

પહેલાં જે પુસ્તક પચાસ રૂપિયે મળતું, તે હાલ પાંચ રૂપિએ મળેછે. વખત તથા ખર્ચમાં ઘણો ફાયદો થવાથી, સોંઘી ચોપડીઓ જથાબંધ મળી શકેછે. એથી વિદ્યાની વૃદ્ધિ પુષ્કળ ,થઇ છે. ન્યુસપેપર, ચોપાનીયાં, દુર દેશાવરના સમાચાર વગેરે એ વડેજ ચાલેછે. જો છાપવાની કળા માલુમ ન પડી હોત તો તેમાંનું કશું બનત નહીં. કેલવણી ખાતું તો એના વગર ચાલી શકતજ શી રીતે ? છાપવાનાં ટાઇપ જેમ ઘણાં ઝીણાં હોય, તેમ વાંચવાનું મુસ્કેલ પડેછે ને વખતે શોર્ટ સાઇટ (ટુંકી નજર) થવાની દેહેશત રહેછે, માટે ટાઇપ મોટાં અને સફાઈદાર છાપેલું હોય તો વધારે સારૂં છે.

——*——

## વાંચન.

વાંચન એટલે વાંચવું. કેટલાક એમ માનેછે કે ભણ્યા અને નોકરી લીધી, અગર કોઈપણ ધંધે લાગ્યા, એટલે આપણું ભણુતર ફળીભૂત થયું, અને આપણે બધું જ્ઞાન મેળવી ચુક્યા, પણ એ તેમની મોટી ભૂલ છે.

આ દુનિઆમાં પૂર્વે સંપાદન કરેલું જ્ઞાન, હાલનું જ્ઞાન, અને હવે દિન પ્રતિદિન વધતો જ્ઞાનનો ઝરો અખૂટ છે. જો આપણે આખો જન્મારો જ્ઞાન લેવામાં ગાળીયે તો પણ પૂર્ણ થઈ શકીયે નહીં, માટે કોઇપણ માણુસ સર્વજ્ઞ છે—એમ માનવું મોટી ભૂલ ભરેલુંછે. તો જે માણુસે એકાદ ધંધાનું જયુજ જ્ઞાન મેળવ્યું, અગર પેટને માટે કમાતાં શીખ્યો, એટલે તે સર્વજ્ઞ થયો, એમ માનવું, એ કેવી મૂર્ખાઈ કહેવાય ?

ભાષાના નિબંધમાં આવી ગયું કે ભાષા અને લીપી, એ બંને જ્ઞાન મેળવવાના મોટા ભંડાર છે. એ બે ન હોત તો કંઈ પણ જ્ઞાન મેળવવું અશક્ય હતું. આ દેશના, પરદેશના, પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોનું જ્ઞાન, માણુસને એજ દ્વારાએ મળી શકે છે, એ લોકોએ ભાષા તથા લીપી વડે જે જ્ઞાન મેળવ્યું છે, તે મેળવવાનો

રસ્તો તે વાંચન છે.

આખો દિવસ આપણે ઘર ધંધામાં કે બીજા વ્યવહારિક કામમાં રોકાતા નથી. પણ કંઇક કંઇક ફુરસદ મળેછે. તે ફુરસદની વખતે જો આપણે પુસ્તકો, ચોપાનીઆં વગેરે વાંચવાનો મહાવરો રાખીએ, તો આપણું જ્ઞાન દિન પ્રતિદિન વધતું જાય. દુનિઆ દરરોજ આગળ વધતી જાયછે, તેની જોડે આપણે પણ આગળ વધવું જોઇએ, અને તે આગળ વધવાનુ સાધન વાંચન છે. જો નહી વાંચીએ તો જૂનુ જ્ઞાન કટાઇ જશે, અને નવુ મળશે નહીં. એથી પોતાનો ભારવક્કર ઘટી જઈને પોતાના ધંધામાં તે આગળ વધી શકશે નહીં. આ વાત શિક્ષા ગુરૂઓએ વધારે ધ્યાનમાં રાખવાનીછે. અફસોસ છે કે કેટલાક મહેતાજીઓ, વાંચનનો મુદ્દલ શોખ રાખતા નથી. દિવસે દિવસે નવું શીખવાનું આવતું જાયછે, અને પોતાનામાં જ્ઞાન નહોય તો વિદ્યાર્થીઓને શી રીતે શીખવી શકે? "કુવામાં હોયતો હવાડામાં આવે." ફુરસદને વખતે વાંચવાથી આપણા જ્ઞાનમાં વધારો થાયછે એટલુંજ નહીં પણ મનને આનંદ મળીને મગજને ઊત્તમ ખોરાક મળેછે. કેટલાક સામાન્ય જ્ઞાન વાળા, પણ હમેશાં વાંચન શોખ રાખનારા; એક સારી કેળવણી પામેલા, પણ વાંચન શોખ વગરના કરતાં, પોતાના જ્ઞાનમાં સારો વધારો કરીને માન પામતા જણાયછે. એવા ઘણા દાખલા જોવામાં આવેછે.

વાંચવું એટલે ફક્ત રસેંદ્રિય તૃપ્ત કરવાને માટે નહીં, પણ જ્ઞાનેંદ્રિય તૃપ્ત કરવા માટે વાંચવું. કેટલાએક ગમે તેવાં નાટક ચેટકો વાંચીને પોતાનો કાળ ગુમાવેછે. કહો, એથી એમના જ્ઞાનમાં શું વધારો થયો ? તેમ કેટલાએક વાંચેછે, પણ સમજી સમજીને વાંચતા નથી. તેમને આખી ચોપડી વાંચી રહ્યા બાદ તેમાંનુ કંઇ પૂછીએ તો બરાબર જવાબ આપી શકતા નથી. તેમણે તો આંખ તથા જીભને ફોગટ તસ્દી આપી. માટે જેમાંથી આપણને ઊત્તમ પ્રકારનું અને સચોટ જ્ઞાન મળે, તેવી રીતે વાંચવું જોઇએ. નઠારી ચોપડીઓ પોતે વાંચવી નહીં એટલુંજ નહીં પણ પોતાના ઘરમાં પણ ન રાખવી. કારણ કે વખતે નાનાં છોકરાં કે બૈરાં વાંચે તો તેમના મનપર ખરાબ અસર થાય. પૈસાદાર માણસોએ પોતાના ઘરમાં વાંચનને માટે નાની સરખી લાઈબ્રેરી રાખવી, કે જેથી પોતાના કુટું-

બનાં સઘળાં માણસો તેનો લાભ લઈ પોતાનું જ્ઞાન વધારી શકે. સાધરણ માણસોયે પોતાના ગામની લાઇબ્રેરીમાંથી લાભ લેવા ચૂકવું નહીં. ન્યુસપેપરો, ચોપાનીયાં, એ પણ હમેશ વાંચવાનો મહાવરો રાખવો, કારણ કે તેમાં નવું અને તાજુ જાણવાનું બહુ હોય છે. ન્યુસપેપર કે ચોપાનીયું પહેલેથી તે છેલ્લે સુધી વાંચી જવાની જરૂર નથી, પણ તેમાંથી પોતાને પસંદ પડતા ઉપયોગી અને ઉત્તમ વિષયો વાંચવા. આખા દિવસમાં પોતાના જ્ઞાનમાં વધારો કરવાને, અને દુનિઆના વધારાની સાથે આગળ ચાલવાને, થોડો ઘણો વખત વાંચનમાં અવસ્ય ગાળવો જોઇએ.

---

## સ્વપરાક્રમ.

સ્વપરાક્રમ (સં)=(સ્વ=પોતે+પરા=ઘણું+ક્રમ્=જવું+અ) પોતે ઘણું જવું. એટલે આપબળ. "આપ સમાન બળ નહી, અને મેઘ સમાન જળ નહીં" કૂવા, વાવ, તળાવ વગરેની મદદથી આપણે અનાજ પકવવા ધારીએ, પણ તેથી આખી પૃથ્વી ઉપર પાણી પૂરૂં પડી શકે નહીં, એટલુંજ નહીં પણ એથી વરસાદના પાણી જેવો ફાયદો થઇ શકે નહીં. તેવીજ રીતે જો આપણું પોતાનું કામ સારૂં કરવું હોય તો, પોતાની મેળેજ કરવું. કોઈ પરાયો કરી દેશે, એવી ખોટી આશા રાખવી નહીં. બીજા માણુસ કદાપિ આપણી શરમે કે મોહોબતે કરી આપે, તો પણ જેવી કાળજીથી આપણે કરીએ, તેવી કાળજીથી તેઓ કરે નહીં. પોતાનું સુધારવું અને બગાડવું, એ પોતાનાજ હાથમાં રહેલું છે. કોઈ પણ કામ કરવા માંડવું તે વિચાર કરીનેજ કરવા માંડવું, કે તે પોતાથી થઇ શકે તેવું છે કે બીજાની સહાયતા વડે બની શકે તેવું છે ? જો પોતાનામાં તે કામ કરવાની શક્તિ હોય તો કરવા માંડવું, અને બીજાની મદદની જરૂર પડે તો લેવી, પણ કદાચ બીજાની મદદ ન મળે તો, તે કામ અટકીજ પડે એમ ન થવું જોઇએ.

જે લોકોને પોતાના પરાક્રમથીજ હર કોઇ કામ કરવાની ટેવ પડે છે. તેઓ આગળ જતાં મોટાં મોટાં કામ બજાવી શકે છે. આ દુનિઆમાં કેટલાક માણુસો હલકી પાયરીમાંથી ઉંચે દરજ્જે ચડી

ગયા છે તે સ્વપરાક્રમથીજ. શીવાજી પ્રથમ સાધારણ ગરેકા સરદા-રનો પુત્ર હતો, પણ તેણે પોતાની બહાદુરી વડે મુસલમાની બળ-વાન શેહેનશાહત સામે ટક્કર લેઇ, મરેઠી રાજ્યનો પાયો નાંખ્યો. ને-પોલીયન, એક સાધારણ કારીગરનો છોકરો હતો, પણ આગળ જતાં આખા યુરોપખંડને ધ્રુજાવી મૂક્યો. તે આપબળવડેજ. શંકરા-ચાર્યે દિગ્વિજય કરી વેદધર્મનો ઉદ્ધાર કર્યો, તેમ બુદ્ધ, કલાઇવ, હૈદર, ચકરબતી, કુતબુદ્દીન, જેમ્સવાટ, વગેરે હલકી સ્થિતિમાંથી ઉંચપદ પામ્યા. તે સ્વપરાક્રમ વડેજ. ચોથી ચોપડીમાં લાવરી અને ખેડૂત-ની વાત છે. તેપરથી જણાય છે કે તેણે જો પારકાપર ભરોસો રા-ખ્યો, તો કાપણી કરતાં વાર થઈ, અને આખરે પોતાની મહેનત વડેજ તે પાર પડ્યું. પારકાની મદદ મેળવતાં, તેના ઓશિગણ ર-હેવું પડે છે, કેટલોક વખત ગુમાવવો પડે છે, અને તેમ છતાં પણ જોઇએ તેવું કામ થઇ શકતું નથી. પોતાની મેળેજ કરવાનું હોય તો, સવાર સાંજ જ્યારે ફુરસદ મળે ત્યારે પૂરૂં કરવાને બની આવે, અને તે ધ્યાન રાખીને કરતાં સારૂંજ થાય.

જો પોતે કોઇ કામ પહેલીજવાર કરવા બેસે તો વખતે બરા-બર ન થાય, પણ આગળ જતાં સુધારો થઈ, સારૂં કામ બની શકે. કહેવત છે કે "કામ કામને શીખવે" ઉત્સાહ અને આગ્રહથી મચ્યા રહેતાં, માણસથી શું નથી થતું? પણ જો પ્રથમથીજ પા-રકાની મદદ લેવાની ટેવ પડે, તો આખા જન્મારા સુધી, તેનાથી સ્વતંત્રપણે કામ કરી શકાતું નથી, અને બીજાની તાબેદારી વેઠીને તે પરાયા આધારપર જીવન ગુજારેછે.

માબાપ અને મેહેતાજીએ પ્રથમ, છોકરાના બગાડેલા કામપર ગુસ્સે ન થતાં, તે કેમ સુધરે, તેની ધીમાશથી સમજ પાડવી, અ-ને તેની મેળેજ કરાવવું. જેમ જેમ ઉમ્મર તથા બુદ્ધિ વધતાં જાય, તેમ તેમ થોડી થોડી મદદ આપતાં જવું. એથી તેઓ આગળ સારા નીવડશે. દરેક દાખલો મેહેતાજી પંડેજ બતાવ્યા કરે તો છોકરાઓ-નું મન કદિ કેળવાશે નહીં. સરસ્વતિનું મંદિર એવા પહાડના શી-ખર ઉપર છે કે, ત્યાં મહેતાજી ખભે બેસાડી દર્શન કરાવે, પણ સરસ્વતિ માતાએ પ્રસન્ન થઇ જે પ્રસાદી આપીછે, તે તેની મેળે લેઈને ઉતરી શકશે નહીં. એટલા માટે પ્રથમથીજ એવી મદદ આ-

પવાનો રીવાજ ન રાખવો. આગળ જતાં એવી ટેવ વાળા છોકરા મુઝાયછે; અને છેક હલકું કામ પણ સ્વતંત્રપણે કરી શકતા નથી, માટે જેમ બને તેમ પોતાની મેળે, અને પોતાની શક્તિવડે જેટલું કરી શકે તેટલુંજ કરવાની ટેવ પાડવી. આપણા વિધવાન પૂર્વજો કહેછે કે:—

**उत्तमःस्वगुणख्याताः, पितृख्यातश्चमध्यमः ॥**
**अधमोमातृविख्यातः स्त्रीविख्यातोऽधमाधम ॥ १ ॥**

અર્થ–જે માણસ સ્વપરાક્રમ વડે પ્રસિદ્ધી પામે તે ઉત્તમ, બાપના નામથી ઓળખાય તે મધ્યમ, માના તરફથી (માના નામથી કે મોસાળ તરફથી) જે ઓળખાય તે અધમ, અને જે, "સ્ત્રીના નામથી ઓળખાય, તેતો અધમમાં અધમ છે." માટે સ્વપરાક્રમી થવાની આકાંક્ષા પોતે રાખી, બીજાને તેવા થવાને લાયક કરવા.

---

## મિતાહાર.

મિતાહાર (સં)=મિત=માપેલું+આહાર=ખાવું) એટલે ખાવાપીવામાં નિયમસર વરતવું તે. ઈશ્વરે નાનપણથીજ દરેક પ્રાણીના આહાર માટે યોગ્ય ગોઠવણ કરી રાખેલી છે. નાના બાળકમાં કઠણ પદાર્થ પાચન કરવાની શક્તિ હોતી નથી, તેથી તેને માટે પ્રથમથીજ દુધ તૈયાર કરી રાખેલુંજ હોયછે. જેમ જેમ તે મોટું થાયછે, તેની પાચન શક્તિ વધતી જાયછે, અને કઠણ પદાર્થ ચાવીને ખાવા જેટલી તેનામાં શક્તિ આવેછે, ત્યારે દાંત પણ ફુટેછે. તે વખતે તેનાં માબાપ થોડું થોડું અનાજ આપવા માંડેછે. એ શરૂઆતના વખતથીજ જો પોતાના બાળકને મિતાહારી બનાવે તો ઘણો લાભ થાય.

મિતાહાર એટલે જેટલું ખાતા હોઇએ તેટલું દરરોજ ખાવું, એટલુંજ નહીં પણ તે માફકસર તથા નિયમિત વખતે ખાવું. એક દિવસ થોડું ખાઈએ, અને બીજે દિવસે વધુ ખાઇએ, તો અપચો, ખરાબ ઓડકાર વગેરેથી શરીર ખરાબ થાય, કડવાં ઓસડ પીવાં પડે, અને વખતે મોત પણ નીપજે. તેમજ પચે તેવા પદાર્થ ખાવા. તેલવાળા પદાર્થ તથા ફળફુલ વગેરે કાચા પદાર્થ જલદી પાચન થ-

તા નથી, માટે તેવા પદાર્થ ખાવામાં સંભાળ રાખવી. નિયમિત વખતે ખાવું, એટલે દરરોજ જેટલી ટંક ખાતા હોઈએ તેટલી વાર, અને માપેલે વખતે એટલે દસ વાગે કે બાર વાગે જમવું. એક દહાડો નવ વાગે ખાઇએ, અને બીજે દહાડે બાર વાગે ખાઇએ, એક દિવસ ત્રણ ટંક જમીએ અને બીજે દિવસે એક ટંક જમીએ. તો એથી શરીરમાં રોગ પેદા થઇ, ઘણું દુઃખ ભોગવવું પડેછે. "અન્ન મીઠું કરીને ખાવું." એવી જે કહેવત ચાલેછે તેનો અર્થ એજ છે કે સારી રીતે ભૂખ લાગે ત્યારેજ જમવું. એવી રીતે ખાવાથી ભોજન સ્વાદિષ્ટ લાગે, આનંદથી ખવાય, જઠર ચોખ્ખુ હોવાથી ઝટ પાચન થાય, ને તેનું સ્વચ્છ લોહી થઈને આપણા શરીરમાં પોષણ મળે. ભૂખ લાગ્યા વગર ખાવાથી કેટલીક વખત વ્યાધી થઇ જાયછે.

કેટલાક માણસો પારકે ઘેર જમવા જતાં, સારૂં સારૂં મિષ્ટાન્ન મળવાથી, ખૂબ ખાયછે, અને પછી શરીરે હેરાન થાયછે. એવાને માટે કહેવત ચાલેછે કે "ભાઇ અન્ન પારકું હતું પણ પેટ તો પારકું નહોતું."

જેમ જેમ બાળક ઉમ્મરે વધતું જાય, તેમ તેમ તેના ખોરાકમાં માપસર વધારો કરતા જવું. કે એના શરીરને કોઇ જાતની હરકત નડે નહીં. જે લોકો ખાવા પીવામાં નિયમિત છે. તે લોકો શરીરે પુષ્ટ, નિરોગી, સુખી, અને સારા ઉદ્યમી હોયછે, અને તેથી ઉલટું બહુ ખાનારા કે અનિયમિત માણસો રોગી, દુઃખી, દરિદ્રી, અને નિરૂદ્યમી હોયછે.

આપણા વૈદકમાં કહેછે કેઃ—

**द्वौभागोपूरयेदन्नै, स्तृतीयस्तुजलेनच ॥**
**वायुसंचारणार्थाय, चतुर्थमवशेषयेत् ॥ १ ॥**

અર્થ—(પેટની અંદર ચાર કોઠા છે.) તેમાં બે ભાગ અન્ન વડે ભરવા, ત્રીજો ભાગ જળવડે ભરવો, અને ચોથો ભાગ વાયુની ગતિ થવા માટે રાખવો.

એથી પણ ઉત્તમ રસ્તો એજ છે કે બરાબર વખતે, માપેલો ખોરાક ખાવો. કેટલીક વાર તો માપેલે વખતે, હરકોઇ પદાર્થ ખાઇ લેવાથી પણ શરીર સારૂં રહેછે, એવું માપેલા વખતે ખાવાનું ફળ

છે. ભૂખ મટી ગયા પછી ખાતાં, બરાબર ખોરાક ખવાતો નથી, અને તેથી નુકશાન થાયછે.

કોઈ પણ કામ કરવામાં અનિયમિતપણું રાખવાથી ઘણું નુકશાન થાયછે, તો આપણા અમૂલ્ય શરીરનો સંચો, અનિયમિતપણે ચલાવવાથી બગડે, એમાં શું આશ્ચર્ય ? ખાવાની સાથે પીવામાં પણ સંભાળ રાખવાની છે. જમી રહ્યા પછી પુષ્કળ પાણી ન પીવું, પણ થોડી વાર પછી લેવું, તેમ કેફી પદાર્થનો તો સ્પર્શ ન થવા દેવો. માણસની તમામ સંપત્તિમાં શરીર સંપત્તિ ઉત્તમ છે, કે જેના વડે બીજા પુરૂષાર્થ પાર પડેછે, અને તે સંપત્તિનો મૂળાધાર તે, મિતાહાર છે. માટે કરેક માણસને નાનપણથી ને વૃદ્ધાવસ્થા સુધીમાં એ બાબત પૂર્ણ લક્ષ દેવું, કે જેથી તેનો ભવ સુખરૂપે ગુજરે. " સહેજ બેદરકારીથી થયેલું દુઃખ લાખો રૂપિઆ ખર્ચ્યે મટતું નથી, પણ સહેજ સંભાળ રાખવાથી આખી જીંદગી સુખરૂપે ગુજરે છે " એ વાત સદા ધ્યાનમાં રાખવી.



## સંચા.

સંચા એટલે થોડી મહેનતે ઘણું કામ કરવાની યુક્તિ. આપણા દેશમાં વણકરની સાળ, દળવાની ઘંટી, રૂ કાંતવાના રેંટીઆ, વગેરે સંચા છે, પણ તે સંચામાં ઘણે વખતે અને ઘણી મહેનતે થોડું કામ થાયછે.

પ્રથમ જ્યારે માણસો અણસુધરેલી હાલતમાં હતા, ત્યારે ઘણું ખરૂં કામ હાથવતીજ કરતા, અને હજુ પણ ઘંટી, રેંટીઆ, સાળ વગેરે હાથવડે ચલાવવાના સંચા છે. જેમ જેમ સુધરતા ગયા, તેમ તેમ જાનવરની મદદથી કામ લેવા માંડયું. હળ, ગાડું, કેટલીક જબરી ઘંટીઓ, અને ખેતીવાડીનું બીજું કામ જાનવરની મદદથી આપણા દેશમાં કરેછે. આગળ જતાં તેમણે પવન અને જળની મદદથી કામ કરવાનું ધાર્યું. જેને હાલ પવનચક્કી, જળચક્કી વગેરે કહેછે તે એવીજ રીતે ચાલેછે. તેમ આગબોટ, વહાણ, મછવા વગેરે પણ પાણી અને પવનની મદદવડે ચાલેછે. ધીમે ધીમે વરાળની શોધ

થઈ, અને તેની મદદથી બધા સંચા ચલાવવાની યુક્તિ કામે લગાડી. એ વડે હાલ આગગાડી, આગબોટ, છાપખાનાં, લૂગડાં વણવાના સંચા, કપડાં અને ધોવાના સંચા, કાગળ બનાવવાના સંચા, અને ખેતીવાડીનું ઘણુંખરૂં કામ ચાલી શકેછે.

હાલના તમામ સંચામાં મુખ્ય ૭ શક્તિઓ રહેલીછે. ઉચ્ચાલન, રેંટ, ગરગડી, ઢોળાવ, ફાચર, અને પેચ, એમને યાંત્રિક શક્તિઓ કહેછે. દરેક નાના મોટા સંચામાં એ છમાંની એકાદ, બે ત્રણનું મિશ્રણ, કે છએ શક્તિ કામે લગાડેલી હોયછે. એ છની સહાયતા વગર કોઈ પણ યંત્ર બની શકતું નથી. વરાળયંત્રમાં એ શક્તિઓનું મિશ્રણ કરેલુંછે. એનો શોધ કરનાર સ્કાટલાંડનો રહેવાસી જેમ્સવાટ છે. પ્રથમ ઇ. સ. ૧૬૯૮માં વરાળના જોરથી પાણી ઉંચે ચડાવવાનો અખતરો થયો હતો, ત્યારપછી ઈ. સ. ૧૭૬૯ માં જેમ્સવાટે હાલના ઉપયોગમાં આવેછે તેવો સુધારો વરાળ યંત્રમાં કર્યો. એ યંત્રની સાધારણ રચના આ પ્રમાણેછે:— વરાળ યંત્રમાં એક મોટો ચરૂ હોયછે. એ ચરૂના ઉપર એક ભુંગળું, જોઇએ તેટલી લંબાઇનું રાખેલું હોયછે, અને તે ચરૂનું મોં મજબૂત ઢાંકણથી બંધ કરેલું હોયછે, એ ઢાંકણાની નીચે એક બીજુ નાનું ઢાંકણું મજાગરા વાળું, વારે ઘડીએ ઊઘડે અને વસાય તેવુ હોયછે. પેલા લાંબા ભુંગળાની અંદર બરાબર બધ બેસતો એક મજબૂત દાટો મુકેલો હોયછે, કે જેનો એક છેડો ચરૂના ઢાંકણા ઉપર, અને બીજો ભુંગળાની બહાર હોયછે. ભુંગળાની વચગાળે એક નાનું સરખુ કાણું રાખેલું હોયછે. હવે ચરૂમાંનુ પાણી, નીચે સળગાવેલા અગ્નિના જોરથી વરાળનું રૂપ પકડેછે, ત્યારે તે વરાળ માંહે ન રહી શકતાં, બહાર નીકળવાનું જોર કરેછે. મોટું ઢાંકણુંતો સપ્પટ બંધછે, તેથી વચ્ચેનું નાનું ઢાંકણું, જે શ્વાસ લેવાની નળીના ઢાંકણાં જેવું હોયછે તે, વરાળના જોરથી ઉઘડેછે, અને તેના ઉપર રહેલો દાટો વરાળના જોરે ઊચકાયછે, પણ જ્યારે પેલા લાંબા ભુંગળાના કાણાવાટે બધી વરાળ બહાર નીકળી જાય છે ત્યારે, તે દાટો પાછો પડેછે. એ પ્રમાણે દાટાને તથા તેની સાથે સંબંધ રાખતી નળીઓ વગેરેને, વરાળથી ઘણી શક્તિ મળેછે, અને એટલીજ શક્તિથી બધાં વરાળયંત્ર ચાલી શકે છે. જોકે દરેક સંચાને અનુસરતી ગોઠવણ વખતે જુદી જુદી

હોય છે, પણ ચરૂ, ભુંગળું, અને દારો બધા વરાળ યંત્રમાં હોયજ. ભુંગળાનું પ્રમાણ એવું હોય કે, પહોળાઇ કરતાં લંબાઇ લગભગ દોઢી હોય છે.

સંચાના અગણિત લાભછે. એક માણસ હાથવતી જેટલું રૂ કાંતે, તેના કરતાં રેંટીયાની મદદથી વધારે, અને તેથી વરાળ યંત્રની મદદે વધારે કાંતી શકે.

હાથવતી કાંતનાર દરરોજ નવટાંક કાંતે તો રેંટીઆની મદદથી અછેર કંતાય. એટલે ચારગણું કામ થાય, ને વરાળની મદદથી પાંચ શેર કંતાય. હવે પહેલા કામ ઉપર એક માણસની એક દિવસની રોજી ચડે છે, તેટલીજ બીજા અને ત્રીજા માણસના કામ ઉપર ચડે છે. પણ બીજો માણસ પેલાથી કામ ઘણું કરેછે. તેથી પહેલાની નવટાંકની કીમત જેટલી પડે તેટલીજ છેલ્લાની પાંચશેરની પડે. તો દેખીતુંજ છે કે છેલ્લાનો માલ ઘણો સસ્તો અને સારો બને. માલ સારો બનવાથી, તેના ખરીદનાર ઝાઝા જાગે, અને ખરીદનારની વધારે સંખ્યાને લીધે, તે બનાવવામાં ઘણાં માણસોની રોજી જાગે, અને પુષ્કળ માલ તૈયાર થાય તેમ તેની પેદાશ પણ વધુ કરવી પડે. એથી તેના માલિક વગેરેને ઘણો નફો મળે.

યંત્રને લીધે બધાં કામ સસ્તાં અને સહેલાં થઇ પડયાં છે. આગગાડી, આગબોટ વગેરે હજારો ગાઊ, આવ, જા કરેછે. કેટલાક સંચા તો એવાછે કે તેમાં કપાસીયા નાંખવાથી, તેને બીજે છેડે થોડીવારમાં સરસ કપડુ થઈને બહાર પડે. એથી જથાબંધ કાપડ મળી શકે છે અને માલ સોંઘો તથા સારો બને છે. કાગળ બનાવવાના અને છાપવાના સંચાથી હાલ ઘેર ઘેર સરસ્વતિ દેવીનુ પૂજન થાયછે. એ ન હોતતો કેવી મુસીબત પડત? યુરોપ અને અમેરીકાના લોકો આજ કાલ જે શ્રીમંતાઈ ભોગવે છે તે સંચાનાજ પ્રતાપ. ત્યાં લુગડાં ધોવાના, સૂકાવાના, જમીન ખેડવાના, પાકને તૈયાર કરવાના, શીવવાના, દળવાના, અને એવા એવા દરેક કામને માટે સંચા કરેલા હોયછે. સંચામાં ફકત "બળમાં લાભ અને કામમાં તોટો" એટલુજ નુકશાન થાયછે. કૂવામાંથી પાણી કાઢવું હોયતો હાથવતી ચાર હેલકારે ખેંચી કાઢીએ, પણ ધરેડી કે રેંટની મદદથી કાઢતાં વખત જરા વધુ લાગે.

આપણા દેશમાં ઘણું ખરૂ કામ હાથ વતી કે જાનવરની મદદથી કરેછે, પણ શ્રીમંત લોકો દરેક કામના સંચા લાવે તો, દેશને તેમ પોતાને ઘણોજ લાભ હાંસલ થાય. મુંબાઈ, અમદાવાદ વગેરે કેટલેક ઠેકાણે લૂગડાં વણવાનાં યંત્ર દાખલ થયેલાંછે, પણ તે પૂરતાં નહીં હોવાથી, જોઈએ તેવો ફાયદો મળી શકતો નથી. માટે એવાં ઘણાં યંત્ર લાવવાને તથા એ સિવાય ખેતીવાડીનાં, કાગળ બનાવવાનાં વગેરે નવિન યંત્રો આપણા દેશમાં લાવી, દેશની આબાદાની કરવામાં દરેક દેશદાઝુ અને શ્રીમંતની મૂખ્ય ફરજ છે.

## ઇલેક્ટ્રી સીટી (વીજળી.)

વિદ્યુત (સં)ઉપરથી વિજળી=(વિ=વિશેષે+દ્યુત્=પ્રકાશવુ+અ) વધારે પ્રકાશ કરનાર. વિજળી બે પ્રકારે ઉત્પન્ન થાયછે. એક ઘર્ષણ વિજળી અને બીજી રસાયન વિજળી. ઘર્ષણ વિજળી બે પદાર્થના ઘસાવાથી પેદા થાય છે, અને રસાયન વિજળી જસત, ત્રાંબુ, ગંધકનું તેલ અને પાણી વગેરેના મિશ્રણથી પેદા થાયછે. આકાશમાં જે વિજળી થાયછે, તે ઘર્ષણ વિજળી છે. નવા શોધ ઉપરથી માલમ પડયું છે કે દરેક પદાર્થમાં વિજળી રહેલી છે. જેમ દરેક પદાર્થમાં ગરમી રહેલી છે. પણ તે તેની અસર વગર દેખાઈ શક્તિ નથી, તેમ દરેક પદાર્થમાં વિજળી પણ છે. આપણા શરીરમાં પણ છે.

પ્રથમ અમેરિકાના બોસ્ટન શાહેરના રહેવાસી, બેન્જામીન ફ્રાન્કલીન નામના ગૃહસ્થે, ઇ. સ. ૧૭૫૨ માં આકાશી વિજળીને લોઢાના સળીઆમાં ઉતારીને તપાસી. ત્યાર પછી ધીમે ધીમે તેમાં સુધારો થતાં, ઇ. સ. ૧૮૩૭ માં લંડનના રહેવાસી વ્હીટસન નામના શખ્સે, રસાયનની વિજળી ઉત્પન્ન કરીને તે વડે તાર ચલાવવાની હિકમત શોધી કાઢી. એમાં સુધારા થતાં થતાં હાલ લાખો ગાઉની ખબરો પહોચાડવાની યુકિતઓ શરૂ થઈ ગઈ છે. આગગાડી, ટ્રામવે, આગબોટ વગેરે વાહનો, વિજળીથી ચલાવવાના અખતરા પણ **થઇ ચૂક્યા છે.**

વિજળીવડે હાલ દુનિયામાં ઘણાં કામ થાય છે. **હજારો ગાઉની**

ખબરો ટુંક મુદતમાં આણી આપે છે, એના વડે ફોટોગ્રાફ પડાય છે; દરિઆમાં ભાગી ગયેલ વહાણના ખોખાને ઉંચે ઉડાડી દે છે, એથી બીજાં વહાણને આવતાં જતાં મુસીબત પડતી નથી; જમીનમાંથી ધાતુ વગેરે કાઢી આપી, માણસના સુખમાં વધારો કરેછે; પર્વતને ફોડીને નવા રસ્તા બનાવેછે; વાસણ ઊપર સોનાના ગીલ્ટ, થોડી મુદતે અને થોડી મહેનતે સફાઈબંધ ચડાવી આપે છે; એ વડે કેટલાંક શહેરોમાં દીવા કરવાની ગોઠવણ થઇ ચુકી છે; વિજળીક પદક કોટમાં રાખવાથી, વાયુ વગેરે કેટલાક રોગ થતા અટકે છે; દવાખાનામાં વિજળીનું એક યંત્ર હોય છે, તેમાં લગાવેલી દોરીના છેડા આપણા હાથમાં ઝલાવી, તેને ફેરવેછે એથી આપણા શરીરમાં વિજળીની અસર આવી શકેછે,ને કંપવાયું. સરદી વગેરે કેટલાક રોગ મટી જાય છે. એ યંત્રમાં મૂકેલો હાથ પાછળથી ધીમે ધીમે ઉપાડી લેવાય છે, પણ આપણી મરજી પ્રમાણે ઊપાડી લેવાતો નથી. એ પ્રમાણે વિજળીના લાભ ઘણા છે. તેમ એનાં નુકશાન પણ છે. કોઇ કોઇ વખતે ગામમાં, સીમમાં કે બીજે ઠેકાણે, વિજળી માતા ઘૂમી ગયાં હોય ત્યાં; માણસ, ઢોર, અને બીજાં પ્રાણીનો દાટ વળી જાય છે. જમીનમાં ઉંડો ખાડો પાડી દે છે, ઘરબાર કે બીજાં રમણીક સ્થળોની પૂરી ખરાબી કરે છે. એ બધાં આકાશી વિજળીનાં પરિણામ છે. પણ રસાયણની કે ઘર્ષણ વડે પેદા કરેલી હસ્તકૃત વિજળી માતા, એવાં નુકસાન કરી શકતાં નથી.

પ્રથમ આકાશી વિજળી સૌ માણસ નિહાળતા હતા, પણ રસાયન ક્રિયા કે રેશમ અને કાચના ઘર્ષણ વડે ઉત્પન્ન થાય કે નહીં? તેની માહીતિ લોકને નહોતી. એની ખરી શોધ તો ઈ.સ.૧૮૩૭ પછી થઇ; એ અજાએબ જેવી શક્તિને જેણે ખરેખરી તાબેદાર બનાવી, તેનો સઘળી પ્રજાપર અત્યંત ઉપકાર થયો છે.

---

## ઇલેકટ્રીક ટેલીગ્રાફ. (તાર.)

ઇલેકટ્રીક ટેલીગ્રાફ (ઈ)=(ઇલેકટ્રીક્=વિજળીનો+ટેલીગ્રાફ=તાર) વિજળીનો તાર. એટલે વિજળીની મારફતે તારમાં ખબર પહોચે છે તે. બે તરેહની વિજળીમાંથી, આ કામમાં રસાયનિક વિજળીનો ઉ-

પયોગ થાય છે. એની શોધ પાછળ કહેવા પ્રમાણે વ્હીટસન નામના વિદ્વાને કરી.

રસાયનિક વિજળી ઉત્પન્ન કરવાને માટે, પ્રથમ કેટલાએક કાચના પ્યાલા રાખી મૂકેછે. તે પ્યાલાની અંદર ગંધકનું તેલ, લાકડાનો વહેર, મોરથુથુ, પાણી વગેરે ભરે છે, પણ જ્યાં સુધી ત્રાંબાનુ અને જસતનું પતરૂ એક બીજા સાથે જોડાએલું હોતુ નથી, ત્યાં સુધી વિજળી, એકમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં જઈ શકતી નથી. માટે દરેક પ્યાલામાં એક જસતનુ અને બીજુ ત્રાંબાનું પતરૂ મૂકેલું હોય છે. પહેલા પ્યાલાના ત્રાંબાના પતરાને નાનો તાર ચોઢી, તેને જમીનમાં દાટી દેછે, તેને અર્થવાયર એટલે જમીનમાં દાટેલો તાર કહેછે. તારનો એક છેડો હમેશાં જમીનમાં દાટવોજ જોઇએ, ન દાટે તો તે ચાલી શકે નહીં. પ્યાલામાં રહેલા જસતના પતરાને એક ઝીણો તાર લગાડેછે, અને તે બીજા પ્યાલાના ત્રાંબાના પતરા સાથે જોડી દેછે. એમ એકના ત્રાંબાનો તાર બીજાના જસતના જોડે અને બીજાનો જસતનો તાર ત્રીજા ત્રાંબાના તાર જોડે લગાવી દેઈ, બધા પ્યાલાનો સંયોગ કરે છે, અને છેલ્લા પ્યાલાનો છેલ્લો છેડો એના યંત્ર સાથે સાંધી લે છે, તેની મારફતે એ યંત્રમાં વિજળી દાખલ થાય છે. એ બધી ગોઠવણને ઇંગ્રેજીમાં બેટરી કહે છે. બેટરી એ ફક્ત વિજળી ઊત્પન્ન કરવાનુ સાધન છે, તાર ચલાવવાનુ નથી.

તારના થાંભલા અને તે ઉપર નાંખેલાં દોરડાં સૌએ જોયાં હશે, માટે તેનું વર્ણન, આ ઠેકાણે કરતા નથી.

લોઢાની સાથે વિજળી મળવાથી તેમાં લોહચુંબકનો ગુણ આવે છે. અગાઉ જે માછલી યંત્ર ચાલતાં, તે લોહચુંબક ગુણથીજ ચાલતાં હતાં. યંત્રની સોય (માછલી) જે પ્રમાણે ડાબા જમણી ફરે, તેપરથી સંજ્ઞા કરીને તાર મોકલી શકતા. એ યંત્રમાં લોઢાના તારનાં જે ગુછળાં હતાં તેમાં વિજળી ભળવાથી, લોહચુંબકનો ગુણ આવતો, ને પેલી સોયપણ લોઢાનીજ, તેથી તે લોહચુંબક તરફ ખેંચાય, એટલે ડાબી કે જમણી, જેણી તરફ વિજળી દાખલ થાય તેણી તરફ તે પણ ફરે, અને ફરવાની નીશાનીપરથી બધા અક્ષરો સમજી

શકાતા હતા. એ યંત્રમાં આંખનુ કામ વિશેષ હતું, પણ હાલનાં યંત્રમાં આંખ કરતાં કાનનું કામ વિશેષ રાખેલું છે, અને પોઈન્ટ તથા બાર, એ એમાં તમામ સંજ્ઞાઓ કરેલી છે. એક સ્ટેશનનો સીગ્નલર (તારમાસ્તર), જે પોઇન્ટ કે બાર કરે. તે સામા સ્ટેશનના ઈનસ્ટ્રુમેંટમાં (યંત્રમાં) સંભળાય, અને તે ઉપરથી અક્ષરો ગોઠવીને, બધી મતલબ ઉતારી લે.

એક સ્ટેશનથી બીજે સ્ટેશન તાર પહોંચતાં માત્ર એકાદ સેંકંડ લાગે છે, પણ તે તારમાસ્તરો, આખો સંદેશો બરાબર મેળવી જોઈ, તેની સાફ નકલ કરી, માલીક તરફ પહોચાડેછે, તેમાંજ આટલી બધી વાર લાગે છે. નહિતો તાર આવતાં જતાં કંઇવાર લાગતી નથી. તારનાં દોરડાંને કોઈ પદાર્થ અડી જાય, અગર તેને કંઈ હરકત થાય, તો તાર બરાબર પહોચી શકતો નથી, પણ વિજળી જમીનમાં ઉતરી જાય છે.

ઘણા વરસાદ વખતે બેટરી નબળી પડી જાયછે, અને આકાશમાં વિજળી થાયતો, તે યંત્રમાં અવાજ થાયછે. ભુંગળામાં પવન ભરાવાને લીધે તેમાં "ભું ભું" થાયછે, તેને લીધે, કેટલાક, તાર જાયછે અગર આવે છે એમ માનેછે, પણ જતો આવતો તાર એટલી ઝડપથી ચાલેછે કે તે, યંત્ર વગર બીજે ઠેકાણે જણાયજ નહીં. તેમ તારનાં દોરડાં પોલાં છે, અને તેમાં કાગળ મુકી ફુંક મારવાથી તાર પહોંચેછે, એવો જે વહેમ ચાલેછે, તેપણ ખોટો છે.

દરિઆમાં તાર નાંખવાની ગોઠવણ મોર્સન નામના સખ્શે ઇ. સ. ૧૮૪૨ માં કરી. હાલમાં આટ્લાન્ટિક, પાસિફિક, રાતો સમુદ્ર વગેરે દરિઆમાં પીપ ઉપર તારનાં દોરડાં નાંખેલાં છે.

તારનો શોધ થવાથી દુનિઆમાં ઘણા લાભ થાય છે. પ્રથમ માણસો, એક બીજે ગામ ખબર મોકલવી હોય તો કાસદની મારફતે મોક્લતા. ત્યારપછી ટપાલ ખાતું નીકળતાં, તેની મારફતે થોડી મુદતમાં, થોડે ખર્ચે,. ખબર મેળવી શકીયે છીયે. એ બધા કરતાં તાર થવાથી તો હજારો ગાઉની ખબરો એક કલાકમાં મેળવી શકાય છે. એથી થોડે ખર્ચે ઘણો લાભ થયો છે. આપણા દેશમાં લગભગ ઇ. સ. ૧૮૫૫ માં તાર નંખાયા. વેપારીઓ, ન્યુસપેપરો, આગગા-

ડી, આગબોટ વગેરેને ઘણા લાભ થયા છે. વળી લોર્ડ રીપન સાહેબે, તારના ભાવમાં ઘટાડો કરી, આપણા દેશમાં ઘણો ફાયદો કર્યોછે. હાલમાં જ્યાં જ્યાં રેલવે છે, ત્યાં ત્યાં તાર પણ સામેલ રાખેલા છે, અને એ સિવાય બીજા કેટલાક ધોરી મારગ ઉપર આવેલાં શહેરોમાં પોસ્ટ ઓફિસની સાથે તાર ઓફિસ પણ સરકારે ઉઘાડેલીછે.

---

## સ્ત્રી કેલવણી.

સ્ત્રી કેલવણી=છોડીઓને ભણાવી ગણાવી હોશિયાર કરીને, દુનિઆંદારીનાં કામ કરવાને શક્તિમાન બનાવવી તે. સંસારી કામ બજાવી પોતાનું જીવતર સફળ કરવા માટે, સ્ત્રી અને પુરૂષ બંનેને કેલવણીની પૂરી જરૂર છે. એ વગર કદિ, માણસાઇ આવી શકતી નથી. જો કેળવણીનો અર્થ બરાબર સમજે, તો એની વિરૂદ્ધ બોલવાનું કોઈને રહેજ નહીં.

પુરૂષને જેમ બહારનાં કામકાજ કરી પૈસો કમાવાની જરૂરછે, તેમ સ્ત્રીને ઘરનું કામ કરી તે પૈસાની યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર છે. પુરૂષ જેમ કેળવાએલો અને હોશિઆર હોય, તેમ તે સારૂં કમાઈ શકે, તેમ સ્ત્રીઓ જો ભણેલી અને કાબેલ હોય તો, પોતાના પતિએ આણેલા પૈસાની બરાબર ગોઠવણ કરી, ઘર દીપાવી આપે. ઘર સંસારરૂપી રાજ્ય ચલાવવામાં પુરૂષ રાજા, અને સ્ત્રી પ્રધાન છે. તો પ્રધાનવટાનું જોખમકારી કામ બજાવવાને માટે સ્ત્રીએ કેળવણી લેવાની અવસ્ય જરૂર છે. દંપતિ, સારી રીતે કેળવાએલાં હોય તોજ તેમનો સંસાર સુખરૂપે ગુજરી, બાળબચ્ચાં વગેરે સુખ પામી સુધરી શકે.

આગલા વખતમાં સ્ત્રીઓને સારી કેળવણી અપાતી, તેના ઘણા દાખલા છે. સીતા, દ્રૌપદી, દમયંતી વગેરે રાજ્ય કુંવરીઓ; ગાર્ગી, મૈત્રિય વગેરે રૂષિપત્નિઓ; તથા સરસ્વતિ, લીલાવતી વગેરે સાધારણ ગૃહસ્થની સ્ત્રીઓ ભણેલી ગણેલી હોશિઆર હતી, અને તેથીજ અગાઉના વખતમાં બાળકો સારાં કેળવાઇને હોશિઆર થઈ, મહાભારત કામ બજાવી શકતાં. નેપોલિયન કહેછે કેઃ—

"કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન;
સરસ રીત છે એજકે, દો માતાને જ્ઞાન."

એ દુહો જણાવે છે કે દેશ સુધારામાં, સ્ત્રી કેળવણી એ, મુખ્ય સાધન છે. દરેક દેશ ચડતી હાલતમાં છે કે પડતી હાલતમાં, તે એ દેશની સ્ત્રીઓની હાલત ઉપર આધાર રાખેછે.

બાળકોનો ઘણો વખત તેમની માતાની જોડે રહેવામાં ગુજરે છે. હવે જો મા કેળવાએલી, સદ્ગુણી, અને ચતુર હશે, તો તેનાં છોકરાં પણ તેવાં નીવડશે; પણ જો અભણ, મૂર્ખ, અને વહેમી હશે તો, તેનાં છોકરાં નઠારાં ઉછરશે. માટે છોકરાંને તન, મન વગેરેની કેળવણી આપી, મોટપણે તેઓ સુખી થાય તેવા ઉપાય યોજવામાં, સ્ત્રીઓજ મુખ્ય છે. પુરૂષને બહારનાં કામ કરવા છતાં પણ ઘણો વખત ઘરમાં ગુજારવો પડેછે, તો તેને પણ સ્વાભાવિક રીતે સ્ત્રીની અસર થાયજ. એ બધાપરથી જણાય છે કે સ્ત્રીને કેળવણીની પૂરી જરૂર છે.

કેળવાએલી સ્ત્રી પોતાનાં છોકરાંને સારી રીતે ઉછેરીને હોશિઆર બનાવે છે. પોતાનો પતિ જે પૈસા કમાઈ લાવે, તેનો યોગ્ય ખર્ચ કરી, વિગતવાર હિસાબ રાખેછે. ઘરની તમામ ચીજોપર બરાબર દેખરેખ રાખી, તેમને બરાબર ગોઠવીને ઘર દીપાવેછે. મહેમાન પરોણાની બરદાશ કરી, પોતાના ઘરની આબરૂ વધારેછે. અને તેથીજ આપણા લોક કહે છે કે "ભાઇ, ઘર તો બૈરાંનુંજ." પુરૂષ કરતાં સ્ત્રીના હાથમાં, ઘરની ઇજ્જત વધારવાનું સાધન વધારે રહેલું છે; તેનો બરાબર અમલ ભણેલી સ્ત્રી કરી શકે છે. પોતાનો નવરાશનો વખત, ધણી કે છોકરાનાં કપડાં શીવવામાં, ભરત ભરવામાં, સારાં સારાં પુસ્તકો વાંચી જ્ઞાન વધારવામાં, કે રાચરચીલું સંભાળવામાં ગાળેછે. પોતાની સહિયરોને સુનીતિવર્દ્ધક વાતો કરી, ખુશ કરેછે. પરાઇ નીંદા કરવાનું કે લોકોના ઉમ્બરા ગણવાનું તેને ગમતું નથી. પોતાના પતિ પાસે ઘરેણાં કે લૂગડાંલત્તાંની હઠ કરી, તેને દૂભાવતી નથી. પોતાનો પતિ થાક્યો પાક્યો ઘેર આવે, ત્યારે, મધુર વચનથી તેનું મનરંજન કરી, થાકને દુર કરેછે, તથા તેની બરદાશ કરવામાં તત્પર રહેછે. ખાવાપીવાની બાવજત સારી રાખે

છે. વખતે ઉપયોગી સલાહ આપી, પોતાના ધણીના એક, નિમક-હલાલ પ્રિય વિશ્વાસુ સલાહકારકની ગરજ સારેછે. આદિથી તે અંતસુધી નિર્મળ પ્રેમથી, સ્વપતિ સાથે જોડાઈને, દુનિઆદારીનું સુખ સારી રીતે માણી, પરલોકમાં સુખ મેળવેછે. એ પ્રમાણે સુધરેલી સ્ત્રીના ઘણા લાભ છે, અને તેના દાખલા હાલ પણ ઈંગ્રેજો, પારસી, તથા હિંદુની કેટલીક ઉંચ કોમમાં, જોવામાં આવેછે.

અભણ સ્ત્રી, ઉપર કહેલા કામથી ઉલટી રીતે ચાલી, પોતાના ધણીને હેરાન કરવામાં, છોકરાંને ઠોઠ તથા વહેમી બનાવવામાં, અને ઘરની આબરૂ ગુમાવવામાં તત્પર રહેછે. એથી પુરૂષને, બંને તરફની ઘણી કાળજી રાખવી પડેછે; અને તેનું મન સદા ઉદ્વેગમાં રહી, સંસાર સુખ સારી રીતે ભોગવાતું નથી. બહારથી બળ્યો ઝળ્યો પતિ, ઘરમાં આવે કે સંતાપજનક વચન ઉચરીને તેને બમણો દિલગીર બનાવેછે. કુથલી કરી, નવી વઢવાઢો ઉભી કરવામાં બહાદુર બનેછે, અને ઘરના કામકાજમાં ફુઆડ રહી, ઘરની આબરૂ ગુમાવેછે. છોકરૂં માંદું પડે તો વૈદની દવા ન કરાવતાં, દોરા ધાગામાં નાહક ખર્ચ કરાવો, ધણીના હરકોઇ સુધારાના કામમાં આડી આવેછે. એવાં એવાં ઘણાં નુકશાન અભણ સ્ત્રીથી થાયછે.

કેટલાક કહે છે કે "સ્ત્રીને ક્યાં નોકરી કરવા જવું છે?" અથવા સ્ત્રીને રળવા જવાની ક્યાં જરૂર છે? એનો જવાબ ઉપર આવી ગયો છે, કે સ્ત્રી કેળવણીનો અર્થજ એવું કહેનાર સમજતા નથી. ભણવાની મતલબ કમાવા જવાની નથી, પણ દુનિઆદારીનાં હરકોઇ કામ કરવાને શક્તિમાન થવાનીછે. ઘર વ્યવહારનું જોખમકારી કામ બજાવવાને સ્ત્રી તથા પુરૂષ બંનેને કેળવણીની સરખી જરૂર છે. જો કેળવણીનો અર્થ બરાબર સમજે, તો આવી તકરાર કરવાનું કારણ રહે નહીં.

"સ્ત્રીઓને ભણવાથી અનીતિ વધે છે." એવું કહેનારની તકરાર પણ ખોટી છે. જો તનમનની સારી રીતે કેળવણી મળી હોય, તો કદિ બગાડ થવાનો સંભવ નથી. થોડું ઘણું વાંચતાં લખતાં આવડ્યું એટલે ભણી ચુક્યા. એથી કેળવણીની પૂરી ગરજ સરતી નથી, માટે અપૂર્ણ જ્ઞાન ન આપતાં સંપૂર્ણ કેળવણી આપવી જો-

ઇએ. વળી ભણેલી સ્ત્રીઓ કરતાં અભણ સ્ત્રીઓમાં ઘણા આચાર નીપજે છે, માટે એ તકરાર પણ પાયા વિનાની છે.

એ બધાપરથી તાત્પર્ય એજ નીકળે કે, સ્ત્રીઓને સારી રીતે કેળવવાથી ઘણા લાભ થાય છે, અને એ બાબત દરેક પુરૂષે બનતું ઉત્તેજન આપવું જોઇએ. યુરોપ, અમેરિકા વગેરે સુધરેલા દેશોમાં એ કેળવણીથી કેટલાક બધા લાભ થયા છે અને થાય છે, તે ઘણા જાણુતા હશે. ત્યાં તો દાક્તરી કામ, વકીલાતનું કામ, કારકુનનું કામ અને એવાં બીજાં કેટલાંક રાજદ્વારી કામમાં સ્ત્રીઓ ભાગ લેછે તથા પોતાના પતિ સાથે શુદ્ધ પ્રેમથી જોડાઇને તેને કામકાજમાં મદદ કરી, પોતાનો ભવ સુખ રૂપે ગુજારે છે.

આપણા દેશમાં હાલ ઇંગ્રેજી રાજ્યના પ્રતાપે એ કેળવણીનો સારી રીતે પ્રસાર થવા લાગ્યો છે, અને સ્ત્રીઓને માટે ઊંચી જાતની તથા સાધારણ કેળવણી લેવાની પાઠશાળાઓ મુંબઇ, પુના, કલકત્તા, અમદાવાદ વગેરે ઠેકાણે સારા પાયાપર સ્થાપન થયેલી છે. એથી દેશ ચડતીની સારી આશા રાખી શકાય છે. દેશ હિતકારી પુરૂષોએ એ કેળવણીને ઊત્તેજન આપી તેમાં ઘટતા સુધારા વધારા કરી, લોકોના મનમાંથી વહેમ કાઢી નાંખીને, તેને ઉંચે દરજ્જે ચડાવવાને, બનતો યત્ન કરવો જોઈએ.

---

## સ્ત્રીના હક.

સ્ત્રી અને પુરૂષ, તે એકજ પરમેશ્વરની પેદા કરેલી માણુસ જાત છે. બંનેમાં બુદ્ધિનું બીજ સરખી રીતે રહેલું છે, તથા અવયવમાં પણ કંઈ ફેર નથી. તો પછી શામાટે એ બંનેના ઓછા વધતા હક રાખવા ? અગાઉના વખતમાં સ્ત્રીઓને સારી રીતે ભણાવી ગણાવીને તેમને, પુરૂષના જેટલા હક આપતા હતા, અને તેના ઘણા દાખલા આપણા શાસ્ત્રમાંથી નીકળે છે. પોત પોતાની મેળે ઇચ્છાવર વરતી, અને દરેક નાના મોટા કામમાં તેની સલાહ લેવાતી. મંદોદરી, રૂમા અને ભોમાસુરની સ્ત્રીઓએ પુનર્લગ્ન પણ કર્યા હતાં, તેમ મંડન મિશ્રનામે વિદ્વાનની સ્ત્રીએ શંકરાચાર્ય સામે, વિદ્યાવાદમાં ભારે ટક્કર લીધી હતી. એ બધાપરથી સાફ જણાય છે કે આગલા

વખતમાં સ્ત્રીઓને ઘણી છૂટ હતી. પાછલા વખતમાં કેટલાક રૂષી-ઓને સ્ત્રી જાતપર કોઇ કારણથી અભાવ ઉત્પન્ન થતાં, તેમણે તે-મના હક ઓછા કરી નાંખ્યા; અને પુનર્લગ્ન ન કરવાં, મોટા સમા-રંભ વેળા હાજર ન રહેવું, માબાપની સંમતિથી પરણવુ, વગેરે ધારા લાગુ પાડી દીધા. તોપણ આજના કરતાં તે દહાડે સ્ત્રીને ઘ-ણી તરેહની છૂટ હતી. મુસલમાની રાજ્યના જુલમી વખતે અબળા જાતિપર, ઘણી તરેહનાં બંધન નાંખ્યાં, અને તે વખતે તેમ કરવા-ની જરૂર જેવું પણ હતું, કેમકે સારાં વસ્ત્રાલંકાર પહેરીને દેવ દ-ર્શન કરવા જતાં, કે ત્રાંબા પીતળનુ બેડું લેઇ પાણી ભરવા જતાં મુંસલમાનો તરથી ઘણો જુલમ થતો. પરંતુ આજતો દયાળુ અને નેક સરકારના આશરા નીચે કોઇ પણ જાતની હરકત નથી, તે છ-તાં સ્ત્રીઓને આગલા બંધનમાંથી મુક્ત ન કરવી એ યોગ્ય છે.

નેપોલિયન શું કહેછે, તે પાછળ કહી ગયા. હવે કહો! સ્ત્રી-ઓને યોગ્ય છૂટ આપ્યા વગર તદન ઘરનો ખુણો સેવન કરાવવાથી, તે શી રીતે સુધરી શકવાની? કેટલાક કહેછે કે "અજવાળી તોએ રાત, અને ડાહી તોએ સ્ત્રીજ, સ્ત્રાની મતિ પાનીએ". પણ એવું બોલનારા જરા વિચાર કરો કે, સીતા, દ્રઉપદી, સરસ્વતિ, કૈકૈ, તા-રાબાઇ, અહલ્યાબાઈ, ઇલીઝાબેથ, જોનઆર્ક, સેમીરામીસ, ચાંદબી-બી, અને માહારાણી વિકટોરિયા. એ બધી સ્ત્રીઓ કે મરદ? એ બધી સ્ત્રીઓ અને બીજી સ્ત્રીઓમાં એટલો બધો તફાવત પડવાનું કારણ શું?, પુરૂષો એટલા બધા બુદ્ધિમાન નીકળેછે, અને સ્ત્રીઓ શા માટે નીકળતી નથી? એનો જવાબ એજ છે કે, તેઓની કેળ-વણી તથા હકમાં તફાવત છે. માબાપ જેમ પોતાના પુત્રને, તન, મન અને ધનથી સારી કેળવણી આપેછે, એકાદ સારો ધંધો શીખ-વેછે, અને વળી દેશ પરદેશ જવાની છૂટ આપેછે, એથી ઘણા મા-ણુસોનો સહવાસ થઇ, તેનું જ્ઞાન, ડહાપણુ અને ચતુરાઈ વધેછે. જેટ-લાં સાધનથી પુરૂષ સુધરેછે, તેટલાંજ સાધન જો સ્ત્રીઓને હોય, તો તેઓ શા માટે ન સુધરે? ઉપર જણાવેલી સ્ત્રીઓમાંથી કેટલી-એકે મોટાં પુસ્તક બનાવ્યાં છે, કેટલીએકે મોટી શાહનશાહત ભોગ-વી છે, અને કેટલીએક બહાદૂરી કરીને રણક્ષેત્રમાં પોતાના શત્રુઓને

પાછા હઠાવ્યા છે કે બીજાં કેટલાંક અદભૂત કામ કરેલાં છે. આ તેના સર્વે હક્કની સ્વાધિનતાનું ફળ છે.

હિંદુ સ્ત્રીઓ પોતાના પુરૂષની અને વડીલોની ગુલામડી માફક છે, તો તેનામાં ગુલામી ગુણ આવે, એ દેખીતુંજ છે. ઉંચ ગુણ આવવાનુ સાધન તેને મળતું નથી અને તેથીજ તે, બીકણ, વહેમી, અજ્ઞાન, જુઠાબોલી, અને દુર્ભાષણી થાયછે. માતાની હાલત એવી હોય ત્યાં તેની પાસે રાતદિવસ રહેનાર બાળકોની હાલત કેવી હોય ? તેનો ખ્યાલ તમેજ કરો.

યુરોપિયન અને અમેરિકન લોકો, પોતાની સ્ત્રીઓને સારી રીતે છુટ આપે છે, તથા પોતાના જેટલા હક ભોગવવા દેછે, તેથી ત્યાં કેવી સરસ રીતે સ્ત્રી પુરૂષો સુખ ભોગવે છે ? સ્ત્રીઓ સારી રીતે કેળવણી લેછે, પોતાના પતિસાથે હર કોઇ મીજલસમાં સામેલ થઈ જ્ઞાન મેળવે છે, બાળકોને સારી રીતે ઉછેરે છે, ધણીના કામ કાજમાં ઘણી મદદ કરેછે, અને સલાહ સંપથી પોતાની જીંદગી પૂરી કરે છે.

સ્ત્રીઓને આપણે અભણ અને અજ્ઞાન રાખી, તેને જોઇએ તેવી છુટ ન આપી, રૂઢી દેવીના હાનિકારક બંધનમાં બંધાઇ રહીયે છીયે, એ એક દેશ પડતીનું મોટામાં મોટું કારણ છે. માટે જેમ બને તેમ સારી રીતે ભણાવી ગણાવીને, યોગ્ય છુટ આપતા જવું, કે જેથી ઘર સુધારામાં તથા દેશ સુધારામાં આપણને તેમના તરફની મોટી મદદ મળે.



## માબાપની આજ્ઞા પાળવા વિષે.

દરેક માણસ જાણેછે કે આ દુનિઆમાં માબાપ સમાન બીજું કોઈ શુદ્ધ પ્રેમી, નિઃસ્વાર્થી, અને હિતકારક નથી. તેમાં માતાનાં બાળક પ્રત્યે પ્રેમ અને લાગણી, તે તો અદ્‌ભૂતજ છે. પોતાના બાળકનો ગમે તેવો ભારે ગુનો જાણ્યામાં આવેછે, તોપણ થોડીવાર પછી એ વાત વિસારે નાંખી, કેવળ શુદ્ધ ભાવેજ તેના તરફ વરતે છે. નાનપણથી તે પુખ્ત ઉમ્મરનો થતા સુધી, તથા પુખ્ત ઉમ્મર-

નો થઈ પોતાની મેળે કમાતો ધમાતો થયા પછી પણ, પોતાના પુત્રને માટે માબાપ કેવી પ્રેમમય લાગણીથી જુએ છે? તે ઘણા જણના જાણવામાં છે. નાનપણમાં ઉછેરવાનાં દુઃખ, મોટી ઊમ્મરે ભણાવી ગણાવી સુખી કરવાની ઇચ્છા અને મોટપણે પરણાવીને સારી રીતે ઘર વ્યવહાર ચલાવવાની ફિકર રાખનાર; તથા પોતાના બાળકના સુખ તથા દુઃખમાં ભાગ લેનાર, તે માબાપજ છે.

દશરથે પોતાના પ્રિય પુત્ર રામચંદ્રના વિયોગથી પ્રાણ છોડયા, અર્જુન પોતાના પુત્ર અભિમન્યુના મરણ પૂઠે મરવાને તૈયાર થયો, દ્રોણાચાર્યે પોતાના પુત્રનું મોત સાંભળીને હથિઆર છોડયાં, અને આજે પણ પ્રિય પુત્રના સ્વર્ગવાસથી જન્મ પર્યંત ગમગીન રહેતાં, ઘણાં માણસના જોવામાં આવેછે. ખરેખર માબાપના પ્રેમની અવધી છે ?

આ દુનિઆમાં દરેક માણસપર તેનાં માબાપનો ઉપકાર અમાપ અને જીંદગી પર્યંતમાં બદલો નહિ વાળી શકાય તેવો છે. આપણા શાસ્ત્રમાં તેમ બીજા શાસ્ત્રમાં, માબાપની સેવાને ઉત્તમ માનેલી છે. જયારે શિવના પુત્ર ગણપતિ અને કાર્તિકસ્વામી વચ્ચે પરણવા સંબધી વાંધો ઉઠયો, ત્યારે શિવજીએ કહ્યું કે " જે પૃથ્વી પ્રદક્ષિણા વહેલી કરી આવશે તેને સિદ્ધિ બુદ્ધિ વેરે પરણાવીશું." હવે કાર્તિકસ્વામીનું વાહન મોર હોવાથી તેમણે તો હિંમત ચલાવી, પણ ગજાનન મહારાજનું વાહન મૂષક (ઉંદર) હોવાથી મૂઝાયા, એ વખતે તેમની માતા પાર્વતીએ રસ્તો બતાવવાથી, પોતાનાં માબાપની પ્રદક્ષિણા ફરીને પગે લાગ્યા. એથી તેમનો ફેરો સફળ ગણાયો. કહો ભાઇ ? માબાપનું કેટલું બધું મહત્વ છે? શ્રવણાખ્યાનમાં કહ્યું છે કેઃ—

" જો જિન્હે પિતુ માતકો, લિયો ન આશિર્વાદ;
વ્યર્થ જન્મ તાકો ગયો, નર નહીં સોઈ નિષાદ. "

જેણે માબાપની સેવા કરી તેમનો આશિર્વાદ મેળવ્યો નહી, તે માણુસ નહીં પણ રાક્ષસ સમજવો.

વળી આપણા શાસ્ત્રમાં કહે છે કેઃ—

उत्तमाश्चिंतितंकुर्यात्, मोक्तकारितुमध्यमः ॥

**अधमोऽश्रद्धयाकुर्यात्, अकर्त्तुच्चरितंपितुः ॥ १ ॥**

અર્થ—માબાપની મરજી જાણી જઇને જે આજ્ઞા ઉઠાવે તે ઊત્તમ, માબાપના કહેવાથી કરે તે મધ્યમ, માબાપ કહે, અને બળાત્કારે કરે તે અધમ, અને જે માબાપની આજ્ઞા ન પાળે તે નકામો છે.

આ વાત છોકરાંએ વધારે ધ્યાનમાં રાખવાની છે, કેમકે તેમને પોતાના લાભ ગેરલાભની ખબર પડતી નથી, અને તેઓ જો પોતાનું ધાર્યું કરવા જાય તો હેરાન થાયછે. જે છોકરો માબાપનું કહ્યું માનતો નથી, તે મોટપણે ખરેખરો હેરાન થાયછે. કેટલાક મૂર્ખ છોકરાઓ પોતાનાં પૂજ્યનિક માબાપને ગાળો ભાંડીને નકામાં સંતાપે છે, અને તેમની આજ્ઞા ઉલંઘન કરેછે. એ બહુ શરમ, કૃતઘ્નતા, અને પાપ ભરેલું છે. જેણે આપણું રક્ષણ કરવાને અસહ્ય દુઃખ વેઠયું, તેના ઉપકારનો વિચાર ન કરતાં, ઊલટા હેરાન કરીએ તો એ કેટલું બધું પાપી કામ ? એવા છોકરા કદી સુખી થતા નથી, અને મોટપણે પસ્તાવો કરી ઘણું દુઃખ વેઠેછે.

કેટલાક જુવાનીઆ, પોતાની સ્ત્રીના કબજામાં સપડાઈને, માબાપ તરફ માનની નજરે જોતા નથી, એ પણ ઘણુ ખરાબ છે. એવે વખતે વિચાર કરતા નથી કે, વધારે લાગણી લાયક અને વધારે હકદાર કોણ છે? તમે તમારા માબાપની આજ્ઞા નહીં પાળો તો તમારાં છોકરાં પણ તમને લાકડી લેઇ મારશેજ. મોટી ઊમ્મરે પણ માબાપની આજ્ઞા પાળવાને જરાપણ ચૂકવુ નહી. માબાપ આપણને જે રસ્તો બતાવે છે તે આપણા હિતને માટેજ હોયછે. વખતે આપણને તેમની શીખામણ જરા ઉલટી લાગે, તો પણ એકદમ તો તેમને તાબેજ થવુ, ને પાછળથી માન પૂર્વક વિનતિ કરવી. ઘડપણમાં તેમની બરાબર બરદાસ લેવી જોઈએ, પણ અભાવ ન આણવો. ગમે તેવી વિદ્યા ભણો, વ્રત આચરો, આબરૂ મેળવો, અને ઇશ્વર ભજન કરો; પણ માબાપની સેવા વગર બધું વ્યર્થ છે.

જેઓ માબાપની આજ્ઞા પાળતા નથી કે તેમની બરદાશ લેતા નથી, તેઓ પાપના ખાડામાં ઉતરી નર્ક નિવાસી થાયછે; પણ જે માણસ પોતાના માબાપની શુદ્ધભાવે ચાકરી કરી, તેમને માન આ-

પે છે, તે ભલે ગાંડો ઘેલો અગર કમ અક્કલનો હશે તો પણ, ખચિત પોતાનો ભવ સુખરૂપે ગુજારવાનો. એથી ઈશ્વર પ્રસન્ન રહી, બંને ભવમાં તેને સુખ મળેછે. માબાપની સેવા કરવામાં હિંદુસ્તાનમાં શ્રવણ કેવો પંકાઇ ગયો છે? ભિષ્મપિતા પોતાના પિતાની આજ્ઞા પાળવાને માટે, કુંવારાજ રહ્યા; પરશુરામે પોતાના પિતાની આજ્ઞા પાળવા માટે, પોતાની માતાનું મુસ્તક છેદ્યું, પણ આખરે કેવું સુખ મળ્યું? પાંડવો પોતાની માતાનું વચન પાળવા માટે દ્રૌપદી વેરે પરણ્યા; શૂરવીર ચંદ્રસિંહ રાણાએ પોતાના પિતાનું વચન પાળવા માટે ટિલાટપણું ખોઈ હલકી પદવી ધારણ કીધી. એવા એવાં ઘણા દાખલા સુપુત્રોના જોવામાં આવેછે. એવા પુત્રને કદિ દુઃખ પડતું નથી, ને માબાપનો શુભાશિર્વાદ પામી તેઓ સ્વર્ગનું અખંડ સુખ મેળવે છે. જે માણસ માબાપની આજ્ઞા નથી પાળતો, તેનું મન હમેશાં બળતું રહેછે, લોકોમાં ધિક્કાર થાયછે, તેનાં કરેલાં પુન્ય વ્યર્થ જાયછે, અને તે ઘણું દુઃખ ભોગવે છે, માટે માબાપની કદૂવા કોઈએ લેવી નહીં, પણ તેમને પ્રસન્ન રાખી, શુદ્ધભાવે તેમની જીવત પર્યંત બને તેટલી બરદાશ કરી, થોડો ઘણો ઉપકાર વાળી શકાય તેમ કરવું, એજ મનુષ્ય માત્રની આ દુનિઆમાં ઉત્તમ ફરજ છે.

---

## હિંદની પડતી.

દરેક પ્રાણી, પદાર્થ, દેશ, અને પ્રજા માત્રનો અસ્તોદય થાય છે. એક વખત એવો હતો કે, એશિઆ અને યુરોપના તમામ મુલકોને ભરતખંડ પોતાની ચીજો પૂરી પાડતો; તેમાંના રહેવાસીઓ ઝવેર અને સોના રૂપાથી છવાયેલા હતા; વિદ્યા કળાની ખરેખરી જુવાન હાલત હતી; લોકો નીતિમાન, શૂરા, અને પોતાના ધર્માચરણમાં શ્રેષ્ટ હતા; તરેહ તરેહની વસ્તુઓથી તેની ઉમદા જમીન ભરપૂર હતી; રાજાઓ સલાહ શાન્તીથી નિઃશંકપણે પોતાનાં રાજ્ય ચલાવતા હતા; અને જેની લક્ષ્મી, વૈભવ, તથા વિદ્યાની મહત્તાને લીધે દૂર પડેલા લોકોને જબરો મોહ લાગેલો હતો. પાછળથી એવો વખત પણ આવી ગયો કે—વિદ્યા દેવીનો અભાવ થયો; કળા કૌ-

શક્યમાં ઉત્તેજન નહિ મળવાથી તેમની પડતી દશા આવી; રાજ્યમાં કુસંપ રૂપી સડો લાગતાં તેઓ એક પછી એક, મુસલમાનના પંઝામાં સપડાઇ ગયાં; અને લાંબી મુદત સુધીની પરતંત્રતાની બેડી આવી પડી.

જ્યારે ઇ. સ. ૧૦૦૦ ને શુમારે મુસલમાની હુમલા થવા લાગ્યા ત્યારે હિંદમાં, નાનાં નાનાં રાજ્યોનો મોટો સમુદાય હતો, પણ આખો દેશ એકજ ચક્રવર્ત્તિ રાજાના કબજામાં નહોતો, અને તેથી સ્વાભાવિક રીતેજ એક બીજામાં અદેખાઈ અને કુસંપનો દેખાવ નજરે આવતો. દક્ષિણ હિંદમાં ચેરા, ચોલા અને પાંડ્ય વંશના રાજાઓ સત્તાધીશ હતા; અને ઉત્તરમાં કનોજ, અજમેર, ગુજરાત, તથા દિલ્હીમાં બળવાન રજપૂત રાજાઓ રાજ્ય કરતા હતા. જ્યાં સુધી એ રાજાઓએ અરસ્પરસ સલાહ સંપથી ચાલી, પોતાના દેશનું સમગ્ર હિત ઇચ્છીને, ધર્મ તથા રાજ્યનું રક્ષણ કરવાને માટે પરદેશી સામે જબરી બાથ ભીડી, ત્યાં સુધી મુસલમાન લોકનું કંઇ ફાવ્યું નહીં, અને તેથીજ મહમૂદ ગિજનીની સત્તર સ્વારીઓ તથા શાહબુદ્દીન ઘોરીની નવ સ્વારીઓ થયા છતાં, માત્ર પંજાબનો થોડો ભાગ તેમને તાબે થયો, તથા થાણેશ્વરની લડાઇમાં ઈ. સ. ૧૧૯૧ માં દિલ્લી અજમેરના પૃથ્વીરાજ બહાદુરે ઘોરીશાહને ચોથીવાર જબરી હાર ખવરાવી.

પાછળથી કુસંપ રૂપી કીડાનું જોર વધી પડતાં, દેશની પાયમાલી થઈ. કનોજના રાઠોડ રાજા જયચંદ્રે અને ગુજરાતના રાજાએ, અદેખાઈને લીધે પૃથ્વીરાજને મદદ ન કરી, તથા ઉલટા તેઓ દુસ્મનને મળી ગયા, તેથી તેમણે હાથે કરીને પોતાનાં તથા સ્વજાતિલા શૂરવીરનાં રાજ્ય મુસલમાનોના હાથમાં સોંપી દીધાં. એ પ્રમાણે મોટું થડ તૂટી પડતાં, નાનાં નાનાં ડાળાં પાંખડાંની શું સત્તા, કે બિચારાં, વિકાળ અને ધર્માભિમાની બલિષ્ટ યવનોના જુલમી સપાટા સામે ટકી શકે ? ઉત્તર હિંદના ઘણા ભાગમાં મુસલમાની સત્તા પ્રસરી, અલાઉદ્દીન ખિલજીના વખતમાં ઉત્તર હિંદ સઘળો તાબે થઈ, દક્ષિણમાં પણ સત્તા ફેલાઈ, અને મહમદ તઘલખના વખતમાં ઉત્તર તથા દક્ષિણનાં ઘણાં ખરાં રાજ્ય એકજ રાજાની સત્તા તળે આવવા જેવું થઈ ગયું હતું.

એ વખતે રાજ્યની સાથે સબંધ ધરાવતા, લોકોની હાલત પ-ણ વખોડવા લાયક થઈ ગઈ હતી. પૈસાના જોરથી તેઓ મોજ શોખમાં ગરકાવ રહેતા, વિદ્યા કળાનું ઉત્તેજન રાજ્ય તરફથી ન મ-ળતાં, તેમ ધર્મચુસ્ત રાજ્યાધિકારીઓના અસમાન ભાવને લીધે, તે-ઓએ હિંદુ કારીગરો તરફ તિરસ્કાર કર્યો, જેથી ધીમે ધીમે તેની પડતી આવી; દેશ શિક્ષકરૂપે પૂજાએલા ભૂદેવોનું ભાન તો, ભીખ માગવા તરફ વળેલું હતું; જૈન ધર્મના પ્રાબલ્યથી ઝીણા જીવને અ-જાણમાં મારતાં પણ પાપ, પાપજ કરી મુકતા, એથી લોકોની, સ-મશેર પકડી ફાટી આંખે કાળા કેર કરી, બળવાન શત્રુને હાંકી કા-ઢવાની ધૈર્યતા નરમ પડી; રજપૂતો, કે જેમના હાથમાં ફક્ત લડવા-નુંજ કામ આવી પડયું હતું તેમણે તો ઉપર કહ્યા પ્રમાણે કુસંપ વહોરી લીધો હતો; ચાર નાતમાંથી ચોરાશી અને ચોરશીમાંથી ચૌ-દસેં ફાંટા પડી ગયા, એથી અરસ્પરસ અદેખાઈ અને કુસંપ જા-રી રહેતા, તેમ ધર્મની બાબતમાં પણ અનેક ફાંટા નીકળ્યા હતા, તેથી એકત્રપણું કરીને આખા દેશનું હિત ચાહી, દેશોદયને માટે ય-ત્ન કરવાની વાત, બાજુપર રહી ગઈ; નાનાં નાનાં રજપૂત રાજ્યો-એ મુસલમાનોને પોતાની કન્યાઓ દીધી, અને ઉલટા તેઓ સ્વ-ભાઈના શૂરાતનપર નિંદવા લાયક દ્વેષ કરવા લાગ્યા. એથી મૂઠીભર શૂરવીર રાજ્યોનું બળ તૂટી જઈ, વિદ્યા કળા નાશ પામી, ને સક-ળ પ્રદેશમાં મુસલમાનો સ્વતંત્રપણે ઘુમવા લાગ્યા. કાળની ગતિ ન્યારી છે. !

મુસલમાની બાદશાહમાં અકબર જેવા કોઇકજ સારા થયા, પણ બાકીના બાદશાહોના વખતમાં તો હિંદુ ધર્મ, રાજ્ય અને વિ-દ્યાની છેક પાયમાલી થઇ ગઇ. નવો વધારો થયો નહીં અને જુનું કટાઈ ગયું. ફક્ત એટલોજ લાભ થયો કે પૈસા સબંધી નુકશાન દે-શને વેઠવું પડયું નહીં. કેમકે પાદશાહો હિંદમાંજ રહેતા, નોકર ચા-કર પણ હિંદનાજ, અને તેમાં પણ મુસલમાનો અભણ હોવાથી હિંદુ લોકો રાજ્ય કારભારમાં વધારે ભળેલા હતા. તેમ બીજા દે-શની કારીગરી કરતાં હિંદની તે વેળાની કારીગરી સારી હાલતમાં હોવાથી પરદેશમાંથી પુસ્કળ ધન આવતું, એથી ફક્ત નાણાં સં-

બંધી નુકશાન ન થયું.

મુગલાઇ રાજ્યની પડતી થયા પછી, દક્ષિણમાં મરાઠી રાજ્યની જાહેઝ પ્રકટ થઇ, અને તેમાંના શિવાજી, પહેલો બાજીરાવ, માધવરાવ વગેરે રાજાઓએ હિંદના ઘણા ખરા ભાગમાં હિંદુ રાજ્યની સ્થાપના કરી. પણ તેમનામાં કુસંપ, મોજ શોખ અને જુલમી રાજનીતિનો અવગુણ હોવાથી ખરાબી થઈ. લોકોની ચાહના તેમનાપર બરાબર બેઠી નહીં, લૂટફાટ અને જોર જુલમ થવા લાગ્યા, અને પેશ્વા, સીંધીઆ, હોલકર વગેરેના કુસંપને લીધે પેટા રાજ્યનાં પણ નાનાં પેટાં પડી ગયાં. વળી લોકોની લડાયક શક્તિ આગળ કરતાં પણ નબળી થઇ હતી, અને તેઓ અણસુધરેલી રીતે લડતા, એથી તેમનો અંત જલદી આવ્યો. નાદીર, અને અહમદશાહ દુર્રાની જેવાના પરદેશી હુમલા તો જારીજ રહેતા; પીંઢારા, ફાંસીયા અને બીજા લૂટારા લોકનો ઉપદ્રવ ઘણો હતો; તથા એવામાં યુરોપી પ્રજાનું આવાગમન થવા લાગ્યું, ને તેમણે રાજ્ય ખટપટમાં ભળી જઈ, વેપારીનું નામ તજીને રાજકિય ટોળીનું નામ ધારણ કર્યું; એથી હિંદુસ્તાનમાં પરદેશી રાજ્ય થતાં વાર લાગી નહીં. દક્ષિણમાં મહિસૂરના વાંધાનો જલદીથી અંત આવ્યો, અને પંજાબનો શૂરવીર રાજા પણ તાબે થયો, તથા બીજાં નાનાં રાજ્ય પણ એક પછી એક યુરોપી પ્રજાએ હસ્ત કરી લીધાં. તેમનામાંથી ઈંગ્રેજો પ્રબળ થયા, અને તેમનો અસ્ત નાશ પામી ઉદય થવાનો વખત આવ્યો હતો, વળી સુધરેલી યુદ્ધકળામાં તેઓ પાવરધા હતા, અને લોકો તથા રાજ્યોની હાલત તો ઉપર કહ્યા પ્રમાણે છેક અધમ થઈ ગઈ હતી; એટલે પછી સંપૂર્ણ ભારતભૂમિ, કંપની બહાદૂર, ના કબજામાં સહેલાઈથી આવીપડી. પરમકૃપાળુ ઇશ્વરે પરદેશી પણ નેક રાજ્ય મોકલવાથી હિંદ પાછું ટટાર થવાની ધારણા રાખી શકાયછે. વિદ્યાકળામાં ઉત્તમ સુધારો થાયછે, અંધાધુંધી નાશ પામી છે, અને આગલી જાહોજલાલી સતેજ થવાની આશા બંધાઇ છે. દેશ હિતકારીઓએ નેક અને દયાળુ સરકારના આશ્રય નીચે વફાદારીથી વરતી; પોતાની આગલી વિદ્યાકળાને ચળકાટમાં આણવા બનતો યત્ન કરી; સંપ, શૂરાતન, ઉદ્યોગ, અને બીજા સદ્‌ગુણો દેશી

બાઇઓમાં પાછા અ.ણુવાની તજવીજ કરી, સ્વતંત્રતાનો હાથ ગ્રહી સ્વાર્થનો ત્યાગ કરી, સમગ્ર દેશદાઝ મનમાં ધરી, તન, મન અને ધનથી બનતો પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી દેશની આગલી જાહોજલાલી પ્રકટ થાય.



## પ્રદર્શન.

પ્રદર્શન (સં)=(પ્ર=ઉત્કૃષ્ટ રીતે+દર્શ્=જોવું+અન=ક્રિ. બ. પ્ર.) ઊંચી જાતનું જોવું. પ્રદર્શનથી દરેક આદમીને ઘણા લાભ થાયછે. જે વસ્તુ આપણા સાંભળવામાં ન હોય તેનું, સાંભળી હોય પણ જોઈ ન હોય તેનું, તથા બીજી તરેહ તરેહનું નવું જ્ઞાન મળેછે. " કહેવા કરતાં કરી બતાવવાની અસર વધારે થાયછે. " જેણે રેન્ડીયર વિષે પુસ્તકદ્વારાએ જ્ઞાન મેળવ્યું હોય, કે બીજી વસ્તુઓ વિશે ઉત્તમ શિક્ષક પાસે સરસ જ્ઞાન સંપાદન કર્યું હોય, પણ પ્રદર્શનથી તેને જે સચોટ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેની બરોબરી કોઇથી થઇ શકતી નથી. માણસની અવલોકનશક્તિ નાનપણથીજ બળવાન હોય છે, ને તે વડેજ નાનું બાળક પોતાના ઘરબારની તથા બાહ્ય વસ્તુઓ સંબંધી જ્ઞાન થોડી મુદતે મેળવી શકેછે. પ્રદર્શનનો અર્થ એ છે કે દરેક વસ્તુ પ્રત્યક્ષ જોવી, પણ બહોળો અર્થ એ છે કે જ્યાં તરેહ તરેહનાં પ્રાણી પદાર્થ એકઠાં કરી, અગણિત જ્ઞાન સંપાદન થઈ શકે તેવી રચના કરી હોય તેને પ્રદર્શન કહે છે, એ સંગ્રહ કરેલી વસ્તુ થોડી મુદતજ રહેવાની હોય છે. પણ જ્યાં લાંબી મુદતસુધી ભાતભાતનાં પ્રાણી પદાર્થનો સંગ્રહ રહેવાનો હોયછે તેને સંગ્રહસ્થાન કહેછે.

સુધરેલા દેશમાં પ્રદર્શન કરીને દેશની આબાદાનીમાં વધારો કરવાને માટે દેશહિતેચ્છુઓ ઘણો યત્ન કરેછે. તે ઘણી જાતનાં હોય છે. જેમકે હુન્નરી પદાર્થનું, વનસ્પતિનું, પ્રાણીનું, અમુક કારખાનાને લગતી વસ્તુઓનું વગેરે.

એ દરેક પ્રદર્શનમાં ઘણું જોવાનું અને શીખવાનું હોય છે. હુન્નરી પદાર્થનું પ્રદર્શન કરેછે ત્યાં, બને તેટલા દુર દેશાવરની ઉમદા

હુન્નરી ચીજોના નમુના મંગાવે છે, અને પછી તેને યથાસ્થિત ગોઠવીને, બધા લોકોના દર્શન માટે ખુલ્લા મૂકવામાં આવેછે. એથી કયા દેશમાં કેવો માલ નીપજે છે ? આપણા દેશ કરતાં તેમાં શું ખામી કે શ્રેષ્ટતા છે? એમાં કયો સુધારો કરવાથી આપણે તેનો લાભ લઇ શકીયે ? વગેરે ઘણી તરેહના વિચાર ઉત્પન્ન થઇ, કારીગરોને સરસ મુકાબલો કરવાનું મળેછે. જે કારીગરનો માલ પસંદ પડે, કે સૌથી ઉત્તમ હોય તેને ઈનામ મળેછે. પોતાના દેશમાં ખુણે ખોચરે પડેલા ઉત્તમ માલનું જ્ઞાન દરેક વેપારી, કારીગર કે વિદ્વાનને થાયછે, અને તેઓ તેનો ઘટતો ઉપયોગ કરવાની તજવીજ કરે છે. વેપારી લોકો દેશના તરેહ તરેહના પદાર્થ જોઈને, પોતાના દેશમાં તેમને લાવી, દેશી ભાઈઓને લાભ આપવા ઈચ્છેછે, એથી વેપારનો વધારો થાય છે. અને પોતાના દેશના સઘળા ભાગમાં થતી બનાવટ, જાણવાથી તેમાં સુધારો વધારો કરવાનું બની આવેછે.

વનસ્પતિના પ્રદર્શનથી ખેતીવાડીને ઘણા લાભ થાયછે. ખેડુતો પોતાનો ઉંચી પ્રતનો માલ ત્યાં મોકલે છે, અને તે જો શ્રેષ્ટ નીકળે તો તેમને ઈનામ મળેછે. બીજા લોકો તેમનું જોઇને સુધરે છે. વેપારને ઉત્તેજન મળેછે, અને બીજા લોકોને પસંદ પડવાથી પોતાના માલનો સારો ઊઠાવ થઇ, પૈસા સંબંધી પણ ઘણો ફાયદો મળે છે.

પ્રાણીના પ્રદર્શનમાં જુદા જુદા દેશનાં, જુદી જુદી જાતનાં, નવાઇ જેવાં અને ઉપયોગી પ્રાણીનો મોટો જથો એકઠો કરેલો હોય છે. તેમાંથી પ્રાણી વિદ્યાનું ઉત્તમ જ્ઞાન મેળવી શકાય છે, ઇશ્વરી અગાધ શક્તિનું ભાન થઇ, તેના તરફ પૂજ્યભાવે વર્તવાનું વલણ થાય છે. તેણે દરેક પ્રાણીના સુખને માટે કેવાં સાધન કરી મૂકયાં છે, તે જોતાં તેની અણહદ હદ ચતુરાઇ યાદ આવેછે. વળી એ પ્રદર્શનમાં જેનાં પ્રાણી સારી જાતનાં, સારી રીતે ઊછરેલાં કે અગત્યનાં હોય તો, તેને વખતે સારૂ ઇનામ મળે છે, અને પોતાનાં જાનવરને સુધારીને તેનો બહોળો ફેલાવ કરવાનું ઉત્તેજન મળે છે. ઘોડા, બળદ, ભેંશ, વગેરે પ્રાણીઓમાં સુધારો કરી, માણસોના ઉપયોગમાં સારી રીતે આવે તેમ કરવાનું બને છે, અને નવાઇ જેવાં

પ્રાણી જોવાથી આનંદ થાય છે.

અમુક કારખાનાની ચીજોના પ્રદર્શનથી તે કારખાનાના કારીગરોને સારૂ ઉત્તેજન મળેછે, તેમાં સુધારો વધારો થઇ, ઘણો લાભ મેળવી શકાય છે, અને નવાઇની ચીજોની બનાવટ પોતાના દેશમાં કરી, દેશને લાભ કરી શકાયછે. એ પ્રમાણે દરેક જાતના પ્રદર્શનથી ઘણી તરેહના લાભ મળે છે. ખેતીવાડી, વેપાર, અને હુન્નરને ઉત્તેજન મળે છે. દેશમાં વિદ્યાનો વધારો થાયછે, લોકોની આબાદાની અને ઉદ્યોગ વધેછે, અને દરેક ચીજનું સચોટ જ્ઞાન મેળવી શકાય છે. યુરોપ જેવા સુધરેલા દેશોમાં તો માણસોનાં, વિદ્યાનાં ચમત્કારનાં અને એવાં એવાં ઘણી તરેહનાં પ્રદર્શન વારંવાર થાયછે. આપણા દેશમાં તીર્થસ્થાનમાં જે મોટા મેળા ભરાય છે તે પણ એક જાતનું માણસ અને બીજા પદાર્થોનું પ્રદર્શનજ છે, પણ તેમાં એકજ દેશની બનાવટ હોયછે; પ્રદર્શનમાં તો હજારો ગાઊ દુર પડેલા દેશની વસ્તુઓ ઘણી સંભાળથી સંગ્રહ કરેલી હોયછે. આપણા દેશમાં એની અસર ધીમે ધીમે સારી થવા લાગી છે- ઇ. સ.૧૮૬૯ માં ભરૂચમાં પ્રદર્શન થયું હતું. અને ઇ. સ. ૧૮૭૭ માં રાજકોટ ખાતે તરેહવાર કારીગરીનું તથા ઇ. સ. ૧૮૮૩ માં કલકત્તા ખાતે પણ એવીજ જાતનું જબરૂં પ્રદર્શન થયું હતું. તે સિવાય ઘોડાનું, બળદનું, વનસ્પતિનું વગેરે પ્રદર્શનો કાઠિયાવાડ તથા બીજે ઠેકાણે થવા લાગ્યાં છે. એવે ઠેકાણે દરેક માણુસે જોવા જવાને બનતી કાળજી રાખવી જોઈએ. વળી હાલમાં આગગાડી, આગબોટ, વહાણુ વગેરેનાં સાધન હોવાથી મુસાફરી કરવાનુ સહેલું થયું છે. વિદ્વાનોએ ખેડુત, કારીગર, વેપારીઓ વગેરેને એવે ઠેકાણે જવાને ઉશ્કેરવા, અને શ્રીમંતોએ એનો અવશ્ય લાભ લેવોજોઈયે, અને પોતાને ખર્ચે કારીગરો વગેરેને તેવે ઠેકાણે મોકલવાનો બંદોબસ્ત કરવો જોઈયે. દેશમાં વારંવાર જુદી જુદી જાતનાં પ્રદર્શન કરી વેપાર રોજગાર, વિદ્યાકળા, અને ખેતીવાડી વગેરેમાં વધારો કરી, દેશની આબાદી વધારવાને માટે, દેશાભિમાનીઓએ લક્ષમાં રાખવું જોઇયે.



# બ્રીટનની રાજ્યનીતિ.

દુનિઆમાં ત્રણ તરેહનાં રાજ્ય છે. રાજાસત્તાક, પ્રજાસત્તાક, અને રાજાપ્રજાસત્તાક. રૂશિયા, તુર્કસ્તાન, હિંદુસ્તાન, ચીન, અને કાનડામાં રાજાસત્તાક રાજ્ય છે. આસ્ત્રીઆ, ઈટાલી, જર્મની, સ્પેન અને ઇંગ્લાંડમાં રાજા તથા પ્રજાની સંમતિ પ્રમાણે કારભાર ચાલે છે, અને યુનૈટેડ સ્ટેટસ, ફ્રાન્સ, સ્વીત્ઝર્લાંડ તથા દક્ષિણ અમેરિકાનાં ઘણાં ખરાં સંસ્થાનમાં પ્રજાસત્તાક રાજ્ય છે.

ગ્રેટબ્રિટન એટલે ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને આયરલાંડનું રાજ્ય રાજા પ્રજાના અનુમતથી ચાલે છે, પણ તેમાં વાસ્તવિક સત્તા પ્રજાને હાથ છે. કાયદા બાંધવા તથા કાયદા બજાવવા, એ બંને કામ ત્યાં જૂદાં છે. કાયદા બાંધવાને માટે ત્યાં એક સભા છે તેને પાર્લમેંટ કહે છે એ સભામાં બે ભાગ છે. સાધારણ લોકની સભા, અને અમીરોની સભા. સાધારણ લોકની સભાને "હાઉસ ઓફ્ કોમન્સ" અને અમીરોની સભાને "હાઉસ ઓફ્ લોર્ડસ" કહે છે. કોમન્સની સભામાંના મેમ્બરો ઇંગ્લાંડ, સ્કાટલાંડ તથા આયર્લાંડનાં મુકરર કરેલાં પ્રગણાં તરફથી ચુંટાય છે, અને તેમાં બધા મળીને લગભગ ૭૦૦ સભાસદો બેસેછે. અમીરોની સભામાં વંશપરંપરાના હકથી બેસનારા ઇંગ્લાંડ વગેરેના ઉમરાવો છે. તેમને રાજા તરફથી કેટલાક નવા હક પણ મળેછે. એ સભામાં ૨૬ ધર્મગુરૂ અને આશરે ૪૩૦ ઉમરાવો મળી કુલ ૪૫૬ સભાસદ બેસે છે. એ બે સિવાય ત્રીજી રાજાની સભા છે. તેમાં રાજા; તેનો મુખ્ય પ્રધાન, તથા બીજા ચૌદ મદદનીશ પ્રધાનો બિરાજેછે. એને કેબીનેટ કોંસીલ કહે છે.

કોઈ પણ કાયદો પહેલવહેલો મંજુર કરવાનો હોય તો તે પ્રથમ કોમન્સની સભામાં મૂકાય છે. અને ત્યાંથી બહુ મતે ના મંજુર થાય તો આગળ જઇ શકતો નથી, પણ જો મંજુર થાય તો, લોર્ડસની સભામાં રજુ થાય છે. કોમન્સે મંજુર કર્યો એટલે તેઓ ઘણું કરીને મંજુરજ રાખેછે, પણ વખતે ના મંજુર કરે તો, ફેરફાર થાય ખરો. અમીરોની સભામાં મંજુર થયા પછી કેબીનેટ વાળા, રાજાની સહી માટે મોકલે છે, અને રાજા તેમાં સહી કરી આપે છે. રાજ્યસત્તા એટલીજ કે પાર્લમેંન્ટે મંજુર કરેલા કાયદા

નીચે સહી કરવી. મતલબ કે કાયદા બાંધવામાં રાજાની સત્તા છેજ નહીં. પાર્લમેન્ટે કરેલા કાયદા અમલમાં આણાવવા, એજ રાજાનું કામ છે. એ કાયદાથી કંઇ પણ બાબતમાં રાજાથી વિરૂદ્ધ વરતાતું નથી. છતાં વખતે અયોગ્ય હુકમ કરે તો, તેનો અમલ કરનાર અધિકારી તેનો ગુનેગાર થાય છે, અને તેપરથી બ્રિટનમાં કહેવત ચાલે છે કે "રાજા કોઈ પણ ગુનો કરતોજ નથી." એનો અર્થ એ છે કે રાજા પોતાની મેળે કાંઇ પણ હુકમ ફરમાવતો નથી, પણ પોતાના નોકરોને તે પ્રમાણે હુકમ બજાવવાનું કહેછે. નોકરોની ફરજ છે કે તેમણે વ્યાજબી હુકમ માનવો; અને ગેરકાયદેસર કામ ન કરવું. વળી કાયદા બજાવવા, એ એકલા રાજાનાજ હાથમાં નથી, પણ તેની કેબીનેટના જોખમપર છે. સારી કે નરસી રાજ્યનીતિનું જોખમ મુખ્ય પ્રધાનને માથે છે, પણ રાજાને માથે નથી.

પાર્લમેન્ટની કોમન્સની સભામાં બે પક્ષ છે. એક લીબરલ અથવા વિગ્ર અને બીજો કોન્ઝરવેટિવ અથવા ટોરી. તેમાં લીબરલવાળા પ્રજાહિતને માટે મથેછે, અને કોન્ઝરવેટિવ પક્ષ રાજ્ય સત્તાને માટે યત્ન કરેછે. એ બંને ટોળી એક બીજાની રાજ્ય નીતિપર ટીકા ચલાવે છે, તથા એકનું પ્રધાનપદ છોડાવી, પોતાનું પ્રધાનપદ ધારણ કરાવવા માટે તજવીજો લગાવેછે. પરંતુ દેશને ફાયદા પડતી બાબતમાં બને પક્ષ વાળા, સંપ સંપીને પોતાનું કામ ચલાવેછે. પાર્લમેન્ટમાં જે મતના મેમ્બરો વધારે હોય, તે મતવાળાના આગેવાનો પ્રધાનપદ ઊપર હોય છે, ને તે પોતાને પસંદ પડતા મેમ્બરો લેઈ કેબીનેટ બનાવે છે. હાલમાં કોન્ઝરવેટિવ પક્ષનો વડો લોર્ડ સાલ્સબરી મુખ્ય પ્રધાનપદ ઉપર છે, અને લીબરલ પક્ષમાં વડો મી. ગ્લાડ્સ્ટોન છે.

આ રાજ્યનીતિ કેવી ઉત્તમ છે ? રાજાથી પોતાની મરજી પ્રમાણે જુલમી કાયદા બંધાતા નથી, કે જુલમી કર નંખાતા નથી. લોકોને ઇચ્છાનુસાર હક મળેછે. લોકોની સ્વતંત્રતા જળવાય છે. સંપસંપીને બહુ મતે મંજુર થયેલી બાબત સિદ્ધ થાય છે, એથી કોઇને ફરિઆદ ઉઠાવાનું કે કચવાવાનું કારણ મળતું નથી. સારા કાયદાને લીધે લોકોના જાનમાલનું બરાબર રક્ષણ થઈને; વિદ્યા કળા,

તથા વેપાર રોજગારાદિમાં વધારો થાય છે. નોકરો કે રાજાથી કોઈ પણ જાતનો અન્યાય થતો નથી. દરેક દેશ પરદેશના ખાતાપર બરાબર દેખરેખ રહેછે; અને તેથી લોકોની આબાદાનીનું સંરક્ષણ થઈને, તે દેશ ઉંચ પાયરી પામેછે.

---

## ગૌ શિતળા.

ગાયના આંચળપરથી ચેપ લેઈ, શીળી કાઢવાની પ્રથમ રીત નીકળી. માટે એને ગૌ શિતળા કહેછે. આપણા દેશમાં તથા અન્ય દેશમાં આ ચેપી રોગથી ઘણાં બાળકોના જાનની ખુવારી થતી, માટે એનું નિકંદન કાઢનારનો સઘળી આલમપર ઘણોજ ઉપકાર થયો છે. એની પ્રથમ શોધ ડો-જેનર નામના ઈંગ્રેજે કરી. એકવાર તે, એક ગાંધીની દુકાને બેઠો હતો તેવામાં, એક ગોવાળણ તે દુકાને આવી. તેને વાત ચિત કરતાં જેનરે પૂછયું કે " બાઈ તમને શિતળા નથી નીકળ્યા કે શું ? " ત્યારે તે ગોવાળણે જવાબ દીધો કે " અમારી જાતમાં એ રોગ કદિ પેદા થતોજ નથી, કેમકે ગાયના આંચળપર એક જાતની ઝીણી ફોલ્લીઓ થાય છે, તેનો ચેપ અમારા હાથપર લાગી, તેપર ઝીણા દાણા ઉઠી જવાથી, ફરીને એ રોગ થવાની મુદ્દલ બીક રહેતી નથી " એપરથી ડો-જેનરે તપાસ કરી, અને ગાયનો ચેપ લેઈને માણસના શરીરપર લગાડતાં ફોલ્લા ઉઠે છે કે કેમ ? તેની અજમાએશ કરવા માંડી. પાછળથી એ વાત સાચી માલુમ પડી, ત્યારે તેણે ઈ. સ. ૧૭૮૦ માં એ વાત જાહેરમાં મૂકી. અને સન ૧૮૦૦ પછી તો ઘણા ખરા દેશમાં એ રીત ફેલાઇ.

બાળકોના બીજા અવયવ કરતાં, ચેપ લગાડવાને માટે હાથ એ વધારે અનુકુળ ભાગ હોવાથી, દરેક હાથના કોણી ઉપલા ભાગમાં નસ્તર વતી ત્રણ ત્રણ કાણાં પાડી, તેમાં ચેપ નાંખીને લોહીની સાથે મેળવી દેવામાં આવેછે. થોડા દિવસ પછી કાણાં પાડેલી જગાપર નાના નાના દાણા ખીલી નીકળેછે, ને તેની આજુબાજુ રતાશ આવેલી હોયછે. એ ઉપડેલા દાણા ૮-૯ દિવસ પછી બરા-

બર બેસી જઈને, તે જગાએ ધોળાં ચાઠાં પડી રહેછે, કે જે જન્મ પર્યંત જતાં નથી, અને જેનાવડે આખી જીંદગી પર્યંત ઘણું કરીને એ રોગની બીક ટળી જાય છે. જેણે બળિઆ કઢાવ્યા હોય, તેમાંથી ભાગ્યે સેંકડે પાંચ આદમીને ફરીને એ રોગની અસર જણાય છે, અને તેનું ખરૂં કારણ તો દાણા બરાબર નહીં ઉગી નીકળ્યા હોય તેજ છે. માટે એકવાર કઢાવતાં જો બરાબર દાણા ઉઠી નીકળે નહીં, તો બીજી વાર શીળી કઢાવવી. અને દર પાંચ પાંચ વર્ષે મોટી ઉમ્મરે પણ કઢાવે તો ઘણો ફાયદો થાય.

આપણા દેશમાં તથા યુરોપ વગેરે બીજા દેશોમાં પ્રથમ એની શોધ થઇ ત્યારે, લોકો ઘણો તિરસ્કાર કરતા, પણ આજે એક અવાજે તેનાં વખાણ કરેછે. યુરોપમાં તો એ વિશે સખ્ત ધારો છે કે, આટલી ઉમ્મરની અંદર જો બાળકને શીળી નહીં કઢાવે, તો તેના વાલીઓને અમુક શિક્ષા થશે; પણ આપણા દેશમાં હજી એ વિષે ઘણી અજ્ઞાનતા છે. વેકસીનેટર (શીળી દાકતર) આવતાં તુર્ત, લોકો પોતાનાં બાળકને સંતાડવા મંડી જાયછે, અને " પોતાને ત્યાં બાળક નથી, " એવું ખોટું બોલી પોતાના બાળકનો જીવ જોખમમાં નાંખવાને તત્પર થાયછે. જ્યારે એનાં કડવાં ફળ ચાખે છે ત્યારેજ આંખ ઉઘાડે છે.

બળીઆ કાકાનો કેર જ્યારે શરૂ થવા માંડેછે ત્યારે, શરૂઆતમાં થોડો તાવ આવેછે, અને પછી બીજે કે ત્રિજે દિવસે તેનું દર્શન થાયછે. પ્રથમ મોંપર નીકળી આખા શરીરમાં ફેલાયછે, અને જ્યાં સુધી એની અસર હોયછે ત્યાં સુધી મહા મહા આપદા ભોગવવી પડેછે, કેટલાંક વહેમી બૈરાં તો બળીઆકાકાની માનતા માની, મોંમાં ખાસડું લેઈને કે બળતી સઘડી લેઈને તેમને પારે જાયછે. અને ત્યાં બાળકને પગે લગાડી, કુદીઆં, મુઠીઆં વગેરે પદાર્થ વહેંચેછે; પણ એથી એ રોગની શાન્તી થતી નથી. એતો જ્યારે દસ બાર દિવસે અવધિ પૂરી થતાં સમાઇ જાયછે ત્યારેજ કંઈક આરામ થાયછે. એથી બાળકનો ચેહેરો કદરૂપો થઈ જાયછે, આંખ કે હાથ પગ વગેરે અવયવની ખામી પડી જાયછે, અને વખતે મરણ પણ નીપજેછે. કેટલાકને મોટી ઉમ્મરે પણ એ ચેપી રોગની અ-

સરથી ઘણું ખમવું પડેછે. માટે એ બધાં નુકશાન ટાળવાનો સૌથી સસ્તો અને સારો ઇલાજ એજ છે કે, નાનપણુમાં પોતાનાં બાળકને શીળી કઢાવવી.

દયાળુ સરકારે હાલમાં ગામે ગામ એને માટે બંદોબસ્ત કર્યા છે, અને પોતાને ખર્ચે દાકતરો રાખીને મફત શીળી કાઢે છે. એથી બાળકોનો ઘણો બચાવ થયોછે, પણુ હજુ કંઇક કંઇક એ વિશે અજ્ઞાનતા છે, તે દુર કરવાની ઘણી જરૂર છે. પોતાના બાળકના હિતને માટે દરેક સમજુ પુરૂશે, એ કામમાં કંઇપણુ અંદેશો લાવવો નહીં. બીજી રૂતુ કરતાં શિઆળાની રૂતુ એને માટે વધારે અનુકુળ છે, માટે એ રૂતુમાં શીળી કઢાવાય તો સારૂં. વળી બાળક મોટી ઉમ્મરનું થતાં, નીકળેલા દાણાને બરાબર સંભાળથી ઉગી નીકળતાં ઘણી હરકત આવેછે, ને વખતે હાથવતી ખોતરી નાંખેછે તો તેનો ચેપ બીજે લાગીને ચાઠાં પડી જાયછે. માટે એક વર્ષની અંદરના બાળકને શીળી કઢાવી દેવી. ચેપ લેવામાં દાકતરોએ ઘણી સંભાળ રાખવાની છે. કેમકે રોગીષ્ઠ બાળકના કે સડી ગયેલા દાણામાંથી ચેપ લેઇ, બીજા બાળકને લગાડતાં, તેનું માઠું ફળ થાયછે. માટે સારી તનદુરસ્ત બાળકના, સારી રીતે ભરાવો થયેલા ઉત્તમ દાણાના ચેપ વડેજ, બીજાં બાળકને શીળી કાઢવી.

---

## પુસ્તકશાળા.

પુસ્તકશાળા (સં)=પુસ્તક=ગ્રંથ+શાળા=ઠેકાણું ) એટલે જુદી જુદી ભાષાના અને જુદા જુદા વિષયોપરનાં જથાબંધ પુસ્તકો જ્યાં સંઘરી રાખ્યાં હોય તે. એને ઈંગ્રેજીમાં લાઈબ્રેરી કહેછે. માણુસોમાં જેમ જેમ વાંચન શોખ વધતો જાયછે, તેમ તેમ નવા નવા ગ્રંથો, ચોપાનિયાં, વર્ત્તમાનપત્ર વગેરે બહાર પડતાં જાયછે, પણુ જુદી જુદી ભાષાનાં કે સ્વભાષાનાં અનેક તરેહનાં પુસ્તક ચોપાનિયાં રાખવાની શક્તિ, દરેક માણુસમાં હોતી નથી. વખતે શ્રીમંતવર્ગ થોડાં ઘણાં પુસ્તકો વગેરે મંગાવે, પણુ ગરીબોને તો ઘણી આપદા ભોગવવી પડે, માટે સઘળી જાતના લોકોને વાંચનશોખ પૂરો પાડવાનું સાધન લાઇબ્રેરી છે. તેમાં પૈસાદાર વર્ગ તથા સાધારણુ વર્ગ

પોતપોતાની શક્તિ મુજબ નાણું ભરેછે, અને તેમાંથી ઉપયોગી પુસ્તક, ચોપાનિયાં કે વર્તમાન મંગાવી બધાને સારી રીતે લાભ આપવામાં આવેછે.

અગાઉના વખતમાં હાલના જેટલી છાપવાની કળા પ્રસરેલી ન હોતી, અને તેથી અમુક ઠેકાણેજ સારો પુસ્તક સંગ્રહ માલમ પડતો, લોકો પોતાનાં હસ્તલિખિત પુસ્તકો બરાબર સાચવી રાખતા, પણ તેનો લાભ ઘણા જણને ભાગ્યે મળતો. બ્રાહ્મણોનાં બનાવેલાં પુસ્તકો તેઓ બનતા સુધી બીજાને બનાવતા નહીં, તેમ બૌદ્ધ લોકો પણ તેમજ કરતા. આજે પણ કાશી વગેરે પવિત્ર સ્થળે બ્રાહ્મણોનો પુસ્તક સંગ્રહ, તેમ ગયા, પટણા, પાટણ વગેરે ઠેકાણે બૌદ્ધ લોકનો પુસ્તક સંગ્રહ હાથ લાગેછે; કે જેના આધારે પશ્ચિમના લોકોએ અનેક શોધ કર્યા છે. અગાઉની સઘળી પ્રજામાં પુસ્તકો સંઘરી રાખવાની રીત હતી, અને તેના પુરાવા પણ ઘણા છે. આરબી, ફારસી, ઇંગ્રેજી, હિંદી, લેટીન, સંસ્કૃત વગેરે દરેક ભાષાનાં પુસ્તકો પોતાનાથી બને તે પ્રમાણે દરેક પ્રજા સંઘરી રાખતી. ચીના લોકો એ વાતમાં ઘણા આગળ વધેલા છે. ત્યાં તો રાજ્ય તરફથી પુસ્તક સંગ્રહ માટે ઘણી કાળજી રખાય છે. આગલા વખતમાં સૌથી પ્રખ્યાત સીકંદ્રીઆબાદની લાઇબ્રેરી ગણાતી. તેમાં અનેક ભાષાનાં, અને વિષયોપરનાં પુષ્કળ પુસ્તકો એકઠાં કરી રાખ્યાં હતાં. ઓમર નામના ધર્મચુસ્ત ખલીફાએ ઇ. સ. ના આઠમા સૈકામાં એને બાળી મુકી, સઘળી પ્રજાને બેહદ નુકશાન પહોચાડયું છે. એમાં યુક્લિડની ભૂમિતિના વચલા ચાર સ્કંધ જેવાં હજારો ઉપયોગી પુસ્તક ખાખ થઈ ગયાં, કે જે આજ દિન સુધી બન્યાંજ નથી. વિદ્વાનો એને માટે શોકાગ્રસ્ત થઈ એ ધર્માંધનો ઘણો ધિક્કાર કરે છે. હાલમાં યુરોપખંડમાં “ બોડલીયન ” લાઇબ્રેરી જબરી ગણાય છે. એ પ્રમાણે જુના વખતથી લોકો પુસ્તક સંગ્રહ કરતા આવ્યા જણાયછે.

પુસ્તકશાળાના અગણિત લાભ છે. જુદા જુદા દેશનાં વર્તમાન પત્ર આપણને, સકળ વિશ્વ જાણે આપણી નજર આગળજ કામ કરતું હોયની ? એમ ખબર આપે છે. દરેક દેશની ઉપયોગી હકીકત વાંચવાથી વિદ્વાન, વેપારી કારીગર અને બીજા લોકોને ઘણાલાભ

થાય છે. મન ગમતાં પુસ્તકો થોડે ખર્ચે વાંચી પોતાના જ્ઞાનમાં વધારો કરાય છે. માણુસોનો સંસારી સુધારો થવાને જૂદા જૂદા દેશના રીત રિવાજ દર્શાવી, વગર મુસાફરીએ મુકાબલો કરવાનું ઉત્તમ સાધન પુરૂં પાડે છે, સુધરેલા દેશનું એ ધન ગણાય છે. કંટાળેલા માણુસને આનંદની સાથે જ્ઞાન આપનાર એ વિશ્રામ સ્થળછે. એમાં કામ કરનાર (લાઈબ્રેરીયન વગેરે) માણુસોને તો ઘણી તરેહના લાભ હાંસલ થાય છે. બીન ખર્ચે પુષ્કળ પુસ્તકોનો અભ્યાસ થઈ શકેછે, એથી ખંતી અને ઉદ્યમી માણુસ ઉંચ પાયરીએ ચડી જાય છે વિદ્વાનનો સમાગમ થઈ, આપણી ઘણી ખામીઓ સુધરી જાય છે. જૂદી જૂદી નાત કે ધર્મના માણુસો વચ્ચે સમભાવ પેદા થાય છે. એ પ્રમાણે પુસ્તકશાળાથી દરેક આદમીને ઘણો ફાયદો થાય છે.

દરેક સુધરેલા દેશોમાં લાયબ્રેરીનો વધારો કરવાને બનતા પ્રયત્ન કરવામાં આવેછે. વળી આજને સમે છાપવાની કળામાં ઘણો સુધારો થવાથી, થોડે ખર્ચે સારાં પુસ્તકો વાંચવાને મળે તેમ છે, તો પોતાના ઘરમાં પણ થોડી ઘણી યથાશક્તિ લાઇબ્રેરી રાખવી, કે તેથી કુંટુંબ વગેરે તેનો સારો લાભ લે, તેમ શ્રીમંતોએ પોતાના પૈસાનો એવા લોકોપયોગી કામમાં ઉપયોગ કરવાને ચુકવું નહીં. હાલમાં કેટલાએક સદ્ગૃહસ્થો પોતાના ખર્ચે એવી એવી પુસ્તકશાળાઓ સ્થાપવા લાગ્યા છે, એ ખુશી થવા જેવું છે. નીતિવર્દ્ધક, ઉપયોગી જ્ઞાન મળે તેવાં ને ઘણા માણુસોને કામ લાગે તેવાં, સ્વભાષા કે પર ભાષાનાં પુસ્તકો લાઇબ્રેરીમાં સંગ્રહ કરવાં. જમાનાની સાથે આગળ વધવાની દરેક માણુસને ખાસ જરૂર છે, તે ફરજ જૂદી જૂદી જાતના વાંચનથી પૂરી પડેછે, અને તેવું વાંચન પૂરૂં પાડનાર સ્થળ પુસ્તકશાળા છે. માટે દરેક માણુસે પોતાના હિતને માટે થોડો ઘણો વખત પણ લાઈબ્રેરીમાં જઇને ઉપયોગી જ્ઞાન મેળવવામાં કાઢવો, અને શ્રીમંત લોકોએ પોતાને ત્યાં એવાં પુસ્તક ચોપાંનિઆં મંગાવી તેનો લાભ લેવો. તથા લાઇબ્રેરીને ઉત્તેજન આપતા રહેવું.

---

## પરોણાગત.

પ્રાધુણ(સં) ઉપરથી પરોણો. (પ્ર+આ+ધુણ=ભમવું ફરવું) એ

ફારસીમાં મેહેમાન કહેછે. પરોણાગત એટલે કોઈ મેહેમાન આપણે ત્યાં આવે, તેની સારી રીતે આગતા સ્વાગતા કરવી તે. એને સંસ્કૃતમાં પ્રાધુણસ્વાગત કહે છે. આપણા ધર્મમાં તથા બીજા ધર્મમાં પરોણાની બરદાશ લેવાને ઘણી તરેહનો બોધ કરેલોછે, ને તેમાં ઘણું પુન્યછે એમ બતાવેલુંછે. આપણા શાસ્ત્રમાં કહેલુંછે કે **"सर्वत्राभ्यागतोगुरु."** અભ્યાગત એટલે પરોણો એ એક ગુરૂ જેવો છે, મતલબ કે તે પૂજ્ય છે. પરોણા ચાકરી એ, ગૃહસ્થનું મુખ્ય લક્ષણછે, અને તેનો અમલ વિવેકી પુરૂષો સારી રીતે કરેછે. પૈસાદાર પણ વિવેક વગરના આદમીથી જોઈએ તેવી પરોણાગત થઈ શકતી નથી, પણ સામાન્ય કે ગરીબ સ્થિતિનો વિવેકી પુરૂષ સારી રીતે કરી શકે છે. મેહેમાનને માન આપવાની જૂદા જૂદા દેશમાં જૂદી જૂદી રીતોછે, પણ બધી પ્રજાની સામાન્ય રીત એજછે તેને ખાવા પાણીની તથા સૂવા બેસવાની સારી રીતે સગવડ કરીઆપી, કામકાજમાં બનતી મદદ કરી સન્માન દેવું.

કેટલાક માણસો એવા હોયછે કે, પોતાને ત્યાં પૈસો તથા બીજી ચાકર નફરની જોગવાઈ હોય તો પણ પરોણો આવે તેને યોગ્ય સન્માન ન આપતાં, " શેઠ આવ્યા તો નાંખો વખારે " એમ કરેછે, પણ એ કુલીનપણાનું કલંક છે એ નક્કી સમજવું. તમારી ઘરસ્થિતિ નબળી હશે, ને ઘઊંના રોટલાને બદલે બંટી બાવટાનો રોટલો ખાવાદેશો, તો પણ જો આવેલા મેહેમાનને આદર સહિત બોલાવશો, તો તે ઘણો સંતુષ્ટ થશે. અને એથી ઉલટું, એને સારાં સાર, પકવાન્ન જમાડશો, પણ આદર નહિ હોય તો તેનું મન કચવાયા વગર રહેશે નહીં તેપરથી કહેવત ચાલેછે કેઃ—

" આવ નહી આદર નહીં, નહિ નેનનમે નેહ,
તે ઘર કબુ ન જાઈયે, કંચન વરસત મેહ. "

" હસતોએ પરોણો ને રોતોએ પરોણો " જે આવ્યો તેપાછો નહીં જાય. માન દેશો તોય રહેવાનો, અને અનાદર કરશો તોય રહેવાનો, ત્યારે નાહક અનાદર કરી તેનું મન દુભાવી, આપણે ખર્ચ કરતાં છતાં પણ, શામાટે તેની ઇતરાજી વહોરી લેવી ? કેટલાક કહેછે કે " પેહચો પરોણો ને પેધ્યું ઢોર. " એ પ્રમાણે જો આદર

દેખે તો તે આપણે ઘેરજ આવેછે. અજાણતે તે તમારી પરોણા ચાકરીથી પ્રસન્ન થયો હશે, તોજ બીજીવાર આવશે, પણ તેની સાથે તમારો ઉપકાર તેને માથે બેવડો ચડતો જાયછે. વળી તમારે ને તેને સ્નેહનાતો સારો હશે, તોજ બીજીવાર તે આવશે.

પરોણાચાકરી કરવામાં નાતજાત, સગું વહાલું કે અન્યદેશી જોવાનું નથી. ગમે તે જાતનો પરદેશી અજાણ્યો માણસ આવે તો પણ તેને આદર સહિત બોલાવવો, દેશી રીવાજ પ્રમાણે પાણી આપીને કે બીજી રીતે બેસાડવો, અને પછી અન્ન વગેરેથી બનતી ચાકરી કરવી. એજ ખરો ગૃહ વિવેક છે.

" લાકડીનો માર્યો ઊંચુ જુએ, પણ અન્નનો માર્યો નીચું જોશે " એ કહેવત યથાર્થ છે. ગમે તેવો માણસ હશે, પણ તે તમારી પર ઘણો સ્નેહ ભાવ રાખશે, ને હરકોઈ કામમાં તમને બનતી મદદ દેવા તત્પર થશે. સગાં વહાલાંમાં આબરૂ વધારશે. વ્યવહારિક કામમાં અડચણ નહી પડે. વળી " ઘરનો રોટલો બહાર ખાવો છે. " એ કહેવત પ્રમાણે તમને દરેક ઠેકાણે યોગ્ય માન મળશેજ; પણ જો તમે પરોણા ચાકરીમાં પશ્ચાત્ હશો તો એથી ઉલટાં ફળ થશે.

કેટલાક શહેરમાં જગાની સંકડાશ કે મોંઘવારીને લીધે પરોણો આવે તો કેટલાકને માથાવાઢ લાગેછે. કેમકે તેવે ઠેકાણે બરદાશ બરાબર થઇ શકતી નથી. તો પણ જો આદરપૂર્વક તેની થોડી ઘણી બરદાશ લેશો તે ઘણી થશે. તે તમારૂં આખું ઘર ખાઈ જવાનો કે લેઈ જવાનો નથી. એવે પ્રસંગે તો શું ? પણ ઘરમાં એક દહાડાની પડી ન હોય, તેવા ખરેખરા અસલી ખાનદાનો, ચીજ વેચીને પણ પોતાને ત્યાં આવેલા મેહેમાનની બરાબર ચાકરી કરેછે. ધન્યછે એવા કુલીનોને?

માણસને અરસપરસ મદદની ઘણી જરૂર છે, ને જો આપણે કોઇને માન આવકાર કે અન્નોદકથી બરદાશ નહીં લેઈએ તો સામો કેમ કરશો માટે એ બાબત કોઈએ સંકોચાવું નહીં. આફ્રિકાના લોકે મંગોપાર્ક જેવા અજાણ્યા આદમીની કેવી બરદાશ કરી હતી, તેમ આરબ લોકોની પરોણાગત કેવી સરસ છે. તેઓ ધર્માંધ છે

ખરા પણ આવે વખતે ઘણા મિલનસાર જણાયછે. એપ્રમાણે સર્વ દેશમાં એ બાબત સારા રીવાજ છે. એથી ઈશ્વરની મહેરબાની મેળવાય છે, દેશ પરદેશમાં ઘણું માન મળે છે, અને ઉપકારની સાથે પુન્ય પણ થાય છે, માટે યથાશક્તિ પરોણાગત કરવા કોઈએ ચૂકવું નહીં.



## શહેર સુધારો.

શહેર સુધારાને અંગ્રેજીમાં મ્યુનિસિપાલિટિ કહેછે. તે ખાતું ઘણું કરીને જે ગામમાં આવક ને જાવક વગેરે માલપરનું દાણ સારૂં ઊપજતું હોય, ત્યાં તે સ્થાપવામાં આવેછે. કેટલાંએક રાજ્યસ્થાનમાં આવક જાવક બે ઉપર દાણ લેવામાં આવે છે. આવક ઉપર દાણ લેવાનું કારણ એ કે, એ દાણની ઊપજ તે શેહેરના લોકોની સુખાકારીને માટેજ વપરાવાની છે. માટે એ વેરો કોઇ બીજાઓને લાગુ ન પડતાં ફકત શહેરના લોકોનેજ લાગુ પડેછે. એ વેરો તે ઘર દીઠ ઊઘાડો વેરો નથી, પણ વેપારીઓ જે માલ લાવે તે ઉપર છે. અને તે ફકત વેપારી પાસેથીજ લેવામાં આવેછે, પણ વેપારી તેટલું મોઘું વેચશે, માટે ગામના તમામ માણસોને એ વેરો ભરવો પડેછે; જેના ઘરમાં સોનું ખર્ચ હોય તેને સોના પ્રમાણમાં, ને બસેંનું ખર્ચ હોય તેને બસેંના પ્રમાણમાં. એ વેરાથી જ્યારે મ્યુનિસિપાલ ખર્ચ પૂરૂં થઇ શકતું નથી, ત્યારે ઘરદીઠ પણ વેરો નાંખેછે. જે અમદાવાદ વગેરે શેહેરોમાં હાલ ચાલુ છે.

કોઇ એકદમ મોટું કામ ઉપાડવું પડે, ખર્ચને માટે સિલક ન હોય, અને વેરામાંથી પણ તેટલાં નાણાં આવી શકે તેમ નહોય તો, મોટા શહેરોને માટે મ્યુનિસિપાલ લોન કાઢવા સરકાર મંજુરી આપેછે.

આજ સુધી અંગ્રેજ લોકોના આગલા વખતમાં, શહેર સુધરાઈખાતું આ દેશમાં દાખલ થયું હોય, એમ માલમ પડતું નથી. તરી અને રાહદારીની આવક જાવક ઉપર દાણ તો લેવાતું, પણ તેને સરકારી ઉપજમાંજ લેખતા, અને હાલની પેઠે જૂદું રાખી તેનો

વહીવટ શેહેરસુધારા માટે જૂદો રાખતા નહીં. એટલે જૂદું સુધારા ખાતું નહોતું, પણ સરકારી તીજોરીમાંથી લોકોપયોગી ધર્મશાળાઓ, તળાવ, કૂવા, વાવ વગેરે બંધાવતા.

અંગ્રેજ લોકોના આવ્યા પછી તેમણે ધીમે ધીમે આ ખાતુ સ્થાપ્યું. તેનો વહીવટ લોર્ડરિપન સાહેબના અમલ પેહેલાં કેવળ સરકારનેજ હાથ હતો. લોર્ડરિપને આ દેશમાં મોટી કૃપા કરી સ્થાનિક સ્વરાજ્યની બક્ષિસ આપી. તેથી કરી તેની અંદર પ્રજાને હક્ક મળ્યોછે. તેના બનાવેલા સ્થાનિક સ્વરાજ્યના આક્ટ પ્રમાણે અમુક સરકારી, ને અમુક રૈયત તરફથી ચુંટાએલા મેમ્બરો મ્યુનિસિપાલિટિનું તમામ કામ કરેછે. એ મેમ્બરો નવા કર વેરા નાંખવા હોય, જૂના કાઢી નાંખવા હોય, તો લોકોની અડચણો દૂર કરી જેમ તેમને સુગમ પડે તેમ કરેછે. નાના કસ્બામાં પ્રેસિડેન્ટ સરકારી અમલદાર હોયછે, અને મોટા શહેરોમાં પ્રેસિડેન્ટ સરકારની મંજુરીથી કોઈ ખાનગી ગૃહસ્થ નીમાયછે. તે પ્રેસિડેન્ટ અને પેલા મેમ્બરો સરકાર મંજુરીથી કાયદા બાંધી આપેછે તે પ્રમાણે મ્યુનિસિપાલિટિના તમામ નોકરો અમલ કરેછે.

શેહેરમાં અને શેહેર બહાર ગંદકી ન રહે; ઉપયોગી રસ્તા બાંધવા, સડકો, પૂલો વગેરે બંધાવવાં; રાત્રે રસ્તા ઉપર ફાનસ મૂકાવવાં; બધા રસ્તા વાળી ઝાડી સજ કરાવી સાફ રખાવવા; કોઈ ઠેકાણે આગ લાગી હોય તો ત્યાં બંબા, પાણી, માણસ વગેરેની મદદથી તે ઓલવી નંખાવવી; લોકોપયોગી પાણીનાં નવાણ ખોદાવવાં; જૂનાં સમરાવવાં; રસ્તે પાણીનો છંટકાવ કરાવવો; દવાશાળા, નિશાળ વગેરે ઉપર પોતાના ખર્ચે દેખરેખ રખાવવી; કોઇ ઇમારત પડી જાય એવી હોય તેને પડાવી નાંખવી; નવી ઈમારત ચણાવતાં કોઇ જમીન દબાવતો હોય તો ન દબાવવા દેવી; દાણ ઉઘરાવવું અને તેના ખર્ચની વ્યવસ્થા કરવી; એ સઘળું કામ મ્યુનિસિપાલિટિનું છે. આ સઘળાની દેખરેખ રાખવાને એક ઉપરી નીમેલો હોય છે. તેને મ્યુનિસિપાલ સેક્રેટરી કહેછે.

જો મ્યુનિસિપાલ ખાતું ન હોય તો દવાશાળા, ધર્મશાળા, નિશાળ, રસ્તા, પૂલ, નવાણ, બંબા, સ્વચ્છતા એ વગેરેથી આજ

માણસોને જે સુખ મળેછે તેમાંનું કાંઈ ન હોત. ગંદકી વગેરેથી કેટલીક જાતના તાવ, કોલેરા આદિ નઠારા રોગો પેદા થાય છે તે અટકાવવાનું મ્યુનિસિપાલિટિ એ એક મોટું સાધન છે.

આ ખાતું સરકારે લોકોની સુખાકારી માટે સ્થાપ્યું છે તે અમલ કરનાઓએ તેમજ લોકોએ તે ઉપર પૂરતું લક્ષ આપવું ને જ્યાં જ્યાં આ ખાતું ન હોય ત્યાં ત્યાં ઉઘાડવા તજવીજ કરવી.

---

## ઘડિયાળ.

ઘડિયાળ એટલે ઘડી બતાવનાર. ઘટિ (સં) તે ઉપરથી ઘડી. કલાકની માપણી અંગ્રેજી રાજ આવ્યા પછી થઇછે. ત્યાં સુધી બધો વખત આપણા દેશમાં ઘડીથીજ મપાતો હતો. ત્રીશ ઘડીનો એક દહાડો ને ત્રીશ ઘડીની રાત્રી. એમ અસલના વખતથી ગણાતું આવ્યું છે. ને હજુ પણ આપણા જ્યોતિષિઓ એમજ ગણેછે. પ્રથમ ફક્ત સૂર્ય, ચંદ્ર કે બીજા નક્ષત્રોને જોઇને કેટલો દહાડો કે રાત્રી ગઇ તે જાણતા હતા, પણ પાછળથી ખગોળ વિદ્યાનું સારૂં જ્ઞાન થયું, અને જેમ જેમ આગળ વધતા ગયા, તેમ તેમ તેમને માલમ પડતું ગયું કે, પૃથ્વી પોતાના અક્ષ ઊપર એક દિવસ એટલે સાઠ ઘડીમાં એક આંટો ફરી રહેછે. તે દિવસના સાઠમા ભાગને ઘડી કલ્પીને એક ઘટિકા યંત્ર બનાવ્યું. તે ઘટિકા યંત્ર એવું હતું કે, એક તાંબાનો વાડકો કે જેને તળીએ નાનુ છિદ્ર પાડેલુ તેને એક પાણીથી ભરેલા વાસણમાં મૂકતા હતા. એ છિદ્રદ્વારાએ થોડું થોડું પાણી આવતું જાય. ને આખો વાડકો ભરાઇ આવે, એટલે એક ઘડી થઈ. એમ બીજીવાર ભરે, ત્રીજીવાર ભરે, એવી રીતે રાત દહાડો થયાં કરે તે પછી છાયા માપક યંત્ર જેને અંગ્રેજીમાં સન્ડાયલ કહેછે તેથયું. તે છાયાની માપણીથી કેટલો વખત ગયો કે રહ્યો તે માલમ પડતું હતું, અને હજુ પણ ઘણે ઠેકાણે આ યંત્ર જોવામાં આવે છે. આપણા જોતિષિઓ પોતાનો કે લાકડીનો પડછાયો માપી વખત શોધી કાઢે છે. ત્યાર પછી રેતીની શીશીઓ થઇ, ત્યાર પછી જીનીવ્હાના એક ગણિત શાસ્ત્રી-

એ મોટું ઘડિયાળ એટલે જેને કલૉક કહેછે તેની રચના શોધી કાઢી અને ત્યાર પછી સુધરતાં સુધરતાં વૉચ એટલે પાસે રાખવાનું નાનું ઘડિઆળ થયું, અને તેથી પણ આગળ વધી વીંટીમાં રાખે તેવાં ઘડિયાળ હાલ કરે છે, જે ઘડિઆળ મોટા મોટા અમીર ઉમરાવ પાસે હોય છે.

કલૉકની કિંમત ઓછી હોયછે, અને વોચની વધારે હોય છે. વળી તે સોનાના કે રૂપાના બખ્તરમાં હોય, તેના પ્રમાણમાં તેની કિંમત વધતી ઓછી પડેછે. મુંબાઈ, અમદાવાદ વગેરે ઠેકાણે મોટા બુરજ ઉપર મોટી મોટી ઘડિઆળો મૂકેલી હોયછે કે જે આખા શેહેરમાં સંભળાય છે અને જેના કાંટા બે બાજુ કે ચાર બાજુથી દેખાયછે. અમદાવાદમાં ભદ્ર ઉપર, મુંબાઈમાં રાજાબાઇટાવર, ને વઢવાણ કાંપમાં પણ છે. હાલમાં મે. લીંબડીના ઠાકોર સાહેબે પણ તેમના નવા મેહેલ ઉપર મેલ્યું છે. તેમાં નવો ચમત્કાર એછે કે પા કલાકે બે, અડધાએ ચાર, પોણાએ છ અને આખા કલાકે આઠ વાગી રહ્યા પછી જેટલા કલાક થયા હોય તેટલા વાગે છે. એ રીતે રાત દીવસના મળી સરવાળે ૬૩૬ ટકોરા વાગેછે. આ ઘડિયાળને ચારે તરફ કાંટા છે. આવા ઘડિયાળનું ખર્ચ લગભગ રૂ. ૫૦૦૦) બેસેછે.

બધાં ઘડિઆળ સ્પ્રિંગ (કમાન) ને આધારે ચાલેછે એ કમાન કૂંચી આપે છે ત્યારે સંકોચાઈ જાયછે ને પછી ધીમે ધીમે જોરથી ઉખળતી જાયછે. તેથી તેની જોડેના ચકરોને ગતિ મળેછે, અને તેની જોડે પેંન્ડયુલમ (લોલક) નો સંબંધ હોયછે તેથી તે હાલ્યા કરેછે. પેંન્ડયુલમ એ સમાન ગતિ રાખવાનું સાધન છે. ચક્રોના બળથી તે ઘડિઆળની ઉપર મૂકેલી તખ્તી ઊપર મિનિટ કાંટા ને કલાક કાંટા હોયછે તેને ગતિ મળેછે. કેટલાએકમાંતો સેકન્ડ કાંટા, તારીખ કાંટા, વાર કાંટા, નક્ષત્ર કાંટા, માસ કાંટા વગેરે હોયછે, આવું ઘડિઆળ અમદાવાદમાં સાંકળેશ્વર જોશી બનાવે છે. વૉચમાં પેંન્ડયુલમ હોતું નથી.

કલૉક વૉચની તખ્તી ઊપર સમાન બાર ભાગ પાડી તેના ઉપર એકથી બાર સુધી આંકડા પાડેલા હોય છે. કલાક કાંટા એક કલાકમાં એકજ ઘર જાયછે, તેટલાજ વખતમાં મિનિટ કાંટા બારે ઘર, એટલે આખુ ચક્કર ફરી વળેછે. બધા ઘડિયાળોમાં કલાક કાંટા

નાનો ને મિનિટ કાંટો મોટો હોયછે. કલાક પૂરો થયે એમાં વાગેછે, પણ વૉચમાં એમ થતું નથી. એ ઘડિઆળોને કુચી દેવાને અમુક મુદત્ત હોય છે. કોઇને રોજ, કોઈને અઠવાડીએ, કોઇને મહિને, એમ કુંચી દેવી પડેછે. કેટલાંક એલાર્મવાળાં ઘડિયાળ હોયછે. તે અમુક વખતે આપણનેજ જાગવું હોય તો, તે વખતની કુંચી આપીને સૂઇ રહીએ તો તેટલે વાગે ઘોર કરી મૂકેછે, ને જગાડે છે.

ઘડિયાળ એ વખત જાણવાનું મોટામાં મોટું સાધન છે. ઉદ્યોગી માણસને એ બહુ જરૂરનુ છે પણ આળસુ માણસને જીવ બાળનારૂ છે. એ આપણને ચેતાવેછે કે આટલો વખત થયો. એ ન હોય તો આપણને શી રીતે માલમ પડે કે આટલો વખત ગયો ને આટલો વખત ફોગટ ગુમાવ્યો? વખત એ અમૂલ્ય ચીજ છે, અને તેને જાણવાનું સાધન પણ અમૂલ્ય હોય. વખત જાણ્યાથી કંઈ ફાયદો નથી પણ તેનો સારો ઉપયોગ કરવાથીજ ફાયદો થાય છે. માટે સૌ કોઇએ ઘડિયાળ રાખી વખતને સારે માર્ગે લગાડવો જોઇએ.

## દુઃખ.

દુઃખ એટલે વિપત્તિ. માણસ માત્રને પોતાના જન્મારામાં જેમ સુખ મળેછે, તેમ દુઃખ પણ ભોગવવાં પડેછે. દુઃખ ત્રણ જાતનાં છે. આધિ, વ્યાધિ, ઉપાધિ. આધિ એટલે મનનું દુઃખ, વ્યાધિ એટલે તનનું અને ઉપાધિ એટલે બારોબારથી આવી પડેલું આ ત્રણમાંનું એક હોયછે, બે હોયછે કે ત્રણે સાથે પણ હોયછે. રાજા રંક એ બધાને સૌસૌના પ્રમાણમાં ભોગવવાં પડેછે. "વળીમાં એક ખીલો ને મોભમાં ઘણા ખીલા." એ પ્રમાણે ગરીબને થોડું તો શ્રીમંતને ઝાઝું દુઃખ હોયછે. ગરીબને પોતાની ઝુંપડીનીજ ખબર રાખવાની છે, અને શ્રીમંતને પોતાના મોભા પ્રમાણે ચાકર, નફર, માણસો, ગાડી, ઘોડા એ વગેરે પુષ્કળ હોયછે. તે બધાંની કાળજી રાખવી પડેછે. એક ગામનો ધણી હોય તેને એક ગામજ સાચવવું અને મહારાણી વિકટોરિયાને પોતાની એટલી શેનશાહત સાચવવી. તો એ બેની ફિકર સરખી કયાંથી હોય?

દુઃખ એ ભૂલનું પરિણામ છે, અને તે ઉપરથી આપણને વ-

ખતે મોટામાં મોટી શીખામણ મળેછે. દુઃખથીજ અનુભવ સિધ્ધ જ્ઞાન થાયછે. જ્યાંસુધી દુઃખ પડેલું હોતું નથી, ત્યાં સુધી પારકાનું દુઃખ મનમાં આવતું નથી. દુકાળના વખતમાં એક રાજાના કુંવરે કહેલું કે, "ખાઓને ખાજાં ને ખાંડ?" એ કેવળ તેના દુઃખની અજ્ઞાનતા હતી. આપણે ઝાઝું ખાઇએ તેથી માંદા પડી રોગ થાય, અને દુઃખી થઇએ; અથવા વગર વિચાર્યું કંઈ કામ કરીએ, કે વગર વિચાર્યા કંઈ શબ્દ વાપરીએ, તો તે માણસ આપણા ઉપર ગુસ્સે થાય અગર આપણું કામ બગાડે; અથવા ત્રાહીતનું કામ માથે લઇ તે કામ બગાડવાથી આપણે ફજેત થઈએ; તો તે વખત આપણને આધિ, વ્યાધિ, ને ઉપાધિ અનુક્રમે પેદા થાયછે, અને તે ઉપરથી આપણને શીખામણ મળેછે કે હવેથી તેમ ન કરવું. વળી આમ કરવાથી એવી રીતે પરિણામ આવેછે. એવું અનુભવ સિદ્ધ જ્ઞાન મળેછે. એવી હજારો ઠોકર વાગે ત્યારેજ તે ઘડાએલો અને અનુભવી કહેવાયછે, કારણ કે જેમ જેમ અવિચારી કામ કરતા જઇએ તેમ તેમ દુઃખ રૂપી શિક્ષા આપણને થાયછે. પરમેશ્વરે જો દુનિઆમાં એકલું સુખજ કર્યું હોત તો તેને કોઇ સુખ સમજત નહીં; જેમકે છાયાની જોડે તડકો કર્યોછે તેમ સુખની જોડે દુઃખ કર્યું છે. તેથી સુખનો સ્વાદ કેવોછે ને દુઃખનો સ્વાદ કેવોછે તે માલમ પડેછે. જ્ઞાની પુરૂષો સુખ દુઃખમાં સમાન રહેછે. સુખમાં રાજી થતા નથી ને દુઃખમાં દીલગીર થતા નથી, ને અજ્ઞાની માણસો અતિ દુઃખી થાય છે. જે સુધારવું આપણા હાથમાં નથી તેને માટે હજારો ઘણો ક્લેશ કરીએ તો પણ શું વળવાનુંછે. ? એક માણસનો વીશ વર્ષનો છોકરો મરી ગયો, તેના બદલામાં પોતે મરી જાય તો પણ શું, તે પાછો તેને જોવાનો? એવાં દૈવી દુઃખછે તેમાં શોક કરી દુઃખી થવું એ મીથ્યા છે; અને જે દુઃખ નિવારણ થઈશકે તેમ છે; તો તેને માટે ઉપાય કરવા, પણ શોક કરવાથી તે કંઈ સુધરતું નથી. બંને રીતે શોક કરવો મીથ્યા છે. દુઃખ આવી પડે તે વખતે ભક્ત જેવો થઇ જાય, અતિ રૂદન કરે, પસ્તાવો કરે, પણ તે દુઃખ માથેથી જતું રહ્યું, એટલે પાછો હતો તેવો ને તેવો. એવા ઘણા મૂર્ખ માણસો હોયછે. તેમનું પેહેલું રડવું ને પસ્તાવો ખરા દિલનો નહોતો. માણસની

એકવાર ભૂલ થાય, પણ તે ભૂલનો સ્વાદ ચાખ્યા પછી ફરી તે રસ્તે કેમ જાય? અને જાય તો પછી તેને એવડું દુઃખ ભોગવવું પડેછે. એવા અનિશ્ચિત મનના માણસો પોતાનો આખો જન્મારો દુઃખમાંજ ગુજારેછે પેહેલું દુઃખ તો પછી સુખ. એક દુઃખ તે સો સુખનું કારણ છે.

**दुःखितेमनसिभक्तिर्दुःखितेसत्समागमः ॥**

**दुःखितेऽनुभवःसर्वेस्तस्मात्तत्सुखत्तोधिकं ॥ १ ॥**

અર્થ—"દુઃખથી માણસનું મન ભક્તિમાન થાયછે અને તેને સત્સંગ કરવાનું સુઝેછે. દુઃખથી તમામ અનુભવ થાયછે માટે દુઃખ એ સુખથી પણ અધીક સારૂ છે." જો જુવાનીમાં પૈસા કમાશો તો વૃદ્ધાવસ્થામાં બેઠા બેઠા ખાશો. જો નાનપણમાં વિદ્યાભ્યાસ કરશો તો તેનાં ફળ જન્મ પર્યંત સારાં ભોગવશો. ખેડુ પ્રથમ કેટલી મહેનત કરેછે, અને દુઃખ વેઠેછે, ત્યારેજ તેની દુઃખદ મેહેનતનો બદલો મળેછે. પ્રથમ કષ્ટ સિવાય સુખનું મોઢું જોઈ શકાતું નથી.

સુખમાં ફુલાવું નહીં; અને દુઃખમાં દીલગીર થવું નહીં. આપણી સુખી અવસ્થા હોય ત્યારે તેથી વધારે સુખી માણસને જોવો; ને આપણી દુઃખી અવસ્થા હોય. ત્યારે તેથી વધારે દુઃખીને જોવો; અને પછી મુકાબલો કરવો, ત્યારેજ તમારૂ મન શાન્ત થશે. જે દુઃખ ટળે એવુ છે, તેને માટે તમારૂં તન, મન, ને ધન ખર્ચી ઉપાય કરો; અને જે અનિવાર્ય દુઃખ છે, તેમાં સાન્તી રાખી ધિરજ રૂપી ઢાલ હાથમાં લઈ, ઇશ્વરને ભજો; એટલે તે તમારાં દુઃખ ટાળશે; દુઃખ દેખીને ગભરાવું કે રોવું તેથી દુઃખ ટળતું નથી, પણ એથી ઊલટું દુઃખ વધેછે. કદાચ આપણું મરણ આપણે નજરે જોતા હોઈએ, તો તે વખત ઇશ્વર ઈચ્છાને તાબે થવું, પણ ગમે તેવી અમુઝણથી આત્મઘાત કરવો નહીં. સીતાને રામ, નળ દમયંતી, પાંડવો હરિશ્ચંદ્ર વગેરે ખરા દુઃખમાં ધિરજ ધરી તો પછવાડેથી કેટલા સુખને પ્રાપ્ત થયા? "જીવતો નર ભદ્રા પામશે" 'અને ફરતી ફરતી છે છાંયડી" એ કહેવત પ્રમાણે. ઇશ્વર ઇચ્છા પ્રબળ જાણી તેને ભજવો કે તે સન્માર્ગ બતાવશે.

**विपदिधैर्यमथाभ्युदयेक्षमा**

મહાત્મા પુરૂષનાં લક્ષણ ગણાવ્યાં છે, તેમાં આ પણ લક્ષણ છે, કે વિપત્તિમાં ધૈર્ય રાખવું, અને આબાદાનીગાં ક્ષમા રાખવી. આ દુનિઆનો ખેલ ઇશ્વરે વરસાદના માંડવાની પેઠે ઘડીમાં જાય, ને ઘડીમાં થાય એવો બનાવ્યો છે. સુખમાંથી દુઃખ, ને દુઃખમાંથી સુખ એમ ઘટમાળ ફર્યા કરે છે, માટે પોતાના સુકૃતપર નજર રાખી દૈવયોગથી જે થાય તે હિંમત રાખી ખમ્યા કરવું, એજ ઉત્તમ રસ્તો છે.

---*---

## આબરૂ.

આબરૂ એ ફારસી શબ્દ છે. આબ એટલે પાણી, અને રૂ એટલે મોઢું=મોઢાનું પાણી. એ એક અદૃશ્ય ચીજ છે, પણ તેની અસર ઘણીજ દેખીતી, અને ઊત્તમ છે; માટે દરેક માણસે તે સાચવવાને માટે અને તેમાં દિન પ્રતિદિન વધારો થવાને માટે પ્રયત્ન કરવો જોઇએ.

**सुयशोयस्यनैवास्ति, किंधनैरूपसंपदा**
**जातिकुलाभिमानेनजीवितंचनिरर्थकम्**

અર્થ— જેની કિર્ત્તિ સારી નથી તે રૂપાળો, ધનવાન, જાતીલો અને કુળવાન હોય, તોપણ તેનું જીવતર વૃથા છે.

શેઠ શાહુકારોની હુંડીઓ ચાલેછે, ને કાગળના ખોખાં ઉપર લાખો રૂપિઆ લેવડ દેવડ થાયછે, તે જો તેણે આબરૂ ખોઇ હોય, તો તેને એક દહાડો પણ કોઇ ધીરે નહી, અને તેની હુંડી પણ કોઇ સ્વીકારે નહીં. નાણાં પ્રકરણની બાબતમાં જેમ પ્રમાણીકપણું રાખવાથી આબરૂ વધે છે, તેમ બીજી બાબતમાં પણ પ્રમાણીકપણું, સત્ય, ઉદ્યોગ, ખંત, પરોપકાર અને પરગજુપણાથી આબરૂ વધેછે. પોતે વિદ્વાન હોય, અગર વિદ્યાને ઉત્તેજન આપનાર હોય, કે દેશને કલ્યાણ કરનાર હોય, હિંમતવાન કે બાહાદૂર હોય તોપણ તેની આબરૂ ફેલાયછે. તેથી ઉલટા ગુણો જે ધરાવતો હોય, તે અપયશનું પાત્ર થાયછે. ચોરી, વ્યભિચાર, ક્રોધ, લોભ, ને અસત્ય ભાષણ એ બધા આબરૂ ગુમાવવાના માર્ગ છે. આબરૂ ગઈ તેનું

સર્વ ગયું. આબરૂ ગયા પછી તેનું જીવતર ફોગટ છે. કેટલાએક મહાન પુરૂષોએ પોતાની આબરૂને માટે પ્રાણ આપ્યાછે, પણ પોતાની આબરૂ જવા દીધી નથી, એવા દાખલા શોધશો, તો અનેક મળશે. "મણનું માથું જાયતો ભલે, પણ નવટાંકનું નાક જવા દેવું નહીં," એ કહેવત આપણામાં ચાલેછે, એટલે તેનો અર્થ એ છે કે, શિરસટે પણ આબરૂ જવા દેવી નહીં. તેને માટે એક સંસ્કૃતમાં પણ શ્લોક છે:—

**नभीतोमरणादस्मिकेवलंदुषितंयशः**
**विशुद्धस्यहिमेमृत्युपुत्रजन्मसमःकिल**

અર્થ—હું મરણથી બીતો નથી, પણ કેવળ મારોયશ દુષિત થાયછે તેથી બીઉંછું. જો હું નિષ્કલંક મરીશ, તો છોકરાના જન્મોત્સવની બરોબર મારૂં મરણ થયું માનીશ.

પોતાને ગમે તેટલાં કષ્ટ પેઠવાં પડે, તોપણ પોતાની આબરૂ જવા દેવી નહીં. રજપૂતસ્થાનનાં બધાં રજપૂત રાજ્યો લોભથી, કે પાદશાહની મેહેરબાની મેળવવાના હેતુથી, કે ડરથી પાદશાહને આધીન થયા; અને મુસલમાનોને કોઈ વખત કન્યા નહોતા આપતા તે આપી; પણ ઉદેપુરના રાણાએ પોતાની આબરૂ બચાવવાને માટે એટલે યવનને કન્યા ન આપવી, એ ટેક જાળવવાને માટે કેટલાં દુ:સહ દુ:ખ સહન કર્યાં, અને પોતાની આબરૂ જાળવી;? તો જુઓ કે પ્રતાપ મરી ગયોછે પણ અમર હોય તેમ એના નામને સૌ ઓળખેછે. વિક્રમે પરદુ:ખ ભંજનપણાથી આબરૂ મેળવીછે. હરીશ્ચંદ્રે ઘણું કષ્ટ વેઠીને પોતાનું સત્ય ન છોડવાથી આબરૂ મેળવીછે. એવીજ રીતે કાળિદાસ, ભોજ, વ્યાસ, વાલ્મિક પોતાની આબરૂથી અને વિદ્યાને આશ્રય આપ્યાથી કીર્તિ પામ્યાછે. કીર્તિ મેળવવી એ સેહેલું કામ નથી. એમાં તન, મન, ને ધન અર્પણ કરવાં પડેછે. સર્વ સદ્દગુણો રાખવા પડેછે, કુદરતી નિયમને અનુસરીને ચાલવું પડેછે; પ્રજાના તેમ રાજાના તમામ કામમાં મદદ આપવી પડેછે. એમ કરવાથી હાલપણ કેટલાએકે સારી આબરૂ મેળવી છે. રાજા કે પ્રજાની સારી સેવા બજાવેછે તેને સરકાર મોટા મોટા હોદ્દા ને ઇલકાબો આપેછે, અને રાજા તથા પ્રજા તેને ઘણું ચાહેછે. આબરૂદારને

જ્યાં હોય ત્યાં માન મળેછે. ને જેની આબરૂ ગઇ તેની પાસે કોઈ માણસ ઊભું રહેતાં પણ શરમાય છે. દુનિયાંની નજરમાં તે છેક હલકો પડેછે; માટે જેમ બને તેમ આબરૂ મેળવવાને પ્રયત્ન કરવો. અને પોતાની ગેરઆબરૂ ન થાય તેમ વર્તવાને કાળજી રાખવીજોઇયે.

---

## કવિતા.

કુ એટલે બોલવું+ઈત+આ=બોલવા વાળી. કવિતા બે જાતની છે. ગદ્ય ને પદ્ય. કોઈએ ગદ્ય લખ્યું હોય, તે જો રસવાળું હોયતો તેપણ કવિતા કહેવાય. બાણભટ્ટકૃત કાદમ્બરી ગદ્યમાં છે તોપણ તે કવિતા કહેવાઈ. રસ વગરનું પદ્ય હોયતો તે કવિતા કહેવાયજ નહીં. રસ એ કવિતાનો જીવ છે. ઉપમા, અલંકાર એ તેના શણગાર છે. ગદ્ય કરતાં પદ્ય માણસના મનને વધારે અસર કરી શકેછે. ને જે ઠેકાણે જેવો જોઈયે તેવો આબેહૂબ ચિતાર આપી સમયાનુસાર રસ ઉત્પન્ન કરેછે. જેમકે કરૂણારસથી આપણું મન કરૂણામય થાયછે. હાસ્યરસથી આપણું મન ખુશ થાયછે. બિભત્સથી આપણું મન કંટાળે છે. ભયાનક આપણા મનને બીવડાવેછે; શાન્તરસ આપણા મનને ઉપદેશ કરેછે વગેરે.

મુખ્ય રસ નવ છે તેમાં શૃંગાર રસરાજ ગણાયછે. કવિની ખૂબી એજ છે કે વખતે છંદ દોષ થાય તો હરકત નહીં, પણ નિરસ કે રસ ભંગ તો નજ થાય; અને તેની કવિતા કરવાની જે મતલબ છે, તે વાંચનારના મનમાં તુર્ત ઉત્પન્ન થાય તેનું નામજ કવિતા. "વાડામાંથી પાડુ એક છૂટું થઈને નાઠું છેક" એને કોઈ કવિ કવિતા કહી શકેજ નહીં. એક કવિ કહેછે કેઃ—

**किंकवेःकस्यकाव्येनकिंकांडेनधनुष्यमतः ।**
**परस्यहृदयेलग्नंनाघूर्णयतियच्छिरः ॥**

અર્થ—તે કવિની કવિતા શા ખપની છે, અને ધનુર્ધારીનું બાણ પણ શા ખપનું છે, કે જે પારકા હૃદયમાં ભેદાઇને તેનું માથું ધુણાવે નહીં. !

કોઇ પણ સુકવિની કવિતા સાંભળી માણસના મનમાં તેવીજ

અસર થાય ને તેથી કરીને વાહ કહી માથું ધુંણાવે, તોજ તે કવિની કવિતા સારી જાણવી.

**स्वल्पाक्षरार्थबहुला, सरसासन्दिग्धताचमधुराच**
**कवितासरसासरसा, कथितातदवैपरित्येन**

અર્થ—અક્ષર થોડા ને અર્થ ઘણો હોય. તેમ રસ તથા અસંદેહપણું અને મીઠાશ હોય એવી કવિતા ઉત્તમ છે. આવા ગુણ વિનાની શ્રેષ્ટ નથી. વળી કોઈ તેના બે જુદા ભેદ કહેછે. નાળિએરપાક, ને દ્રાક્ષાપાક. નાળિએરની ઉપર છોડાં હોય છે, પણ જ્યારે ઉંડા ઉતરીએ ત્યારે તેની મીઠાશ મેળવી શકીએ છીએ; અને દ્રાક્ષમાં પ્રથમ મીઠાશ, ને પછી કુચા ને ઠળિઆ બાકી રહેછે. કેટલાએક કવિની કવિતા ઉપરથી સારી, ને અંદરથી માલ વગરની તેને દ્રાક્ષાપાક કહેછે; અને કેટલાક કવિની કવિતા બહારથી સારી ન લાગે, પણ અંદરથી ઉંડા ઉતરે તોજ તેનો સ્વાદ માલુમ પડે, એવી કવિતાને નાળિએરપાક કહેછે.

કવિતામાં કલ્પના શક્તિની ઘણીજ જરૂર છે. તે જેનામાં વધારે હોય, તેજ સારો કવિ થઇ શકે. પણ ઘણાનું માનવું એમ છે કે કવિ જન્મે છે; કવિ શીખવે થતો નથી. "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ." અણદીઠેલું અને અણજાણેલું પણ તે સારીરીતે વર્ણવી શકે છે. ઉત્તમ જ્ઞાનની સાથે ઉપદેશ કરેછે.

**वाक्यंयत्श्रुतमात्राद्भवतिजनानांमनोरंजगाति**
**नुदातिशुचंशुच्यानां, जनयातितद्विदांविनोदंच**

અર્થ—જે જગત્માં સાંભળવાથી માણસોનાં મન રંજન થાય છે, ને શોકાતુરનો શોક હરે છે, તેમ એની ખૂબી જાણનારાને ઘણો આનંદ આપેછે. ગમે તેવી દીલગિરીમાં હઇએ, પણ જો સારા કવિની કવિતા વાંચીએ, તો તમામ દીલગિરી ઉડી જાય, ને આનંદ પામીએ. જે દેશમાં એવા સારા કવિ હોય તે દેશનાં ધન્ય ભાગ્ય. સંસ્કૃતમાં વાલ્મિક, કાળિદાસ, જગન્નાથ વગેરે કવિઓ પોતાના કાવ્યથી આજ પણ વખણાય છે. ગૂજરાતીમાં પ્રેમાનંદ, શામળ, નર્મદાશંકર, ને દલપતરામ; તેમાં પણ અગારા જાણવા પ્રમાણે પ્રેમા-

નંદની બરાબરી કોઇ કરી શક્યું નથી. પ્રેમાનંદ એ ગૂજરાતનો સર્વોત્કૃષ્ટ કવિ છે.

અને અંગ્રેજીમાં શેકસપીઅર, મિલ્ટન, કૌપર વગેરેની કવિતા ઉત્તમ છે. રસ નવ છે. અલંકાર સોળ છે. સંસ્કૃતમાં જૂદા જૂદા ગ્રંથોમાં અલંકારની ગણત્રી જૂદી જૂદી કરી છે. આપણી ભાષાએ સંસ્કૃત ભાષાની ઉત્પત્તિ હોવાથી સંસ્કૃત ભાષામાં જેટલા છંદો છે, તેટલાજ આપણી ભાષામાં છે. કવિતા બનાવનારે પિંગળશાસ્ત્ર ભણી; કવિતામાં સારા શબ્દો અને તે પણ, સારા અર્થવાળા વાપરી યોગ્ય ઉપમા અલંકાર વડે તેને શોભાવવી જોઈએ; અને એવી રીતે શણગારી રસ જે તેનું ખરૂં જીવન છે, તે પૂરેપૂરો મૂકી, પછી દુનિઆમાં જાહેર કરશે તો તેની કવિતા જરૂર વખણાશે.

આજ કાલ કેટલાક થોડું ઘણું ભણ્યા એટલે જેવી તેવી કવિતા કરી પોતાનું નામ જાહેર કરવાને છપાવે છે; ને તે પણ લોકો લે છે, તે તેમની અજ્ઞાનતા છે. આથી કવિતાની શ્રેષ્ટતા ઘટે છે; અને શ્રેષ્ટ કવિઓને જે મદદ મળવી જોઇએ, તે ઓછી થાયછે. માટે એવા નમાલા કવિને મૂળમાંથીજ અટકાવવા કે કવિતા એ દુનિઆની નજરમાં હલકી ન પડે.

---

## પેહેરવેશ.

પેહેરવેશ એટલે પોશાક, એને અંગ્રેજીમાં ડ્રેસ કહેછે. પ્રથમ દુનિઆની ઉત્પત્તિ વખતે તમામ લોકો નાગા ફરતા હતા. કારણકે તે વખત લોકોને વિવેક વિચાર નહોતો. તેમ તેમની પાસે જોઈએ તેવાં સાધન પણ નહોતાં; પણ જેમ જેમ વિવેક આવતો ગયો તેમ તેમ ચામડાં કે છાલો, અને પાંદડાં પેહેરવા ઓઢવાના કામમાં લેવા લાગ્યા. હજુ પણ આફ્રિકાના કેટલાક લોકોની અને અમેરિકાના ઇંડિયન લોકની એજ હાલત થાય છે. પછી કપાસ, ઉન, રેશમ વગેરેની ઉત્પત્તિ થઈ અને તેને કેમ ઉપયોગમાં લેવાં તે સમજ્યા ત્યારે તેને માટે ચરખા, રેટિઆ, સાળ વગેરે સાદા સંચા કર્યા; ને સાદા સંચાથી જાડાં, પાતળાં, જેવાં બને તેવાં કપડાં બનાવવા લા-

ગયા, અને તે પહેરવા ઓઢવાના કામમાં લીધાં. આગળના બ્રાહ્મણો એક વસ્ત્ર ઓઢતા, ને એક વસ્ત્ર પેહેરતા; તથા સ્ત્રીઓને માટે પણ ઘણું કરીને એકજ વસ્ત્ર હતું. જેમ જેમ દુનિઆદારીના બીજા કામમાં આગળ વધતા ગયા, તેમ તેમ પોશાકમાં પણ લોકો સુધારો કરતા ગયા. જેમ દેશ દેશની ભાષા જૂદી છે, તેમ દેશનો પોશાક પણ જૂદો છે. જેમકે યુરોપિયનો ટોપીઓ ઘાલે છે; હિંદુઓ પાઘડીઓ બાંધેછે; અને મુસલમાનો માથે પટકા બાંધેછે. યુરોપિઅનો પાટલૂન, કુરતાં પેહેરેછે. તેમ હિંદુઓ ધોતીઆં, અંગરખાં વગેરે પેહેરેછે. મુસલમાનો લેંગા, જામા વગેરે પહેરેછે. આતો જૂદા ખંડ અને જૂદી જાતીની વાતો લખી, પણ એક હિંદુસ્તાનમાં અને હિંદુ જાતમાંજ જૂદા જૂદા પેહેરવેશ છે. ગુજરાતની સ્ત્રીઓ ઘાઘરા સાડલા ને કાપડાં પેહેરેછે; ને દક્ષિણમાં સ્ત્રીઓ સોળ હાથની સાડી ને ચોળી પેહેરેછે, ને માથુ ઉઘાડુ રાખેછે; તથા આગળ પાછળ સાડીની પાટલી પુરૂષની માફક રાખેછે. મારવાડી બૈરીઓના ઘાઘરામાં એક થાન કપડુ વરેછે. હિંદુસ્તાની લોકો પણ ધોતીઉં પેહેરે છે, ને આપણે પણ ધોતીઊં પેહેરીએ છીએ. આપણે છુટી કાછડીએ પેહેરીએ છીએ, ને એ બંધ કછોટે પેહેરેછે. દેખા દેખી હાલ કેટલાક લોક યુરોપી લોકની પેઠે પાટલુન પહેરવા શીખ્યા છે.

પોશાક એ પોતાની મર્યાદા સાચવવા માટે, શરીરના રક્ષણ માટે, કે શોભાને માટે છે, પણ તેથી રૂઢી દેવીને આધીન થઈ એ ત્રણે મતલબ ઉંધી વળે તેમ થવું ન જોઈએ. તેમ એ પોશાકમાં ઝાઝી ટાપટીપ કે તેની અંદર ઝાઝુ ખર્ચ કરવું ન જોઈએ. ઉપરની ત્રણ મતલબ સચવાય એટલે બસ. દેશનો રિવાજ હોય તેને અનુસરતોજ પોશાક પેહેરવો.

સદ્‌ગુણ સરસમાં સરસ પોશાક, તથા ઉમદા ઘરેણાંથી પણ ઉત્તમ છે. તે નહીં હોયતો, તમે ગમે તેવાં વસ્ત્રાલંકાર પેહેર્યાં હશે તોપણ તમે શોભશો નહીં. જેમ શરીરની સ્વચ્છતા રાખવાની જરૂર છે તેમ પોશાકની પણ રાખવી. કપડાં પેહેરવાં એ એક જાતનો વિવેક ગણાય છે. કોઇ ઠેકાણે આપણે મળવા જઇએ, ત્યાં સ્વચ્છ અને સારે કપડે જઇએ તો તે તેને માન આપ્યા બરાબર છે.

પોતાનું, એ સૌથી સારૂ એમ સર્વને લાગેછે, પણ પોતાના પોશાકથી કંઈ અડચણ હોયતો તેમાં યોગ્ય ફેરફાર કરી પેહેરવાનો રિવાજ રાખવો; શોભાને માટે ટાપટોપ કરવાથી લોકોમાં હાંસી થાય, એમ થવું ન જોઇએ. "કહેવત છે કે એક નૂર આદમી હજાર નૂર કપડાં" અને "અધ વશાનું માણસ ને વીશ વશાનાં લુગડાં."—એ બરાબર છે. સારો પોશાક પહેરવાથી આપણું મન આનંદિત રહેછે, ને પોતાની આબરૂ સચવાયછે. માટે એ બાબતમાં કોઈએ બેદરકારી કે લોભ રાખવો નહીં.

——(૦)——

## હિંમત.

હિંમત એ ફારસી શબ્દ છે. એને સંસ્કૃતમાં ધૈર્ય કહેછે. એ ગુણ જેનામાં ન હોય તેને બીકણ કે કાયર કહેછે. બીકણપણું એ માણસનો મોટો દુર્ગુણ છે, ને હિંમત એ માણસનો મોટો સદ્‌ગુણ છે. બીકણ માણસ કોઇપણ કામ સરાધાર પૂરૂં કરી શકતો નથી. આગળ ઉપર તેને ખરેખરૂં નુકશાન થવાનું ન હોય, તોપણ કોઇ માણસ તેને જરા બીવડાવે તો બી જઈને તે કામ પડતુ મૂકે છે; ને હિમતવાન માણસ પેહેલુ વિચારીને કામ ઉપાડે છે, પછી તેની વચમાં ગમે તેટલાં જોખમો નડે, કે કોઈ માણસ બીવડાવે, તોપણ ન બીતાં આખરે તે પાર પાડેછે. કહેવત છે કે "હિંમત મરદા મદદ ખુદા." માણસ જો હિંમત રાખીને કામ કર્યા કરે તો પરમેશ્વર તેને સહાય થાયછે. દરેક કામમાં થોડી ઘણી અડચણ કે નુકશાન વેઠવાનું હોયછે, પણ તેને લીધે જો આપણે પડતાં મૂકીએ તો દુનિઆનું એકે પણ કામ થાય નહીં. મોટી મોટી લડાઇઓ થાયછે, તેમાં પોતાના રાજ્યની સમૃદ્ધિ અને દેશ એ લૂંટાઈ જવાનો તથા પોતાને મરવાનો ડર રાખે તો પછી લડાઈ કોણ કરે ? ને પારકા દેશ કોણ જીતી લે? સુરાજદૌલા ને કલાઇવ એ બે એક એકથી વિરૂદ્ધ દાખલો છે. શિવાજીએ ઔરંગજેબ જેવા બાદશાહની સામે થઈ મોટા રાજ્યનો પાયો નાંખ્યો, તે ફક્ત હિંમતથીજ. નેપોલીઅન બોનાપાર્ટે આખા યુરોપખંડને ધ્રુજાવી મૂક્યો, ને કોલંબસે અમેરીકાખંડની શોધ કરી. તે પણ આ સદ્‌ગુણને લીધેજ. વેપારી-

ઓ કરોડો રૂપિઆનો વેપાર ચલાવેછે, તેઓને જો હિંમત ન હોય તો, તેમનો વેપાર તરત તૂટીજાય. કોઇ વખત વેપારમાં ખોટ આવેછે તોપણ તેઓ પોતાનો ધંધો હિંમતથી આગળ ચલાવ્યા જાય છે. એક વિદ્યાર્થી એક વખત પરીક્ષામાં નાપાસ થાય ને હિંમત હારી જાય તો કદી પાસ થવાનોજ નહીં, પણ હિંમત રાખી ફરી વાર અભ્યાસ કરે, તો પાસ થયા વગર રહે નહીં.

**धैर्यनैवेहसंत्याज्यंप्राणिनांसर्वसिद्धिदं**
**उत्साहीनःप्रतिदिनं,संचिन्वन्तिसुसंपदः**

અર્થ—સર્વ સિદ્ધિને આપવા વાળું જે ધૈર્ય, તે કોઇએ ત્યાગ કરવું નહીં. કારણકે ઉત્સાહવાન પુરૂષો હમેશાં નવીન સંપત્તિ મેળવેછે. દરેક કામમાં ઉદ્યોગ, ખંત, દૃઢતા, એ જેમ ઉપયોગનાંછે તેમ હિંમત પણ અવશ્યની છે. હિંમત વગર માણસથી બે ગાઉની મુસાફરી થઈ શકે નહીં, તો હજારો ગાઉની દરિઆની મુસાફરી શી રીતે થઇ શકે? હરકોઈ કામગાં એ ગુણ વગર કોઇ જય મેળવી શકતો નથી.

---

## પગાર.

પગાર એ પોર્ટુગીઝ ભાષાનો શબ્દ છે, મહેનત બદલ કંઇ આપવું, તેનું નામ પગાર. એક મજુર, જેને આખો દિવસ મજુરી કરવી પડેછે, તેના કરતાં સુતાર, ઘડીઆળી, મુનસફ, ડાકતર વગેરેને વધારે રોજ મળેછે. એનું કારણ વત્તી ઓછી મહેનત નથી. મુનસફ થોડી વાર કામ કરીને રોજના પચીશ ત્રીશ રૂપિઆ લેછે, ત્યારે એક વાણોતર આખો દિવસ લખ્યાં કરેછે, તેને ભાગ્યેજ ચાર કે પાંચ આના મળેછે. તેમ મજૂરને વળી એથી ઓછું મળેછે. માટે એનો આધાર વત્તી ઓછી મહેનત ઉપર નથી; પણ તેમનાં કરેલાં કામની કિમ્મતના પ્રમાણમાં હોયછે. મહેનત બે જાતની છે. મનની ને તનની. દરેક ધંધામાં એ બંને સાથે રહેલી હોયછે, પણ કોઈમાં મનની મુખ્ય હોય તો બીજામાં તનની મુખ્ય હોયછે. વકિલ, ડાકટર વગેરે ધંધામાં મનની મહેનત વધારે, અને મજૂર, કારિગર વ-

ગેરેમાં તનની મહેનત વધારેછે. હવે જે ધંધામાં મનની મહેનત વધારેછે, તે ધંધાની કિંમત વધારે મળેછે, ને તેનું કરેલું કામ કિમતી ગણાયછે. જેમ કે એક સૂતાર, ટેબલનો એક પગ ચડાવે છે, તેમાં અને એક ડાકતર માણસનો પગ દુરસ્ત કરેછે, તેમાં ઘણો તફાવત છે; અને એનું કારણ ઉપર કહ્યું તેજ છે કે ડાકતરના કામમાં બુદ્ધિનો ખપ વધુ છે; અને સૂતારી કામમાં ઓછો છે. એ મુજબ તેમનાં કરેલાં કામની કિંમત પ્રમાણે તેમને વધારે ઓછો પગાર મળેછે.

વળી તે કામ શીખતાં કેટલી મહેનત અને ખર્ચ પડેછે, તેના ઉપર પણ તેમની વત્તી ઓછી કિંમત આધાર રાખેછે. સૂતારનું કામ શીખવાને જેટલી મહેનત ને પૈસા ખરચવા પડેછે, તે કરતાં વકીલ કે ડાકતરનું કામ શીખવાને ઘણી મહેનત અને ઘણો ખર્ચ કરવો પડેછે. વળી એટલી બધી મહેનત કરવા છતાં ભાગ્યેજ સારા નીવડી શકેછે; તેથી છત અને ખપના પ્રમાણમાં તેમને પગાર મળેછે.

ડાકતરની જરૂર વધારે, અને નીપજે થોડા, માટે કિંમત વધારે હોયછે. કારકુનો મળેછે ઘણા, પણ ખપ ઓછો છે, માટે તેમનો પગાર ઓછો હોયછે. એટલે દરેક વસ્તુની છત અને ખપના પ્રમાણમાં વધુ કિંમત થાય એ દેખીતું છે.

વળી કેટલાંક કામમાં વધારે પૈસો કે વધારે મહેનત નથી પડતી તો પણ તેમનો પગાર વધારે હોયછે. એનું કારણ એજછે કે તે ધંધામાં કંઇ જોખમ કે ભય રહેલો હોય છે. રંગનારા, સલાટ, વગેરે કારીગરોના કામમાં ઘણું જોખમ રહેલું છે. રંગમાં ઝેર રહેલું છે, તેથી રંગનારા જો બરાબર સંભાળ ન રાખે તો એમાં ખરાબી થાય છે, અને તેથી એ કામ થોડા જણ શીખેછે. તેમ સલાટના કામમાં વળી પથ્થરની રજકણ ઉડીને નુકશાન થાય છે, તેથી તે કામ પણ થોડા જણ કરેછે. એવાં એવાં કારણથી પગારની કિંમત વત્તી ઓછી હોય છે. તેમના કરેલાં કામની કિંમત ઉપર પહેલો આધાર, પછી કામની કિંમત, છત, અને ખપના ઉપર આધાર રાખે છે તે બીજી વાત. કોઇ ધંધો શીખવાને કેટલી મહેનત, પૈસો, ને જોખમ રહેલું હોય છે, તેપર છતનો આધાર છે; ને છતની સાથે ખપ કેટલો છે? તેપરથી દરેકને વધતો ઓછો પગાર મળેછે.

——(૦)——

## ૬૨.

કર=વેરો, આપણું રક્ષણ કરવા બદલ રાજા કે સરકારને કંઇ પૈસા આપવા તે. દુનિઆ જ્યારે જંગલી હાલતમાં હતી, ત્યારે લોકો એક બીજા સાથે લડી મરતા, પોતાની મહેનત સુખે કરી શકતા નહીં, ઘણી મહેનતે થોડું ઉત્પન્ન કરી શકતા, લૂટ, ચોરીની બીક ઘણી હતી, અને લોકોથી રાત દિવસ સુખચેનમાં રહેવાતું નહીં. ધીમે ધીમે તેઓનામાં સંપ વધ્યો, ત્યારે તેમણે પોતાને માટે એક ઉપરી ઠરાવ્યો; ને તેને રાજા કે સરદારનું નામ આપ્યું. તેણે દેશના અને લોકના રક્ષણ માટે લસ્કર રાખ્યું, અને તેનું ખર્ચ પુરૂં પાડવાને માટે રૈયત પાસેથી પૈસા લીધા. હવે એ પૈસા લીધા તેનું નામ કર કે વેરો, દરેક દેશમાં થોડા ઘણા પણ વેરા હોય છે. ઈંગ્લાંડ જેવા દેશમાં દરેક માણસને માથે જેટલો વેરો આવેછે, તે કરતાં આપણા દેશમાં ઘણોજ ઓછો આવેછે. તો પણ લોકો બુમ પાડે છે. એનો આધાર કરના વાજબીપણા અને લોકોની હાલતપર છે. એ કર વાજબી રીતે લેવાય તો ઘણો ફાયદો થાય, પણ લોકોની હાલતનો વિચાર કર્યા વગર ને વારંવાર નાંખવામાં આવે તો લોકોમાં પોકાર થાય છે. આપણા દેશમાં એનો પોકાર ઘણીવાર દીઠામાં આવે છે, તેનું કારણ લોકોની પૈસા સંબંધી નબળી હાલત છે.

હવે કર આપવો એ વાજબી છે કે ગેરવાજબી? તેનો વિચાર કરીયે. દરેક માણસની ફરજ છે કે તેણે પોતાને ભાગે પડતો વેરો ભરવો જોઈયે. એતો એક વસ્તુનો સોદો કરવા જેવું છે. જેમ પૈસા આપીને આપણે અમુક વસ્તુ ખરીદ કરીયેછીયે તેમ વેરો આપીને રક્ષણ ખરીદ કરીયેછીયે. ફેર માત્ર એટલોજ કે બીજી વસ્તુ લેવી એ આપણી મરજી ઉપર છે, પણ વેરો આપી રક્ષણ તો લેવુંજ જોઇએ. જો આપણે ના પાડીયે તો સરકાર આપણને પોતાના રાજ્યમાં રહેવા ન દે, અને આપણે હેરાન થઈએ. જેમ આપણે વસ્તુ લેઇને પૈસા ન આપીયે, તો મહા ગુન્હો થાય છે, તેમ રક્ષણ લેઈને કર ન આપીયે એ પણ ગુન્હો છે. એથી આપણે પરમેશ્વરના ચોર થઈએ છીયે, અને આપણે લીધે બીજાને નુકશાન ખમવું પડે છે. આપણે વેરો ન આપીયે તો ઠરાવેલી રકમ પૂરી પાડવા માટે

બીજા ભાઇઓને વધારે આપવું પડેછે, માટે દરેક માણસે કર આપવામાં કંઇ આનાકાની કરવી નહીં. એ આપવાની ખાસ ફરજછે, એમ સમજીને દરેક માણસે એ ખુશીથી આપવો જોઇયે.

કોઇ દેશના લોક જો વેરો ન આપે તો ઊપર કહ્યાં તેવાં માઠાં ફળ થાય. ને દેશમાં વેપાર, હુન્નર, ખેતીવાડી વગેરેની માઠી દશા થાય. વેરો એ કેવળ આપણા સુખને માટેજ છે, એ વાત કદિ ભૂલવી નહીં.

---

## કામની વહેંચણ.

કામની વહેંચણ=હરકોઇ કામના ભાગ પાડી, તે ઘણા માણસો વચ્ચે વહેંચી દેવું તે. દરેક જાતના ધંધામાં એથી ઘણો લાભ થાય છે. સુધરેલા દેશના કારીગર વર્ગમાં તથા આપણા દેશના મોટાં કારખાનામાં તેમજ થાય છે. કામ સોંઘું અને સારૂ થાયછે, તેથી ખપત ઘણી વધેછે, અને ખપત વધે એટલે પૈસો ઘણો મળે. વળી જથાબંધ માલ ઊપડી જવાથી કામમાં વધારો થાય છે, અને તેથી મજુર વગેરે ઘણા રાખવા પડે છે, એથી માણસોની રોજીને પણ ફાયદો મળેછે. દરેક માણસ અમુક ધંધામાં ચાલાક નીવડીને પોતાનું કામ ઝટ પાર મૂકી દેછે, ને તેથી કામ ઘણું સારૂ થાયછે.

યુરોપખંડમાં એ બાબત દરેક હુન્નરમાં ઘણી સાવચેતી રાખે છે. કામનો દરેક ભાગ જુદા જુદા જણ વચ્ચે વહેંચી આપેછે, ને તેઓને ઘણો નફો મળેછે. એક ટાંકણી બનાવવામાં ૧૨ આદમી કામે લાગે છે. જો એક આદમી આખો દીવસ બેસે તો ભાગ્યે પચાસ ટાંકણી બનાવી રહે, પણ એક જણ તાર બનાવે, બીજો તાણે, ત્રીજો કડકા કરે, ચોથો ગણી કાઢે, એ પ્રમાણે દરેક ભાગ જુદો જુદો જણ કરે છે, તેથી એક દિવસમાં લાખો ટાંકણી બનેછે. વળી તે સસ્તી ને સારી થાયછે. એ પ્રમાણે વણવાના, શીવવાના, છાપવાના વગેરે દરેક કારખાનામાં ત્યાં એમજ ચાલેછે.

આપણા દેશમાં કામના ભાગ પાડેછે, પણ તે નહી જેવા છે. પેટી બનાવવાને એક સૂતાર જાતેજ બધું કામ કરેછે. કદિ પાટીમાં બીજા પાસે વહેરાવેછે, કે સ્ક્રુ વગેરે બીજા પાસે જડાવે છે, નીંહતો

ઘણું ખરૂ પોતાને હાથેજ કરેછે. તેમજ એક દરજી એક બદન કે એક અંગરખું શીવવું હોયતો પંડેજ કરેછે. એથી કેટલી ખરાબી થાયછે તે જુઓ. સૂતાર ભાગ્યેજ ૪ થો ભાગ રોજ કરી શકેછે, ને આખી પેટી બનાવતાં તો એક અઠવાડીયું લાગે. પણ જો તેજ પેટીના ભાગ પાડી, એક જણને વહેરવાનું, એક જણને માપ પ્રમાણે પાટીયાં પાડવાનું, બીજાને તે સાફ કરવાનું એ પ્રમાણે વહેંચણ કરે તો દરરોજ ઓછામાં ઓછી બે પેટી થાય. એથી કિંમત સસ્તી પડે, ને લેનારને લાભ થાય. તેમજ દરેક ધંધાનું સમજવું.

નિશાળમાં એકજ શિક્ષક રહીને બધા વર્ગને ભણાવે તો તેનું ફળ સારૂં નીપજે નહીં. પણ જો વર્ગવાર જૂદો જૂદો માણસ રાખે તો ફાયદો થાય. એ કરતાં વળી એકજ વર્ગના જૂદા જૂદા વિષય જૂદો જૂદો જણ શીખવે તો ઘણો ફાયદો થાય. એક જણ ભૂગોળ તો બીજો વ્યાકરણ, ત્રીજો ગણિત એમ જે જે વિષય પોતાને પસંદ હોય, તે શીખવે તો એથી પણ વધુ લાભ થાય. એ પ્રમાણે દરેક ધંધામાં જેમ મહેનતના વિભાગ વધારે તેમ લાભ વધારે.

ઈશ્વરી નિયમ પણ એમજ જણાયછે કે બધાએ જૂદું જૂદું કામ કરવું. એકજ જણ, કુંભાર, સૂતાર, અને લૂહાર વગેરે પોતાને ખપ પડતી તમામ જાતનું કામ કરવા બેસે તો બહુ વિટંબના થઇ પડે, પણ માણસોએ જૂદી જૂદી વહેંચણી કરી લીધી છે, તેથી ઘણું સુખ મળેછે. એ પ્રમાણે કામના વિભાગ પાડીને તે કામ કરતાં વેપાર, રોજગાર, હુન્નર, લોકો વગેરે તમામને લાભ છે. માટે એવીજ રીતે કામ કરવાની ટેવ પાડવી જોઇએ.

---

## ઉમંગથી મંડયા રહેવું.

આગ્રહ એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે. (આ=મર્યાદામાં+ગ્રહ પકડવું+અ)=એટલે હરકોઈ કામની પાછળ મંડયા રહેવું તે. એનો ઉપયોગ હમેશાં સારા કામમાંજ કરવો, નઠારા કામમાં જે આગ્રહ કરીયે તેને તો દુરાગ્રહ કહેછે, અને તે નિંદવા લાયક છે. દુનિઆમાં આગ્રહ અને ઊત્સાહથી ગમે તેવું જોખમકારી કામ હોય તે સેહેલથી પાર પડેછે.

**आग्रहः शुभकार्येषुसज्जनैस्तुविशेषतः**
**उत्साहेनसमंकार्योदुराग्रहोनिवर्त्तनं.**

અર્થ—સજ્જનોએ વિશેષે કરી સારા કામમાં આગ્રહ કરવો, ને ઉત્સાહની સાથે તે કામ પૂર્ણ કરવું. પણ દુરાગ્રહ તજી દેવો.

ઉત્સાહ અને આગ્રહ એ બંન્ને ગુણ સાથે રહેલા હોય તોજ લાભ છે. ઉત્સાહ એટલે હરકોઇ કામ કરવાની મનની હોંસ, ઉત્સાહથી કોઈ કામનો આરંભ કરીયે, પણ તેમાં જો મંડયા ન રહીયે તો નિષ્ફળ થઈએ. માટે હરકોઈ કામમાં એ બંન્નેની જરૂર છે. એથી અગણીત લાભ થયાછે ને થાય છે. એથી માણસનું મન પ્રફુલિત રહેછે, હાંસભેર કામ કરવાથી તે કામ પાર પડેછે, અને જ્યારે અણધારેલો લાભ પ્રાપ્ત થાય છે, ત્યારે બેહદ ખુશી ઊપજેછે. દુનિઆમાં પૈસો, આબરૂ અને નામના મેળવવાનો એ ખરેખરો રસ્તો છે. આળસુ અને નિરૂત્સાહી માણસથી કદિ મોટાં કામ થઈ શક્તાં નથી. એથી પોતાને, જાતિ ભાઇઓને, અને આખા દેશને લાભકારક ફળ મળેછે. એક માણસના ઉત્સાહ, આગ્રહથી તેનું જોઇને બીજા શીખેછે, ને ધીમે ધીમે બધી પ્રજામાં એ ગુણ આવેછે. આખો દિવસ પોતાનુંમન ઉદ્યમમાંજ લાગેલુ રહેછે, અને તેથી બુરા વિચાર કદિ આવતા નથી. શરીર સારૂં રહે છે. હરકોઈ અઘરૂં કામ સેહેલું થાયછે. "કાળા માથાનું માનવી ધારે તે કરે" એ કહેવત ઉત્સાહી ને આગ્રહીનેજ લાગુ પડેછે, માટે દરેક માણસે હોંસ રાખીને કામ કરવુ અને આગ્રહથી મંડયા રહેવું.

ઈશ્વરે એ નિયમ કુદરતી રીતેજ દરેકમાં મૂકયો હોય એમ જણાયછે. એક નાનુ બાળક જેને પૂરૂં ચાલતાં કે ઉઠતાં આવડતુ નથી, તે પણ ધીમે ધીમે કોઈની મદદ વગર ઉભું થાયછે ને ચાલેછે. એક વાર પડી જાયછે તો બીજી વાર, બીજી વાર ન બને તો ત્રીજી વાર, એ પ્રમાણે વારંવાર ખંતથી વળગી રહીને, પોતાનુ કામ પાર પાડી આનંદ પામેછે. જ્યારે પોતાની ધારણા પાર પડેછે, ત્યારે કેવું ખુશ થાયછે? હવે કહો એને કોણ શીખવવા ગયું? કેવળ ઇશ્વરી પ્રેરણાજ. તેમજ એક જનાવરનો દાખલો લ્યો. કીડી સરખુ પ્રાણી પોતાના ખોરાક માટે મહેનત કરતું હોય અને તે પદાર્થ પોતાના ગજાથી

મોટો હોયછે, તોપણ તે હિંમત હારતું નથી, ને ઉત્સાહ ભેર મચ્યું રહી, પોતાના દરમાં ઘસડી જાય ત્યારેજ રહેછે. એક પક્ષી પોતાનો માળો બાંધવામાં એક વાર નાસિપાસ થાયછે તો બીજીવાર, ત્રીજીવાર એમ જ્યાં સુધી પૂરે પૂરો થાય ત્યાં સુધી મચ્યું રહેછે. એ બધાપરથી એમ સાબિત થાયછે કે ઉત્સાહી અને આગ્રહી થવાની દરેક માણસને ઘણી જરૂર છે.

કેટલાક જણ કહેછે કે અમારી પાસે કંઈ સાધન નથી, કે કામ નથી તો અમે શેમાં મંડયા રહીએ? પણ એ તેમની ભૂલ છે. માણસે મહેનત અને સાધન ખોળી કાઢવાં એ, પોતાનાજ હાથમાં છે. જુઓ, મરેઠી રાજ્ય સ્થાપનાર શીવાજી પાસે પ્રથમ કેટલાં સાધન હતાં! તેમ યુરોપખંડને ધ્રુજાવનાર ફ્રાન્સના રાજા નેપોલીયન પાસે પ્રથમ શું સાધન હતાં! એતો ઊત્સાહ અને આગ્રહ એની મેળે ઘસડી લાવેછે. એ બને વીર પુરૂષો, તેમ હૈદર, ક્લાઈવ અને અગાઉના હિંદુલોકો કેવળ ઊત્સાહ અને આગ્રહ વડેજ પંકાઇ ગયાછે.

જો શરીર સાજુ હોય, પણ મન નિરાશ હોય તો કંઇ કામ થઈ શકતું નથી. તે પરથી "જે રડતો જાય તે મુઆની ખબર લાવે" એ કહેવત પડેલી. કેમકે મનમાં આગ્રહ નથી તેનાથી કામ સારૂં થવાનુજ નહીં. કોઈ વિદ્યાર્થીનુ ઈતિહાસપર મન ન હોય, ને તે વિષયમાટે વારંવાર તેને બોધ દેવામાં આવે તો નકામો છે. જ્યારે એનું ખરેખરૂં વલણ થાય, ને મનની ઊલટ થાય ત્યારેજ તે કામ પાર પડે. એક બાળકને બળાત્કારે કોઇ કામનો અટકાવ કરીયે છીયે, અગર કંઇ કામ સોંપીયે છીયે તો તે બરોબર કરી શકતું નથી, પણ તે મનની હોંસ પ્રમાણે કરવા દીધાથી તે ગમે તેવું અઘરૂં કામ પાર પાડી શકેછે. માટે દરેક કામમાં ઉત્સાહની ઘણી જરૂર છે.

ઉત્સાહની સાથે આગ્રહની પણ જરૂર છે. કોઈ કામ કરવાને ઉત્સાહ રાખીયે પણ વચમાં અડચણ પડવાથી કંટાળી જઈયે તો તે કામ થતું નથી, માટે દરેક કામમાં મચ્યા રહેવાની પૂરી જરૂર છે. ગાડીની શોધ કરનાર સ્ટીવનસને ઘણી મુદત સુધી શોધ કરી, તેમજ ગ્યાલીલીઓ, સોક્રેટિસ, ડાકતર જેનર વગેરેને ઘણી ઘણી હરકતો આવી, તો પણ તેઓ ગભરાયા નહિ, ને મચ્યા રહ્યા, તો પા-

છળાથી કેવું માન પામ્યા? માટે દરેક ધંધો ઉત્સાહ અને આગ્રહથી કરવો જોઈયે.

હિંદુલોકે મુસલમાની વખતમાં ધર્મ સાચવ્યો તે આગ્રહથીજ. કલાઈવે અંગ્રેજી રાજ્ય સ્થાપ્યું એ પણ આગ્રહ વડેજ. માટે દરેક પુરૂષે સારા કામ પાછળ મનની ખરી હોંસથી મંડયા રહેવું જોઈયે, કે જેથી તેનાં સઘળાં કામ ઈશ્વર પાર પાડશે.

## સત્યસંગ.

સતસંગ (સં) સત્=સારી+સંગ=સોબત=સારી સોબત કરવી તે. માણુસનુ મન હમેશાં નકલ કરવા તરફ વધારે હોયછે, અને જેવી છાપ મૂળથી પેસી ગઇ તે પ્રમાણે કામ કરેછે. એ પરથીજ "સોબત તેવી અસર" એ કહેવત પડીછે. સતસંગના અગણીત લાભછે. એનાથી દરેક કામ પાર પડે છે.

ભર્તૃહરિ કહેછે કેઃ—

**जाड्यंधियोहरतिसिंचतिवाचिसत्यं**
**मानोन्नतिंदिशतिपापमपाकरोति**
**चित्तंप्रसादयतिदिक्षुतनोतिकीर्त्तिं**
**सत्संगतिःकथयकिंनकरोतिपुंसाम्**

અર્થ—જડતા હરેછે, સત્યતા આણેછે, ઊંચું માન આપેછે. પાપ દૂર કરેછે, ચિત્તને ખુશ રાખેછે, અને ચોતરફ કીર્ત્તિ ફેલાવેછે. કહો, સારી સોબત શું કરી શકતી નથી?

એ પ્રમાણે સતસંગનાં ઉત્તમ ફળ છે, માટે દરેક માણુસે નઠારી સોબતથી દૂર રહી સારી સોબત કરવી જોઇયે. કોઈ હલકી જાતનો માણુસ હોય, પણ જો તેને મોટા માણુસની સોબત હોયતો તેના બધા સારા ગુણુ તેનામાં આવેછે. વિવેક, વિચાર, રીતભાત વગેરેમાં તે સુધરીને યશ પામેછે, અને એક ઉંચ માણુસ હોય તે કુસંગતિથી હલકી પદ્વીને પામેછે. આ દુનિઆમાં સોબતથી જેટલાં કાર્ય થાયછે તેટલાં બીજાથી ભાગ્યેજ થતાં હશે.

એક બાળકને નાનપણથી જો ખરાબ છોકરાંની સોબત થાય છે તો તેનામાં જુઠ, ચોરી, ખરાબ ચાલ, વગેરે દુર્ગુણોનો પ્રવેશ થઇ મોટપણે તે હેરાન થાય છે. નઠારા માણસની સાથે બેસવાથી, કે જરા વાર ઉભા રહેવાથી, પણ કલંક લાગેછે, અને તે ઉપરથી કહે છે કે;—

**कुसंगासंगदोषेण, काष्टघंटाविटंबना.**

અર્થ—"ગધેડાની સોબતથી બિચારી ગાયને પણ કાષ્ટઘંટા બાંધવી પડી." નઠારા માણસની સોબતથી માણસને તન, મન અને ધન સંબંધી નુકશાન થાયછે. અમીરોની અમીરાઇ, અને કુળવાનનું કુલિનપણું જતું રહેછે. માટે દરેક માણસે એવી સોબત છોડી દેવી. આપણે ઘણા દાખલા જોઈયેછીયે કે ફલાણા શેઠનો દીકરો ખરાબ રસ્તે ચઢી ભીખ માગતો થયો, ફલાણાએ દેવાળું ફુક્યું, ફલાણો તો વહી ગયો એનુ કારણ કુસંગજ છે. કુસંગત એ નરકે લેઇ જનાર છે; અને સારી સોબત એ સુખ અને સંતોષ આપી બંને ભવમાં લાભ આપેછે.

**सत्संगाद्भवतिहिसाधुताखलानां**—"ખળ માણસ પણ સતસંગથી સુધરેછે." માણસની પરીક્ષા તેની કંપની ઉપરથી થાય છે. તે જેવી મંડળીમાં રહેતો હોય તે પરથી તેને ઉંચ કે નીચ માને છે. જો વિદ્વાન મંડળીમાં રહેતો હોય તો વિદ્વાન, અને મૂર્ખ મંડળમાં રહેતો હોય તો મૂર્ખ ગણાયછે. વળી સતસંગ વિષે એક રૂષિ કહેછે કે—

**सत्संगेनपरंप्राप्यदुस्तरंतरतेऽचिरात्**
**तस्मादपिप्रयत्नेन सत्संगंसततंकुरु**

અર્થ—" સત્સંગથી પરમપદ મળેછે, અને આગમ્ય તે પણ થોડા વખતમાં મેળવી શકાય છે, તેટલા માટે પ્રયત્નવડે પણ સત્સંગ કરો." નાનાં પ્રાણીને પણ કુસંગતનો પાસ લાગ્યા વગર રહેતો નથી. બે પોપટની ત્રીજી ચોપડીમાં વાત આવીછે, તે બધા જાણતા હશે, તો માણસ જેવું પ્રાણી નઠારી સોબતથી બગડે એમાં નવાઈ નથી. આપણા દેશમાં પૈસાદાર, કે ઉંચા કુળના છોકરાઓ

હલકી જાતના મૂર્ખ છોકરાની સોબતમાં પડીને હેરાન થાયછે. માન, પૈસો વગેરે ગુમાવેછે, તથા લોકોમાં ફિટકાર પામેછે. યૂરોપ જેવા સુધરેલા દેશમાં તો અમીર ઉમરાવના છોકરા કદિપણ હલકો ધંધો કરનારનાં છોકરાં જોડે રમી શકતાં નથી. જો કે ત્યાં આપણા જેવું ખોટું કુળાભિમાન નથી, પણ ધંધા પ્રમાણે છે, તેથી મોટા લોકનાં છોકરાંમાં ભાગ્યેજ દુર્ગુણ પ્રવેશ કરેછે. આપણા દેશમાં તો મોટો અમીર હોય, ને તેનો દોસ્ત મુસલમાન, કે કોળી વગેરે હલકી જાતનો હોય; કહો હવે એથી એને શું જ્ઞાન મળે ? ઉલટું, હોય તે પણ કટાઈ જાય. માટે ખરાબ સોબતથી દૂર રહી હમેશાં સારા સદ્ગુણી માણસની સોબત કરવી.

સારા વિદ્વાન જોગીઓ પરમાનંદને અખંડ સુખ માની આ ભવ અને પરભવમાં જે સુખનો સ્વાદ ચાખેછે, તેનું કારણ કેવળ સત્સંગજ છે. ગમે તેવો ખરાબ ચાલનો, દુર્ગુણી, કે મૂર્ખ હોય તે પોતાની ખરાબ વર્ત્તણુક અને જડતા છોડી દેઇ મહાસુખ પામેછે, એ સત્સંગનોજ પ્રતાપ છે. માટે દરેક માણસે સત્સંગ કરવાપર ઘણીજ કાળજી રાખવી. ને નાનપણથી છોકરાંને એ બાબત લક્ષમાં રાખવાને બોધ દેવો જોઈએ. એથીજ આ લોક અને પરલોકમાં અખંડ સુખ મળી શકશે. હલકા અને નીચ માણસો પણ ઊંચે દરજ્જે ચઢી ખ્યાતિ પામી ગએલા છે, તે સત્સંગ વડેજ.

---

## સંભાળ રાખવા વિષે.

પાન સડે, ઘોડા ખડે, વિદ્યા વિસર જાય;
તવે પર રોટી જલે, કહો ચેલા કયું થાય.

આ દુનિઆની દરેક ચીજ સંભાળ રાખવાથી સારી હાલતમાં રહેછે. જો માણસો હરકોઈ વસ્તુની, કામકાજની, ને રાચરચીલાની સંભાળ ન રાખે તો આ દુનિઆ માણસને દુઃખમય થઇ પડે; ને હાલ ઇશ્વરકૃત ને મનુષ્યકૃત જે જે વસ્તુ જોવામાં આવેછે તેનો જલદી ક્ષય થાય. દરેક પ્રાણીને ઈશ્વરે અંગજ્ઞાન આપેલ છે, તે વડે તે પોતાની ખાવા પીવાની અને બ્યવહારીક વસ્તુઓની સંભાળ રા-

એછે. માણુસને અંગજ્ઞાન ઉપરાંત તર્કશક્તિનું જબરૂ સાધન આપેલું છે. તે વડે આ દુનિઆના દરેક પ્રાણી ઉપર તે શ્રેષ્ટપણું ભોગવેછે. હવે એ તર્કશક્તિ વડે માણસ જાણેછે કે આ વસ્તુને આવી રીતે સાચવવી જોઈએ, વ્યવહારમાં આવી સંભાળ રાખવી જોઇએ, ને ઘરબારમાં આવી રીતે સંભાળ રાખવી જોઈયે. સંભાળનો અર્થ રક્ષણ નથી, પણ સાવચેતી રાખી સુખ થાય તેમ વરતવું તે છે. જો ખેડૂત પોતાના પાકની બરાબર સંભાળ ન રાખે તો તેમાં નુકશાન થાય, અને તેથી તેને, તથા દેશને નુકશાન થાય. એક વેપારી પોતાના માલની જો બરાબર સંભાળ ન રાખે, અને પરદેશથી લાવવા લેઈ જવામાં બે દરકાર રહે તો ઘણું નુકશાન થાય. એક સાધારણ માણુસ પોતાના ઘર વ્યવહારમાં બરાબર સામાન વગેરેની, અને બીજા માણસોની સાથે કેમ વરતવું તેની સંભાળ ન રાખે તો હેરાન થાય. એક સ્ત્રી પોતાના પતિની સેવામાં અને ઘરના સામાન સરંજામમાં બરાબર સાવચેતી ન રાખે તો દુઃખી થાય એક ભરવાડ પોતાને ત્યાં રાખેલા પ્રાણીને સારી રીતે ઉછેરવાને જો સાવચેતી ન રાખે તો ઢોર બરાબર ઉછેરે નહિ, ને તેને ઘણો પસ્તાવો થાય. એક બાળક માબાપની આજ્ઞા ન માનતાં બે ફીકરાઇથી ચાલે તો મોટપણે હેરાન થાય. એક નોકર પોતાના સોંપેલા કામકાજમાં કાળજી ન રાખતાં બે ફિકરાઈથી વરતે તો વખતે નોકરીને નુકશાન લાગે. એક વિદ્વાન પોતાના કરવાના કામની, કે કરેલા કામની બરાબર સંભાળ ન રાખે તો પાછળથી માઠાં ફળ દેખે. એ પ્રમાણે નાનાં બાળકથી માંડીને તે મોટા વિદ્વાન સુધીમાં એ ગુણ અવશ્યનો છે.

આપણામાં ટુંકી પણ ઉપયોગી કહેવત "ચેતના સુખી તે સદાય સુખી" એ ખોટી નથી. માટે દરેક કામ કાજમાં સંભાળ રાખી વરતવું જોઇએ. ઘરબારના પદાર્થ બરાબર ગોઠવવા; ને તેના રક્ષણ માટે લાંબો વિચાર કરી જોગવાઈ કરી રાખવી જાઈએ. ખાવા પીવામાં; બોલવા ચાલવામાં, બેસવા ઊઠવામાં, જવા આવવામાં ને હરેક કામ કાજમાં સાવચેતી રાખવી, એ બહુ જરૂરનુંછે. જો કે માણસનુ ધાર્યું કંઇ થતું નથી, એ વાત ખરી; પણ જાણી જોઇનેજ કૂવામાં પડીએ તો ડુબીયે એમાં નવાઇ નથી. પોતાનાથી બ-

ને તેટલી સાવચેતી રાખીને વરતીએ, ને તે છતાં જો નુકશાન થાય તો તેમાં આપણો દોષ નથી. સાવચેતી રાખવી એ અનુભવથી રાખી શકાયછે; ને જેમ જેમ માણસ ઘડાયછે તેમ તેમ જોઇ વિચારીને ચાલેછે, તોપણ સત્યસંગ અને વિચાર શક્તિ વડે માણસ સાવધાન રહીને સુખી થઈ શકે.

ગફલતમાં રહેનાર આદમી પોતાની જાતે અને પોતાના સંબંધીઓને નુકશાન કરનારછે. ભૂમિતિ બનાવનાર યુકલીડે બાર સ્કંધ બનાવી તૈયાર રાખેલા હતા, પણ એમાંના જે ચાર સ્કંધ બળી ગયા, તેની ખોટ હજુ સુધી કોઇ વિદ્વાને પૂરી પાડી નથી. કહો, એવી ગફલતથી દુનિઆને કેટલું નુકશાન થયુંછે.? આગગાડી તથા રૂની વખારોમાં ગફલતથી સહેજ દેવતાની કણી પડતાં કેટલું બધું નુકશાન થાયછે?

અલબત માણસ માત્ર ભૂલને પાત્રછે એ વાત ખરી. પણ વારંવાર ભૂલો કરે તો પછી તેનાથી આ વિકટ વિશ્વમાં સુખે રહેવાનું પણ ભાગ્યેજ બનેછે, માટે દરેક માણસે હરકોઈ કામ કાજમાં સાવચેતી રાખવી, ને તેજ સુખી થવાનો ઉત્તમ માર્ગછે.

---*---

## બાળહત્યા.

બાળહત્યા એટલે નાનાં બાળકને મારી નાંખવાં તે. આ ધારો મહા પાપી અને દેશને એબ લગાડનારો છે. રજપૂત, પાટીદાર વગેરે કૂળવાન નાતોમાં આ રીવાજ અગાઉ ગણો પ્રસરેલો હતો. પણ હાલ અંગ્રેજ સરકારના રાજમાં એ બાબત સખ્ત કાયદા થવાથી કંઈક અટકાવ થયોછે. એ ધારો પડવાનું કારણ ખોટું કૂળાભિમાન, અને ખરાબ રૂઢીજછે. રજપૂતો, ને કૂળવાન જાતમાં કોઈ ગરીબ માણસને ત્યાં દીકરી અવતરે તો ઘણું ખર્ચ કરી તેને સારે ઠેકાણે પરણાવવી પડેછે; પણ પોતાની પૈસા ખર્ચવાની શકિત ન હોય, તેથી તેને જન્મે ત્યારથીજ મારી નાંખતા. ઝાડેજા, રજપૂતોમાં એ ચાલ થોડાં વર્ષ ઉપર ઘણો ક્રૂર રીતે ચાલતો. એને દુધ પીતી પણ કહેતા, ને તેનું કારણ એ કે છોડી અવતરી કે તુર્ત એક મોટા કું-

ડામાં દુધ ભરી તેને ગુંગળાવી મારતા. ચરોતરના કેટલાએક કૂળવાન પાટીદારોમાં પણ એમજ થતું. ખોટા કૂળાભિમાનથી મહા પાપના ફાંસામાં લોકો પડતા, અને હજુ કંઇક ઠેકાણે તેની અસર રહેલી જણાયછે. પોતે કૂળવાન હોય, એટલે હલકી જાતનાને કન્યા દેવાય નહીં, અને કૂળવાનો તો ભારે પહેરામણી વગેરે માગી હેરાન કરે, ઘરમાં પૈસાની ત્રેવડ હોય નહીં, તેથી બધો દોષ બિચારા નિરપરાધિ બાળકને માથેજ પડતો. એનું ખરેખરૂં પાપ નાતના આગેવાનોને માથેછે. કેમકે તેમાં ભૂલ તેમનીછે. પોતાની નાતમાં સુધારો કરી, એનો અટકાવ કરવા ધારે તો બની શકે તેવુંછે. આખરે સરકારે વચમાં પડી ઝાડેજા રજપૂતોમાં સુધારો કર્યો, અને કન્યા પાછળ પુષ્કળ પૈસાની ગરજ પડતી તે મટાડ્યું. એથી હાલ એ ક્રૂર રીવાજ નરમ પડ્યોછે. લોર્ડ હાર્ડીંગ ગવર્નર જનરલે આ બાબત સખ્ત કાયદો ઈ૦ સ૦૧૮૪૮ માં કર્યો.

ચરોત્તરના પાટીદારમાં પણ એ બાબત હવે સુધારો થવા માંડ્યોછે, તોપણ હજુ કુળાભિમાનમાં ગરકાવ થયેલા ઘણા લોકો ત્યાં છે. તેઓ ભારે ખર્ચના બોજાગાં આવી જન્મ પર્યંત હેરાન થાય છે. એતો કુળભિમાનને લીધે બાળહત્યા થવાની વાત આવી; પણ હવે લગ્નની બીજી રૂઢીઓથી થતી હત્યાઓનો વિચાર કરીયે. દેશમાં પુનર્લગ્નનો ધારો નહીં હોવાથી, કોઇ બાળ વિધવા કુકર્મ કરી બાળકનો જન્મ આપે છે, પણ તે જાહેર થાય તો નાત જાતમાં નાક કપાય, માટે જન્મેલા નિરપરાધી બાળકને તુર્ત મારી નાંખે છે. એવી એવી બાળહત્યાઓના બનાવ ઘણીવાર સાંભળવામાં આવે છે. એનો દોષ પણ નાતને માથે છે. એવી નાતવાળાને ઘણું નીચું જોવાનું છે. ઈશ્વરી કોપ તેમના ઊપર થયા વગર રહેતો નથી. માટે એ બાબત નાતના શેઠીઆઓએ સત્વર ચેતીને સુધારો કરવો જોઈએ. એથી વસ્તી ઘટે છે. અને નાત ટુંકી થઈ જાયછે. ઈશ્વરનો મહા ગુન્હો થાયછે. એ બાબત સરકારે સખ્તાઈ ઘણી કરીછે, પણ વિધવાઓનો વાંક નથી. તે બિચારી ખુલ્લી રીતે કહે છે, કે એમાં અમારો વાંક નથી. ક્રુર શિક્ષાતો નાતવાળાને થવી જોઇએ. એવા કેસ કોર્ટમાં ચઢેલા ઘણીવાર જોવામાં કે સાંભળવામાં આવે છે. ઉચ્ચ

નાતનું ઉંચપણું એ વખતે ક્યાં જાયછે? તે સમજાતું નથી. માટે એ બાબત પોતાની નાતમાં સુધારો કરી, બાળકોના જીવ બચાવી વિધવાઓનાં દુઃખ મટાડીને પરમાર્થ કામમાં ચિત્ત પરોવવું જોઇએ.

કુળના ખોટા ડોળથી જે બાળ હત્યાઓ થાયછે તે, તથા વિધવાઓના અનાચારથી હત્યાઓ થાયછે, તે બંનેથી દેશને ઘણી નામોશી લાગેછે, નાત ટુંકી થાયછે, એવી નાતપર ઇશ્વરનો કોપ થાયછે, ને સરકારમાં ફજેતી થાયછે; માટે એ બાબત સુધારો કરવાને દરેક દેશ હિતેચ્છુએ ઘણું ધ્યાન દેવું જોઈએ. રા. સા. લાલશંકર જેવા દેશ દાઝનૂ પુરૂષોની મદદથી પંઢરપુર વગેરે ઠેકાણે બાળ રક્ષક ગૃહ થયેલાં છે. જેમાં વિધવાઓ નિર્ભયપણે બાળકનો જન્મ આપી તેમનો જીવ બચાવેછે, પણ એવા ભવાડા નજરે જૂવેછે, છતાં દરેક નાતના શેઠીઆઓ સુધારો કરતા નથી, એ ખરેખરૂં હિણપદ ભરેલું છે. દેશ સુધારામાં એવા રીવાજથી ઘણી હાની છે.

---

## વિદ્યાર્થિનાધર્મ.

વિદ્યાભ્યાસ કરનારાઓએ પોતાના ઉત્તમ કામમાં ફતેહ મળે તેને માટે, ઘણી વાતની સંભાળ રાખવાની જરૂર છે. અગાઉના જેવી વિદ્યાર્થી અવસ્થા જો કે હાલના ભણનારામાં નથી, તોપણ કેટલીક ઉપયોગી બાબતપર ધ્યાન રાખે તો, તેઓ ફતેહમંદીથી પોતાનું કામ પાર પાડી શકે. પ્રાચીનકાળમાં બ્રાહ્મણોને જનોઇ સંસ્કાર થયા પછી બાર વર્ષસુધી, બ્રહ્મચર્યાવસ્થામાં રહી વિદ્યાભ્યાસ કરવાની ફરજ હતી. તેમ કેટલાક રાજપુત્રો પણ તેમના જેવી સખ્ત અવસ્થા વધારે નહિ તો થોડી વખત પણ પાળતા. તે વખતે આ શ્લોકમાં કહેવા પ્રમાણે પાંચ લક્ષણ બરાબર પળાતાં હતાં.—

**काकचेष्टाबकध्यानं, श्वाननिद्रातथैवच ॥**
**स्वाल्पाहारःस्त्रीयस्तागो,विद्यार्थीपंचलक्षणम् ॥ १ ॥**

આજે પણ કેટલાક ઉંચી જાતની વિદ્યાનો અભ્યાસ કરનારા, કોલેજોમાં ( પાઠશાળા ) રહી લગભગ એના જેવી અવસ્થા ભોગવે છે. અભ્યાસ કરવાને માટે એ લક્ષણો ઘણાં ઉપયોગી છે. ગયાજીની

પાસેનો નલન્દનો અપાસરો, જે સાતમા સૈકાનું બૌદ્ધ ધર્મી જબરૂં વિદ્યાલય હતું, એ પણ એકાંત જગામાં હતું, કે જેમાંના ભણનારા નિર્વીઘ્નપણે પોતાની પવિત્ર ફરજ બજાવ્યા જતા. એ પાંચ લક્ષણો સિવાય બીજી કેટલીક બાબતો વિષે પણ વિદ્યાર્થીઓએ ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

વખતનો ઉપયોગ—વિદ્યાભ્યાસ કરનારાને આ વાતની ઘણી કાળજી હોવી જોઈએ. થોડો પણ વખત નકામો ન કાઢવો. "क्षणकःकणकश्चैवविद्यामर्थंचसाधयेत्" એની પેઠે થોડો વખત ફુરસદનો મળે, તો તેને અનુસરતું કામ તે વેળા કરી નાખવું, ને પોતાની મતલબ સાધી લેવી.

ખંત અને આગ્રહ—દરેક પાઠ હોંસ રાખીને કરવો, અને તેની પાછળ મંડયા રહી તેને પાર પાડવો. કોઇ ન આવડતી બાબત વિશે અણગમો કરી નિરાશ ન થવું, પણ મંડયાજ રહેવું. હોંસભેર મચ્યા રહેવાથી અઘરો વિષય પણ સહેલો થઇ પડેછે. ઉત્સાહ વગરનું કામ કદિ સારૂ થઇ શકતું નથી. પરીક્ષામાં નાપાસ થતી વેળા એ વિચાર મનમાં ધરી ફરી પ્રયત્ન કરવો.

દરેક ન આવડતી કે અજાણી બાબત વિષે પૂછપાછ કરવી. કેટલાક જણ એવા શરમાળ હોયછે કે પોતાના શિક્ષકને ઝાઝીવાર પૂછતાં આચકો ખાયછે, ને તેઓ એમ ધારેછે કે આપણે ઓછી અક્કલવાળા ગણાઈશું. પણ એ તેમની મોટી ભુલ છે, તમે વિદ્યાર્થી અવસ્થામાં તો છેક અલ્પજ્ઞ છો એમજ માની દરેક નજીવી બાબત પણ સચોટજ્ઞાન વગરની જવા ન દેશો એ પ્રમાણે હલકી બાબત વિશે જો પૂછપાછ કરવાની ટેવ રાખશો તો તમે દુનિઆદારીમાં પણ દરેક કામ સારી રીતે પાર પાડશો. દરેક માણસને જ્યાં સુધી કોઇ બાબત સંપુર્ણ ન સમજાય ત્યાં સુધી તે બાબત વિશે અજ્ઞાનતાજ રહેવાનો. અજ્ઞાનતા ટાળવાનો ઉપાય એજ કે ભલે હાંસી થાય તેની હરકત નહીં, પણ પ્રચ્છકપણું રાખવું.

દરેક લેસન શીખતી વેળા તથા પાઠ કરતી વેળા, તેમાં સંપૂર્ણ ચિત્ત પરોવવાની ટેવ વિદ્યાર્થીને ઘણી કામની છે. અમુક વિષય એકજ શિક્ષક, પાસે બેઠેલા પંદર વિદ્યાર્થીને સરખી રીતે સમજાવે

છે. તોપણ ભાગ્યે તેમાંથી અડધ ભાગ, તે વિષય બરાબર સમજી શકેછે, તેનું કારણ ઓછું વધતું ધ્યાન આપવાની શકિતજ છે; તેમ આખો દિવસ ચોપડીમાં મોં રાખી અમુક પાઠ ગોખ્યા કરે, પણ ભાગ્યે પૂરો થાયછે. તેનુ કારણ પણ એજ છે. દરેક પાઠ શીખતી વેળા અને તૈયાર કરતી વેળા તેમાં તલ્લીન થઈ જવું. તે વખતે આજુબાજુ કશાપર નજર ન રાખવી, એજ સંબધી વિચાર દોડાવવા, એને તેનુંજ મનન કર્યા જવું. તો તેનું સચોટજ્ઞાન ટુંક મુદતમાં થતાં હરકત પડશે નહીં.

અખંડતા—દરેક પાઠમાં લાંબા વખત સુધી ધ્યાન આપવાની ટેવ તેને અખંડતા કહે છે. અમુક વિષય શિખનાર માટે આ નિયમ બહુ કામનો છે, તો પણ છુટક છુટક વિષય શિખનારા પણ એનો ઉપયોગ કરે તો સારૂ ફળ મળે. થોડી થોડી મુદતે અમુક પાઠમાંથી કંટાળી જઇ. તેને અધુરો મુકી, બીજો કરવો. એથી કોઈ પણ પાઠ બરાબર થઈ શકતો નથી, માટે લાંબી મુદત ધ્યાન દેવાની ટેવ પાડવી.

હાજરી—નિશાળમાં બરાબર હાજર રહેવાની વાત પણ ભૂલવી નહીં. ગેરહાજર રહેવાથી નવું શીખાતું નથી, જે જૂનું હોય તે કટાઇ જાયછે, માટે જરૂરના કારણ વગર કદિ ગેરહાજર ન રહેવું.

સંપ રાખવો—પોતાના વર્ગમાં બધા ભાઇઓ જોડે સલાહ સંપથી વરતી, તેમને અરસ્પરસ સહાય કરવી, ને પોતે પણ ન આવડતી બાબત શીખી લેવી.

બીજાનું જોઈને નકલ કરવાની ટેવ ન રાખવી. એથી મહેતાજી અને પરમેશ્વર બંનેના ગુનેગાર થવાયછે, પોતાને આવડતું નથી, પરીક્ષામાં ફજેતી થાયછે, ને મહેતાજી જાણેછે તો વિશ્વાસ ઉઠી જાયછે. એવાં એવાં ઘણાં માઠાં ફળ, જોઇ જોઇને હિસાબ વગેરે કરવાથી થાયછે. પોતાની મેળેજ જેટલું આવડે તેટલું કરવાની ટેવ રાખવી. "આપ સમાન બળ નહીં." એ વાત યાદ રાખવી. એથી દુનિઆદારીમાં બીજાના પર આધાર ન રાખીને સ્વતંત્રપણે હરકોઈ કામ કરવાની સારી આદત પડશે.

વાજબી ચડસાચડસી રાખવી. પોતાનાથી હોશિઆર હોય તેના જેવા

થવાને સીધે રસ્તે મહેનત લેવી પણ સામાને નુકશાન કરી, આપણું કામ સાધી લેવાનો ખોટો ઉપયોગ ન કરવો.

ગુરૂ તથા માબાપની આજ્ઞામાં રહેવું. નાનાં બાળકોને સારૂં નરસુ બરાબર સમજવાની શક્તિ હોતી નથી, ને માબાપ તથા ગુરૂ તેમના ખરેખરા હિતકારક છે, માટે કદિ પણ એમની આમાન્યા ઉલંઘન ન કરવી, ને સદા પૂજ્યભાવે માન આપવું.

નિશાળ છોડ્યા પછી પણ વિદ્યાર્થી અવસ્થા રાખવી, અને ભણ્યાની સાથે ગણ્યા થવું. પોતે જે જે સારા સારા ગુણનું સ્મરણ કરી ગયા હોઇયે, તેનો સંસારમાં સારો ઉપયોગ કરી સુખી થવું. પોતાના જ્ઞાનનો લાભ બીજાને દેવો, અને અમુક હુન્નર શીખી ને પૈસા પેદાકરી યશ સંપાદન કરવો. દરેક કામ હિમ્મતથી પાર પાડવું, ને પોતાના ગુરૂ તરફ જીવતપર્યંત માનપૂર્વક વર્તી પોતાનું શુદ્ધ શિષ્યપણું પ્રકટ કરવુ. એ બધાની સાથે ઇશ્વર ભક્તિ કદિ વિસારવી નહીંજ.

હાલમાં નાનપણથી કેટલીક જાતનાં સંસારી વિઘ્ન આવી પડતાં, વિદ્યાભ્યાસ કરવામાં ઘણું ખલેલ પહોચે છે, તોપણ બને તેટલા ઉપલા નિયમો પાળી પોતાનું કામ અડગપણે બજાવ્યા જવું,ને પોતાનો ઉત્તમ પુરૂષાર્થ સાધી લેવાને જરાપણ આળસ કરવી નહીં. "જુવાનીમાં ગાઢા મહેનતે એકઠું કરેલું પુરૂષત્વ, વૃદ્ધાવસ્થામાં સન્મિત્રની માફક કામ લાગેછે".

---

## સભા ભળવા વિષે.

સભા=મંડળી. ચાર પાંચ માણસો એકઠા મળીને હરકોઈ બાબતની વાતચિત કરતા હોય, તે મંડળી કહેવાયછે. પણ એનો ગંભિર અર્થ એ છે કે ચાર પાંચ કે વધારે વિદ્વાન એકઠા થઈને વિદ્યા વિષે કે બીજા જનસમૂહના કલ્યાણર્થે કંઇ ચરચા ચલાવતા હોય, તેને સભા કહેછે. તેવીજ મંડળીથી દેશને લાભ છે. બીજી મંડળીઓથી ઊલટું નુકશાન થાયછે. આપણા દેશમાં નાતવાર પટેલીઆનાં જે પંચો છે તે એક જાતની મંડળીજ છે, અને તેમાં ફક્ત નાતજા-

તનીજ ચર્ચા થાયછે, તેમજ ગામના પંચો, વેપારીનું માંડલું, ધર્મોપદેશક સાંભળાને મળેલા લોકોનું ટોળુ, એ બધી આપણા દેશની મંડળીઓજછે. એથી અનેક લાભ થાયછે.

અગાઉના રૂષિઓ વિદ્યા સંબંધી ચર્ચા ચલાવવાને મોટી મોટી સભાઓ ભરતા, અને તેમાં જે નિર્ણય થાય તે કબૂલ રાખતા. તેમજ રાજા રાણાઓ પણ પોતાનું બળ, લશ્કર, મહત્વ વગેરે જાહેર કરવાને મોટી સભાઓ ભરતા, તથા પોતાના અને પારકા દેશની નવાજૂની જાણવાને સાંજે દરબાર ભરતા, અને જેની અસર આજે પણ કેટલેક ઠેકાણે જેવામાં આવેછે, એ બધી અગાઉની મંળીઓજ હતી.

દરેક કામ એકજ માણસના અનુમતથી કરવામાં અવે, તેના કરતાં જૂદા જૂદા માણસોનો અનુમત લેઇ તેમાંથી જે નિશ્ચય થાય તે પ્રમાણે કરવામાં આવે, તો ઘણું સારૂં થાય, કેમકે "પંચ ત્યાં પરમેશ્વર" તેથી અણઘટતું કામ તેવે ઠેકાણે ભાગ્યેજ થાયછે. સભા મળવાના લાભ વિષે એક વિદ્વાન કહેછે કે—

पंचोनांविदुषांसंगात्विनयोजायतेनृणां ॥
विनयादगुणवृद्धिश्च,ततोदुर्नयभिन्नयः ॥ १ ॥
ततश्चाविचलासंपत्सुखंकीर्त्तिश्चसाश्वती ॥
गुणिगुणख्यापनेतुसएवप्रथमाभवेत् ॥ २ ॥

અર્થ—પાંચ વિદ્વાનના સમાગમથી વિનય પેદા થાયછે, તેથી ગુણની વૃદ્ધિ, અન્યાયની નિવૃત્તિ અને ન્યાયની પ્રવૃત્તિ થાયછે. એથી અવિચલ લક્ષ્મી મળે છે, તે સુખ ઉત્પન્ન કરેછે, નિરંતર કીર્ત્તિ વધેછે, ને ગુણવાન માણસોનું વર્ણન થાય છે તેમાં એજ મુખ્ય ગણાય છે ( ગુણવાનનો સમાગમ કરનાર )—

આપણામાં જે અજ્ઞાનતા હોય તે દૂર થાયછે, પોતાના ખરા વિચાર સ્વતંત્રપણે બતાવી શકાયછે, ને તે ખરો છે કે ખોટો તેનો નિશ્ચય થાયછે, બોલવા ચાલવાની, અને સારૂં લખવાની ટેવ પડેછે. યોગ્ય તકરાર લેઈ તેના વિષે ખરૂં ખોટું સાબિત કરી આપવાની ટેવ પડેછે. સંસારમાં ઉપયોગી જ્ઞાન મળેછે. સુધરેલા દેશનું એ એક

ભૂષણ છે. આજકાલનાં સુધરેલાં રાજ્યોમાં તો મંડળી ઉપર ઘણો આધાર રખાયછે. જેમ મુંબઇમાં " બોમ્બે એસોશિએશન " નામે સભા છે તે નવા કાયદા, કર વગેરેમાં સરકાર સામે તકરારો લેછે, ને પ્રજામત જણાવેછે. તેવીજ રીતે સુધરેલા દેશમાં પણ એવી સભાઓને લીધે ખોટું કામ કરવાની કોઈની છાતી ચાલતી નથી, કેમકે તેમાં શ્રીમંત, વગવાળા, વિદ્વાન, અને ઘણું કરીને પ્રજાના અગ્રેસરોજ સામેલ હોયછે. વળી સુધરેલા દેશોમાં તો સભાઓ વડે રાજ્યકારભાર ચાલેછે, ઘણા માણસોના વિચારથી એક વાત સિદ્ધ થઇ હોયછે તેથી તેનાપર સરકાર ભરોસો રાખેછે. તેવીજ રીતે નાતજાતનાં તથા ગામનાં પંચમાં પણ બનેછે. ફેર એટલો કે નાતજાતનાં પંચમાં જોઇએ તેવા ડાહ્યા, સમજુ અને વિદ્વાન માણસ હોતા નથી, અને તેથી તે પંચ કજિઆરૂપ પકડેછે.

આપણા દેશમાં ઇંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી એવી રાજકિય તથા લોકોપયોગી કામની સભાઓ ભરવાનો રીવાજ ઘણો પસર્યો છે. આજે આપણે કેટલાક સારા હક ભોગવીએછીયે ને સરકારમાં પોતાની દાદ જણાવીએ છીએ તે એનાજ પ્રતાપે, દિન પ્રતિદિન વિદ્યા કળામાં, સંસારી સુધારામાં, અને બીજા કામ કાજમાં એથી ઘણો સુધારો થયોછે. હિંદુસ્તાનની " નૅશનલ કૉંગ્રેસ " તથા પુનની સાર્વજનિક સભા વગેરે મોટી મોટી સભાઓ સ્થાપન થઇછે, અને તે પોતાનો દેશ ઉચ પાયરીએ ચડાવવાની ઊત્તમ નેમમાં વખાણવા લાયક પ્રયત્ન કરેછે. એથી ભવિષ્યમાં સારૂં ફળ થવાની આશા રખાયછે.

સભામાં સંપ રાખવો એ જરૂરની વાત છે. કેટલાક જણ પોતાનુંજ સઘળું ખરૂં, એમ માનીને મિથ્યા તપી જઇ વેર બાંધી બેસેછે, એ બહુ ખોટું. અલબત વાજબી વિચાર જણાવવાને, અને તે સાબિત કરવાને તકરાર ચલાવવી, એ સારી વાત છે, પણ તે તકરાર વધી પડે તેમ ન કરવું, અને બહાર નીકળ્યા પછી તેનો ડંશ રાખીજ મૂકવો, એ તો કેવળ મૂર્ખાઇ છે.

પ્રેસીડેન્ટ ( પ્રમુખ, સભાનો ઉપરી ) ના કહેવા પ્રમાણે બરાબરાબર વરતવું જોઇએ, ને વિવેકની મર્યાદામાંજ તકરાર કરવાનો રીવાજ રાખવો.

બાળકોને નાનપણથી એવી જ્ઞાન ચર્ચા ચલાવવાની ટેવ પાડવી. એથી આગળ જતાં તેઓ સારૂં બોલી શકશે, લખી શકશે, ને દરેક બાબતમાં પુખ્ત વિચાર કરતા થશે. વિદ્યા સંબંધી, પુનર્વિવાહ, બાળલગ્ન કે બીજા સંસારી સુધારા સંબંધી, અને રાજપ્રકરણી બાબતની સભાઓમાં દરેક સુજ્ઞ પુરૂષે દાખલ થવું. ને તેમાં બનતી મદદ દેવી જોઈએ.

## દેશી કારીગરી.

આપણા દેશની કારીગરી અગાઉના વખતમાં ચડતી હાલતમાં હતી, તેથી દેશ આબાદ હતો, ને લોકો સુખચેનથી પોતાના દિવસ નિર્ગમન કરતા. હાલમાં તેની પડતી દશા આવી છે, અને એક ઝીણા સોય દોરાથી તે મોટી વસ્તુ સુધીમાં આપણે પરદેશ ઉપર આધાર રાખવો પડેછે.

જે વખતે યુરોપીયનો જંગલી હાલતમાં હતા, એશિઆખંડનો બીજો ભાગ વિદ્યાકળાથી ઉતરતો હતો, ને અમેરીકાખંડની શોધ થઇ નહોતી, વખતે હિંદુસ્તાનની પૂર્ણ ચડતી કળા ચોતરફ પ્રકાશી રહી હતી. એક વખત એવો હતો કે એશિઆ તથા યુરોપનાં રાજા રાણીને હિંદુસ્તાન વસ્ત્ર પુરાં પાડતાં, અને ઢાકાના સુંદર મલમલે પરદેશી કારીગરોને હેરત પમાડ્યા હતા. તેમજ કાશીનું જરિયાની કામ, ચંદેરીની સરસ બત્તી, નાગપુરના ધોતી જોટા, કાશ્મીરી શાલો, અને બીજા હુન્નરે પરદેશમાં ઘણી ખ્યાતી મેળવી હતી. નકશી કામ, ચિત્ર કામ, રંગિત કામ અને વણાટ કામમાં તેની બરોબરી કરી શકે તેવો બીજો દેશ નહોતો. વિદ્યાની બાબતમાં પણ તેની ખ્યાતિ ચોતરફ ફેલાઇ હતી, અને ગ્રીક, ચીના વગેરે આ દેશની વિદ્યા શીખવાને આવેલા હતા.

આજે દુનિઆં આટલી બધી સુધરી ગઇછે, ને યુરોપીઅન તથા અમેરીકાનોએ અગમ્ય શોધ કર્યાછે, તો પણ આગલા વખતમાં જેવું પત્થર તથા લાકડાપર નકસી કામ આપણા દેશમાં થતું તેવું આજે ત્યાંના કારીગરો કરી શકતાનથી. એ શું હિંદુસ્તાનની ઓછી

જાહોજલાલી બતાવેછે? ખરેખર તે વેળા હિંદુસ્તાનને માથે યશભાનું પૂર્ણકળાએ પ્રકાશતો હતો.

હાલમાં એમાંનુ કંઇ ન મળે, કારીગરી નાશ પામી, કારીગરો ક્યાંય ગયા, ભોંયરામાં રેંટીયા માંડી ઝીણું સૂતર કાંતનારી બૈરીઓ ક્યાં ગઇ, અને કારીગરો ભાગાતુટા હુન્નરવડે બળાત્કારે ગૂજારો કરવા લાગ્યા. જે હિંદુસ્તાન થોડાં વર્ષપર પરમુલકને તમામ ચીજો પૂરીપાડતો, તેને હવે દરેક ચીજ માટે રાહ જોઇ બેસી રહેવુ પડેછે. નકસી કામ તો નાશજ પામ્યું, ને ચિત્રકામતો છેકજ પરવાર્યુંછે. જે ઓજારો વડે આપણા કારીગરો ઉત્તમ કસબ લડાવતા, તે ઓજારોને માટે પણ પરદેશપર આધાર રાખવો પડેછે. હજામના સજૈયાથી માંડીને તે લોઢાના મોટા કરવત સુધીમાં પણ પરદેશનોજ આધાર અરે એથી તો શું? પણ જો થોડો વખત ઈંગ્રેજી વેપારીઓ સોયદોરા બંધકરેતોતમારાંફાટેલાંલૂગડાં સાંધવાનાપણસાંસાપડે.શી કમબખ્તી!! ખેર. ચડતી પડતી ચાલી જાય છે. વળી ઈશ્વર સારો દિવસ આણશે, માટે હવે તો રૂદન મૂકી કંઈક ઉત્સાહ લાવો.

હવે એ પ્રમાણે પડતી હાલત આવી તેનાં કારણ તપાસીએ. વેપાર રોજગાર વધતાં, પૈસાનો વધારો ઘણો થયો, પૈસો વધતાં મોજશોખ શરૂ થયો, અને તેને અંગે આળસ શરૂ થઈ. એથી હુન્નરમાં સુધારો ન થયો, ને જે હતું તે પણ કટાઈ જવા લાગ્યું. લોકોમાં ઘણી તરેહના ફાંટા પડી ગયા અને તેથી કારીગરોમાં અરસપરસ અદેખાઇ તથા કુસંપ પેઠાં. પોતાની ઊંચી જાતની કળા બીજાને બતાવી નહીં, ને પોતાના મરણની સાથે તે પણ સાથેજ મરણ પામી. યુરોપ જેવા સુધરેલા દેશોમાં જો એક જણ કંઈ નવો હુન્નર શોધી કાઢેછે તો તેની ખબર બધાને આપેછે; ને પછી તે ધંધામાં ઘણા જણને માહીતગાર કરી, પોતાના ધન યશમાં વૃદ્ધિ કરેછે, પણ આપણા દેશમાં તો નિકટના સંબંધીને પણ કેટલાક જણ બતાવતા નથી. પોતોના બાપ દાદાની રૂઢીને વળગી રહેવાની રીત પણ આ બાબતમાં નુકશાન કારક નીવડી. કારીગરોએ પોતાના હુન્નરમાં સુધારો કર્યો નહીં, તેથી તેઓ સુધરેલા દેશના હુન્નરની સામે ટક્કર ઝીલી શક્યા નહીં. બીજા દેશવાળા તો જમાનાની

સાથે વધવા લાગ્યા, અને તેમણે પોતાનામાં ઘણો સુધારો કરી દીધો. પરદેશી વસ્તુઓ આપણા દેશમાં આવવા લાગી, અને દેખીતી ભભકાબંધ તથા કિંમતમાં સસ્તી હોવાથી સ્વભાવિક રીતે તે તરફ લોકોનું વલણ ગયું. દેશી માલ એથી બાજુપર રહ્યો, ને પરદેશી માલનો ઉપાડ થવા લાગ્યો. પૈસાદારો કે રાજાઓએ ઉત્તેજન દીધું નહીં, તેથી કારીગરોની હાલત સુધરી નહીં, ને તેઓ પોતાની સરસાઇ કરી શક્યા નહીં. દેશી માલ ટકાઉ, પણ પરદેશી માલ આગળ જરા ઓછો ભભકાબંધ જણાવાથી બરાબર ન ખપવા લાગ્યો, અને દેખાદેખી પરદેશી માલ લેવાની હોંસ વધતી ગઇ. એવાં એવાં ઘણાં કારણને લીધે દેશી કારીગરીની પડતી દશા થઈ.

હવે તેને સુધારવાની પૂરી જરૂરછે. ધનવાનોએ પૈસા ખરચી પરદેશનાં યંત્ર લાવવાં, હોશીયાર કારીગરોને સુધરેલા દેશમાં હુન્નર શીખવાને પોતાના ખર્ચે મોકલવા, કારીગરોને નાણાંની મદદ કરવી, પરદેશી તકલદી માલપર ઝાઝો મોહ ન લગાડતાં, સ્વદેશનો જરા ઓછા તેજનો પણ ટકાઉ માલ લેવો, વિદ્વાનોએ વિલાયતી યંત્ર સંબંધી જ્ઞાન લોકોને આપવું, તથા તેના વડે આપણે કેટલો બધો વધારે લાભ મેળવી શકીએ, તેનો વિગતવાર હિસાબ બતાવવો. આગલી સ્થિતિનું ભાન કારીગરોને કરાવવું, પ્રદર્શન કરીને દેશ પરદેશની ચીજો એકઠી કરી, તેમાં કારીગરોને જોવા મોકલવા, અને દેશની કારીગરીમાં સુધારો થાય તેવા ઉપાય યોજવા. હાલમાં ઓફીસનો, ઘરનો, સ્ત્રીપુરૂષને પહેરવાનો, અને ઓજાર વગેરેનો માલ પરદેશીજ વપરાય છે તેથી દેશને તથા પોતાને ધન સંબંધી અને હુન્નર સંબંધી કેટલું પસ્તાવું પડેછે, તેના અડસટ્ટા કાઢીને તે સંબંધી ભાષણો ચોતરફ વિદ્વાનોએ કરવાં. પરદેશી માલ ન આવે તો વેપાર રોજગાર તથા કારખાનાંને નુકશાન લાગે, માટે જ્યાં સુધી તમે સારી પેઠે શક્તિમાન થાઓ ત્યાં સુધી તો પરદેશી હુન્નરપર અભાવો નં લાવો, પણ વાકેફ થઇ તેવા હુન્નર પોતાના દેશમાં દાખલ કરી દેશીભાઇને લાભ આપો. તમારા દેશના કારીગરો કંઇ કમ અક્કલના નથી, કે તેઓ પરદેશી હુન્નર શીખી શકશે નહીં. હજુ તો કેટલાક એવા સરસ કારીગરો આપણા દેશમાં છે કે, એક વાર નજરે જોતામાંજ તે હુન્નર પોતાનો કરીલે. માટે ધીમે ધીમે હિ-

લચાલ જારીજ રાખવી.

પરદેશી માલ ખરીદો, પણ તે પહેલાં વિચાર કરોકે એવી ચીજ આપણા દેશમાં બની શકેછે કે નહીં? એથી આપણી ગરજ પૂરી પડેછે કે નહીં? વગેરે વિચાર કરીને પછી ખરીદી કરવી. હાલમાં આપણા દેશમાં કાપડની ઘણી ખરી મીલો શરૂ થઈ ગઇછે, પણ તે જોઇએ તેવા સારા પાયાપર નથી, માટે તેમાં સુધારો કરવો, ને તેમાં ઉંચી પ્રતનો માલ બને તેમ કરવું. દેશી રાજા રજવાડાએ પોતાના રાજમાં નવા હુન્નર દાખલ કરી રૈયતને ઉત્તેજન આપવું, ને પોતાનું નામ ખરા દેશહિતકારી તરીકે પ્રગટ કરવું. કાગળનાં કારખાનાં પણ કેટલેક ઠેકાણે શરૂ થયાંછે. તેમ ખેડા ખેતીવાડી વાળા કેટલાક જણ વિલાયતી હળ વગેરે લાવી પ્રયોગ કરેછે, એથી આગળ જતાં સારો લાભ થવા આશા બંધાયછે. આ બાબત વિદ્વાન તથા ધનવાનોએ તનમન અને ધનથી પ્રયત્ન કરવાની પૂરી જરૂરછે.—

——(૦)——

## હિંદુ લોકની રૂઢીઓ.

રૂઢી=ચાલતી આવેલી રીત. આપણા દેશમાં જૂના ચાલને વળગી રહેવાનો ઘણો રવૈયો પડી ગયોછે. બાપદાદાએ કરી હોય તેમાં સુધારો ન કરવો, તેમણે જે કર્યુંછે તે બધું બરાબરછે, તેમાં સુધારો વધારો કરવાની કંઇ જરૂર નથી, અને આપણા કરતાં તે ઘણા ડાહ્યા હતા. એમ ઘણા હિંદુઓ માની બેઠાછે, પણ એથી કેટલી બધી ખરાબી થાયછે, તેનો વિચાર કરો. લગ્ન સંબંધી, મરણ સંબંધી, તથા બીજા સંસારી રીવાજ સંબંધી કશો સુધારો તેઓ કરતા નથી. પ્રથમ લગ્ન સંબંધી વિચાર કરીએ.

બાળલગ્ન કરવાની રીતથી ઘણાં માઠાં ફળ નીપજેછે. નાનાં બાળકને બાળપણમાં ઘણી ઘાતો જાયછે, ને વખતે જો છોકરો ગુજરી જાયછે તો બિચારી અબળાનો આખો ભવ દુઃખ દાયક રીતે ગુજરેછે, કેમકે પુનર્લગ્નનો ધારો નથી. એ બાબત શાસ્ત્રમાં પણ સાફ હદ આપેલી છે કે આટલી ઊમરે પરણાવવાં. એ બાબત બાળલગ્નના નિબંધમાં વિશેષ જોવું. પુનર્લગ્નનો ધારો નહિ હોવાથી પણ તેવાંજ કમકમાટ ભરેલાં કૃત્ય નજર આવેછે. નાત ટુંકી થાયછે, બા-

ળ હત્યા થાયછે, વસ્તી ઘટેછે ને નાતને તથા તેનાં માબાપને વખતે જબરૂ લાછંન લાગેછે. કૂળ જોવાની રીત પણ તેવીજછે. આગળ કહેવાતા ખરા કૂલિન, પણ હાલના અધમ સ્થિતિ વાળાને પોતાની કન્યા આપવી પડેછે. એથી કેટલીક નાતમાં બાળહત્યા શરૂ થઇછે, ને કન્યાની અછત થઈછે. કુળવાન હોય તે બે ચાર પરણેને ગરીબ વાંઢા મરે. કન્યા વેચાણ પણ ધમધોકાર ચાલેછે. એથી પણ નાત ટુંકી થાયછે કેમકે પૈસાદાર હોય તેજ પરણી શકેછે. તેમ નાતરાં, એક ઊપર બીજી બાઇડી કરવી, લગ્ન સમે ભુંડાં ગીત ગાવાં, વગેરે ઘણી તરેહના લગ્ન સંબંધી ખોટા રીવાજ ચાલેછે. એ બધામાં જરાપણ સુધારો કરતા નથી—

મુઆ પછવાડે રોવા કૂટવાની રીત પણ હાનિકારક છે, એથી શોકમાં વધારો થાયછે, સંસારી કામ બરાબર થતું નથી, ને બૈરાંના દુઃખની તો અવધીછે! મુઆ પછવાડે મીજબાની કરવાની રીત પણ ખરાબછે. કેટલીક નાતમાં હાથીદાંતના ચુડા પહેરવાની રીતછે, એ પણ સારી નથી. હાડકાંને અડતાં અભડાય, ને હાડકાં હાથે પહેરતાં ન અભડાય. કેવી ઉંધી રીત!! એથી નકામા પૈસા હોમાય છે, ને ગરીબને પણ તણાવું પડે છે. પરદેશમાં મુસાફરી કરવા નજવું, ને જાય તો નાતબહાર મૂકવો, પણ વિચાર કરતા નથી કે એ વગર તમે શીરીતે વેપાર રોજગાર ચલાવવાના કે સુધરી શકવાના? વળી હવે કયાં વટલાવાની કે બીજી રીતે ધર્મભ્રષ્ટ થવાની બીકછે. હુન્નરમાં સુધારા ન કરવા, એતો જેછે તે બરાબર છે? હોળી ઉપર ફટાણાં બોલવાની જંગલી રીત હજુ પણ અટકી નથી. સ્ત્રીઓએ જોડા ન પહેરવા? બિચારીએ પાંચસેં સાતસેંના વસ્ત્રાલંકાર ધારણ કર્યાં હોય, પણ પગમાં પા રૂપિઆનાં પગરખાં પહેરાય નહીં. કેવી ખરાબ રસમ!! એ વાતમાંતો હલકી કોમ સારૂં સુખ માણેછે. સ્ત્રીઓને ભણાવવી નહીં, કેમકે એથી નીતિ બગડેછે? પોતાના બાપદાદાનો જે ધંધો હોય તેજ કરવો, એટલે મોચીએ જોડા શીવવા, અને દરજીએ લૂગડાં શીવવાં. એવા એવા ઘણી તરેહના રીવાજ ચાલેછે.

દેશ પડતીમાં રૂઢી એ, મુખ્ય કારણ છે. જ્યાં સુધી હિંદુ ભાઈઓ અંદર અંદર સમજીને સુધારો નહીં કરે ત્યાં સુધી તેઓ કદિ

પણ ઉંચ હાલતમાં આવવાના નથી; માટે દરેક સમજુ પુરૂષોએ જુના રીવાજમાંના જે જે સારા હોય તે રાખવા, ને નઠારા હોય તે તજવા. ચીના લોકો અગાઉ, હુન્નર વગેરેમાં ઘણા આગળ વધેલા હતા, પણ તેમનામાં આપણા જેવી જુના ચાલને વળગી રહેવાની ખરાબ રીત હોવાથી, પાછળથી તેઓ પાયમાલ થયા, અને પોતાની કીર્ત્તિ ગુમાવી. તેમજ જાપાની લોકો પોતાના દેશમાં કોઇને પેસવા દેતા નહીં તથા નવી બાબત ગ્રહણ કરતા નહીં. એ બંનેજણે ઘણાં વર્ષસુધી દુઃખ વેઠયું, પણ હવે તેમની આંખ ઉઘડી છે, તેઓએ પોતાના હુન્નરમાં સુધારો કરવા માંડયો છે, ને પરદેશી હુન્નર શીખવાને પોતાના કારીગરોને અમેરિકા વગેરે દૂર દેશે મોકલવા માંડયા છે, એથી તેઓ હાલમાં ચડતી હાલતે આવવા લાગ્યાછે. તેમજ ઇંગ્રેજ લોક આટલાબધા સુધર્યા તેનું કારણ પણ એજછે કે તેમણે ખરાબ રીવાજ છોડી સારા ચાલ ગ્રહણ કર્યા. એ બધાપરથી આપણે શીખામણ લેવી જોઈએ કે, હવે આપણે પણ સુધારો કરવો જોઇએ, નહિતો હાલના કરતાં પણ માઠી દશાએ પહોંચીશું.

આપણા બાપદાદા આગગાડી કે વહાણમાં ન બેસતા અને તમે કેમ બેસોછો ? તાર ન મોકલતા તે મોકલોછો, કાગળ ટપાલમાં ન નાંખતા તે નાંખોછો. બ્રાહ્મણથી નોકરી કે બીજો રોજગાર નથાય તે કરોછો. એવા એવા લાભકારી ફેરફારો તમે કર્યા તે કયા શાસ્ત્રાધારે ? કંઇ નહીં. એતો સ્વબુધ્ધિથીજ જ્યારે એ બાબતોમાં તમે સ્વબુદ્ધિથી સુધારા કર્યા, તેવીજ રીતે બીજી બાબતમાં પણ કરો. વખતે આગલા રીવાજ, તે કાળને અનુસરતા હશે, પણ હાલના દેશકાળને અનુસરતા નથી તો તજવા, ને સારા હોયતે રાખવા. જુઓ આપણામાં ઈશ્વર ભક્તિ વિષે, યાત્રાવિષે, પરણતી વખતની કેટલીક કબૂલતો વિષે, વારસા પ્રકરણ વિષે, તેમ બીજી કેટલીક બાબત વિષે કેવા સારા રીવાજ છે ? તે રાખવા પણ ઉપર વર્ણવેલા ખરાબ તજવા. વળી દહનક્રિયાનો રીવાજ કેવો ઉત્તમછે, કે તે પ્રમાણે યુરોપિયન તથા અમેરિકનોએ પણ કરવા માંડયુંછે. માટે દરેક સમજુ પુરૂષે પોતાની નાતમાં સુધારો કરી. ધીમે ધીમે દેશ સુધારામાં લક્ષ રાખવું. દરેક બાબત ધીમાશથી પાયરીબંધ સુધારવી, પણ એકદમ

લોકોને ઝબકાવવા નહીં. તેમ, કહેવા કરતાં કરી બતાવવું, તથા બીજા લોકોની રીતભાત સાથે મુકાબલો કરી વધારે સમજ પાડવી. એથી ધીમે ધીમે સુધારો થઈ દેશની હાલત સુધરશે.—

---

## કેફ.

દારૂ, ભાંગ, અફીણ, ગાંજો, માજમ, ચરસ વગેરે કેફી પદાર્થો કેહેવાયછે. એમની અસરથી માણસના તન, મન અને ધનની ખુવારી સિવાય બીજો લાભ ભાગ્યેજ થાયછે. આપણા દેશમાં થોડી મુદતમાં દારૂ વગેરે જોખમકારી કેફનો ઘણો પ્રસાર થઇ ગયો છે. દારૂની લત અંગ્રેજી રાજ્ય આવ્યા પછી વધારે શરૂ થઈ. એથી માણસનુ મન ભમી જાયછે. પૈસા સંબંધી ઘણું નુકશાન થાયછે. શરીરની ખરાબી થાયછે, અને વખતે મરણ પણ નીપજેછે. થંડા દેશના રેહેવાસીને એ કદાપિ અનુકુળ હશે, પણ આપણા ગરમ દેશમાંતો તે તદન નકામો છે. વિલાયતમાં પણ વેજીટેરિયન (મદ્ય માંસ નહીં વાપરતાં ભાજીપાલાપર નિર્વાહ કરનાર) કરીને એક ટોળી એની વિરૂદ્ધમાં છે. તેથી માણસને તેમ દેશને લાખો રૂપિઆનું નુકશાન છે.

અફીણની લત પણ એવીજ છે. ગરાશીઆ, પાટીદાર, કણબી, બારોટ વગેરે નાતોમાં તો, અફીણ આપવું, એ મોટી મહેમાનગતીનું ચિન્હ ગણાય છે. પોતાને ત્યાં આવેલા પરોણાને જે અફીણ સંબંધી તાણ ન કરે, તે અવિવેકી ગણાય છે. કેવી ગાંડાઈ ? બળાત્કારે ઝેર પાવું એમાં પરોણા ચાકરી! અને પાન સોપારી આપે એમાં હલકાઈ! એવી ગાંડી રીત ચલાવી ખોટા માનમાં હેરાન થાય છે. અફીણથી શરીરમાં ઝાડા વગેરેનું નુકશાન થાયછે. બંધારણીને સારૂ સારૂ ખાવા જોઇએ છીએ, ને રળવાની શક્તિ હોય નહીં તેથી આખરે ખરાબ રસ્તે ચડી ફજેત થાયછે. જૂઠ વગેરે દુર્ગુણતો સાથેજ લાગેલા રહેછે. વખતે અફીણ ખાવા ન મળેતો ઘણું દુઃખ વેઠવું પડેછે. ઉનાળાના દિવસોમાં ગરમી શાન્ત પાડવા માટે કેટલાક જણ ભાંગ પીએછે, પણ એથી ઉલટું વાયુ થઇ મગજ ભમી જાયછે અને કંઈ કામકાજ સુઝતું નથી. કેટલાક જણ ખાધુ પચવાને બહાને ગાંજો પીએછે, કે માજમ ખાયછે, એથી પણ શરીરમાં વ્યાધી થા-

યછે. ખાખી લોકો જેને કોઇપણ જાતનું કામ નહીં અને વિષય વાસના બાળવાની જરૂર તેવા લોકોમાં એ ચાલ ઘણોછે, પણ તેમનું જોઈને બીજા માણુસો શીખે એ ઘણું નુકશાનકારકછે.

દરેક સમજુ પુરૂષે કેફી ચીજનો કદીપણ સંગ ન કરવો. એક વિદ્વાન કહેછે કેઃ—

**भंग्यहिफेनप्रमुखा, जनमोहकराश्चवे ॥**
**त्याज्यासद्भिप्रयत्नेन, स्वयशोहायकाश्चते ॥ १ ॥**

અર્થ—ભાંગ, અફીણ વગેરે જે જે મોહકારી કેફી ચીજો છે, તેનો સત્ય પુરૂષોએ પ્રયત્ને કરીને ત્યાગ કરવો કારણકે તેથી પોતાનો યશ નાશ પામે છે.

કેફી માણુસ ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠી જાયછે. પૈસો કમાવાની શક્તિ ન હોય ને દુર્વ્યસન પુઠે લાગ્યું હોય તેથી આખરે બૈરીના ભોગ મળેછે, તે બિચારી બળાત્કારે ગુજરાન ચલાવી, એ અક્કલહીણ બંધારણીનું પુરૂ કરેછે. કેફી માણસમાં હરામનું ખાવાનો ગુણ હોવાથી ચોરી, જુગટુ વગેરે દુર્ગુણ તેને પ્રસાવે છે. તેવા માણસને કોઈ કન્યા આપતું નથી, કેમકે શરીરે કમકૌવત હોવાથી તેનામાં રળવાની શક્તિ હોતી નથી. કોઇના ઘરમાંથી કંઈ જણસ જાય તો તેનો દોષ પેલા હરામખાઉ કેફીને માથે આવેછે.

પ્રથમ જ્યારે કેફ કરવા માંડેછે ત્યારે થોડી કેફને લીધે મન આનંદમાં રહી કામ સારૂ થાયછે, ને જાણે શરીરની શક્તિ વધી હોય એમ લાગેછે, પણ જ્યારે તે કેફ શરીરમાં ઘર કરેછે ત્યારે ઘણી ખરાબી થાયછે, જ્યાંસુધી કેફની ઝુમ હોય ત્યાંસુધી કામ કરવાની શક્તિ કંઇક વધેછે, પણ પાછળથી તો શરીરનું નુકશાન થયેલુંજ માલમ પડેછે. એવાં એવાં ઘણાં નુકશાન કેફ કરવામાં રહેલાં છે, માટે સમજુ પુરૂષોએ તેનો ત્યાગ કરવો, અને કોઈપણ વ્યસનનો છંદ લાગ્યો હોય તો ધીમે ધીમે ઓછો કરવો. વિદ્વાનોએ એ સંબંધી નુકશાન કહી બતાવવાં તેમ કેફી માણસોનાં વૃત્તાંત સંભળાવવાં. દવા વગેરે લીધાથી અફીણ જેવાં વ્યસન છોડી દેવાયછે, તો બીજાં હલકાં વ્યસન છોડી દેવાં તેમાં શું મુશ્કેલ છે? ધીમે ધીમે એનો ત્યાગ કરી પોતાનાં તથા પારકાનાં તન, મન અને ધન સંબંધી થતાં દુઃખ અટકાવવાં.

# જાનવર. (ઘોડો)

ઘોટ=(સં) ઉપરથી ઘોડો. ઘોડો સૌએ દીઠો હશે. એ ઘણું ઉપયોગી પ્રાણી છે. શિતકટિબંધના ઠંડા ભાગ સિવાય દુનિઆના સઘળા ભાગમાં તે રહી શકેછે. એને ચાર પગ હોયછે ને તે પગની નીચે ગોળ ડાબલા હોયછે. જેમ બીજાં પશુને ખરી હોયછે, તેમ એને ડાબલા હોયછે. એનું મોં લાંબું અને તેના માથાપર બે નાના કાન હોયછે. નર અને માદાની ડોકપર વાળની હાર ઉગેલી હોયછે તેને કેશવાળી કહેછે. તેનું પૂછડું બે ત્રણ હાથ લાંબું હોયછે. એનો રંગ કાળો, ધોળો, લાલ, કે મિશ્ર હોયછે. નરને થાનની નિશાની હોતી નથી, તેથી એને ખરેખરા નરમાં ગણેછે. તાજણ, માણકી, કેસર વગેરે ઘોડાની ઉત્તમ જાતનાં નામ છે. કાઠિઆવાડી તથા અરબી ઘોડા ઘણા વખણાય છે. સારો ઘોડો એક દિવસમાં ૫૦—૬૦ મૈલ ચાલી શકેછે. એની ચાલ ઉપરથી સારી નરસી જાત ઓળખાય છે. છેક હલકી જાતના ઘોડાને ટટ્ટુ કહેછે.

ઘોડો એ સાધારણ રીતે હળી શકે તેવું પ્રાણી છે. એને કેટલીક કવાયદ શીખવી હોય તો શીખી શકેછે. પ્રાચીન વખતથી આપણા દેશમાં ઘોડો એ લડાઇના કામમાં ઘણું ઉપયોગી પ્રાણી ગણાતું આવ્યું છે. લડાઈ વખતે રથ ખેંચવાને ઘોડા જોડતા તથા સ્વારી પણ કરતા. હાલ આપણા દેશમાં મુખ્ય ઉપયોગ સ્વારી કરવાનો છે. ઈંગ્રેજ લોકનું દેખાદેખી ધીમે ધીમે એને ગાડીએ જોડવાની રીત વધારે ફેલાઈ છે. કેટલાક હલકી જાતના ઘોડા ભાર ભરવાને કામ લાગેછે. એની સ્વારી સલામતિ ભરેલી છે. વખતે ખીજવાયો હોય તો કાચાપોચા અશ્વારને ફેંકી દે પણ ખરો. એનાપર ડળી, ખોગીર, કાઠડો વગેરે મૂકીને સ્વારી કરેછે. ઇંગ્રેજ લોકો ચામડાનો સામાન રાખેછે, તેને જીન કહેછે. એની કમર કસવામાં બહુ કાળજી રાખવી જોઇએ. જો તંગ ઢીલો પડી ગયો હોય તો તેને ચાલતાં ફાવતું નથી, ને થોડી વારમાં થાકી જાયછે. લાંબી મજલ કરી આવ્યા પછી તુર્ત તેનો તંગ છોડવો નહીં, પણ થોડી વાર આરામ લીધા પછી છોડવો, નહિ તો વખતે નુકશાન થાયછે.

સારો કેળવાએલો ઘોડો રણુવગડામાં પોતાના ધણીનો જાન

બચાવેછે. એના દાખલામાં પ્રતાપરાણાનો ચેતક અને અબુએલનો ઘોડો પ્રસિદ્ધ છે. એ નિમકહલાલ પ્રાણી ગમે તેવી ઉંચી વાડ ઠેકી ને તથા જોરાવર દુશ્મનના દળમાંથી સલામતિથી પોતાના ધણીને લેઈ જાયછે. એને વાઘ, સિંહ વગેરે કેટલાંક હિંસક પ્રાણીઓની વાસ આવેછે, તેથી તે એવી અઘોર જગામાં, આગળ જવાની હઠ કરી પોતાના ધણીને ચેતાવે છે. એની હઠ જબરી છે. જો હઠમાં ભરાયો તો કોઈ પણ ઉપાયે આગળ ચાલતોજ નથી, એતો જ્યારે પાછો વાળે ત્યારેજ ડગલું ભરેછે. એ માયાળુ, મહેનતુ અને નિમકહલાલ પ્રાણીને જો સારી રીતે ખવરાવી પીવરાવી સાચવ્યું હોય તો ઘણું કામ લાગેછે. જાતવાન ઘોડા પોતાનો ધણી વખતે નીચે પડી ગયો હોય તો ઉભા રહેછે, પણ કેટલાક જંગલી ઘોડા તો પેંગડામાં પગ ભરાયો હોય તો પણ દોડવા માંડેછે, ને પોતાના ધણીનો જાન ખુએછે.

એની ઓલાદ સારી ઉછેરવાને માટે કેટલાક વાલી ઘોડા રાખે છે. સારા આરબી ઘોડાના બેથી પાંચ હજાર સુધી રૂપિઆ ઉપજેછે. કાઠિઆવાડી ઘોડીના પંદરસેં સુધી ઊપજે છે. સારા ઘોડા કદિ બેસતા નથી. ઘણો થાક લાગ્યો હોય તો લગાર આળોટીને પાછા ટટાર થઇ જાયછે. ખરેરો કરી પાણીથી સાફ કરી, પીઠે હાથ ફેરવવાથી, એનો થાક ઉતરી જાયછે. એને ચંદી ( જોગાણ ) માં ચણા, બાજરી, ગઠ વગેરે અનાજ આપેછે. કેટલાક જણ એવા હોયછે કે “ ઘોડી ઘર આપણું ” એની પેઠે કરેછે. એટલે પારકે ઘેર બમણી ચંદી, અને પોતાને ઘેર બરાબર આપતા નથી, પણ એથી ઘણું પાપ છે. પોતાને ત્યાં એક નિમકહલાલ પ્રાણી પાળી, તેની બરાબર બરદાશ ન લેવી એ કેવી મૂર્ખાઈ ? આપણા દેશમાં અસલથી ઘોડા પર બેસવાનો મહાવરો સારો છે. આજે પણ કાઠી, રજપૂત વગેરેમાં કેટલાક સારી રીતે અશ્વારી કરનાર નજર આવેછે. ઈંગ્રેજ લોકોમાં તો મડમો પણ ઘોડે બેસેછે, પણ તેઓ આપણી પેઠે બંને બાજુ પગ રાખીને નથી બેસતી, એતો એક બાજુએ ખીલા જેવું રાખી તેનાપર બંને પગ રાખી સ્વારી કરેછે, પણ એમાં ચડવા ઊતરવાની તથા ઊતાવળથી સ્વારી કરવાની ઘણી મુસ્કેલી નડે છે. આપણા દેશમાં પ્રાચીનકાળમાં કેટલીક બહાદૂર સ્રીઓ સારી ઘોડે-

શ્વાર હતી. હાલમાં રાજા રજવાડામાં તથા કેટલાક શ્રીમંતોને ત્યાં ઘણાં ઘોડાં હોયછે, પણ જેણે એ પ્રાણી રાખવું તેણે ઘાસ, અનાજ વગેરેથી સારી રીતે ચાકરી કરવી જોઈએ, કે સંકટને સમે એક નિમકહલાલ મિત્રની ગરજ સારે.—એ પ્રમાણે કદ, રચના, ઉપયોગ વગેરે પેટાં પાડી હરકોઇ પ્રાણીનો નિબંધ લખી શકાય.

——*——

## જીવન ચરિત્ર.

જીવન ચરિત્ર=આગળ થઈ ગયેલાં મહાન સ્ત્રી પુરૂષોની હકીકત. એ માણુસ માત્રને ધડો લેવાનું જબરૂં સાધનછે. માણુસના મનનું વલણ બીજાનું જોઈ જોઈને કરવાનું ઘણુંછે. તેથી અગાઉ થયેલા શૂરવીર, દાનવીર, રણધીર, વિદ્વાન અને બીજા ગુણોથી પંકાઈ ગયેલા મહાત્માઓના ચરિત્ર જ્યારે તે વાંચેછે ત્યારે તેના જેવા ગુણ ગ્રહણ કરવાનું તેને મન થાય છે. વળી પોતાના ગુણ સાથે મુકાબલો કરી તેમાંથી સારૂં નરસું પારખી કાઢે છે. જે માણુસનું ચરિત્ર વાંચે, તે માણુસ પૂર્વે કેવી હાલતમાં હતો, પાછળથી તેણે શું શું કામ કીધાં, ને તેમાં કયા સદ્‌ગુણ હતા, કે તે જીવનચરિત્ર લખવાને યોગ્ય થયો; એ બધું માલમ પડેછે. ને તેપરથી આપણુને ઘણી તરેહનું જ્ઞાન મળેછે. જીવન ચરિત્ર એ, આ લોક તથા પરલોક સંબંધી જ્ઞાન આપનાર એક ઉત્તમ શિક્ષકછે.

આપણા દેશમાં રામાયણ, મહાભારત તથા પુરાણ વગેરેની કથાઓ સાંભળવાને લોકો એકઠા મળેછે, તેનું કારણ એજ છે; કે આગળ થઈ ગયેલા મહાન્ જનોના સદ્‌ગુણ તથા પરાક્રમ જાણ્યામાં આવે, ને તેપરથી આપણે બોધ લેવાનું મળે. નળ રાજાનું વૃત્તાંત સાંભળીને આપણુને ભારે સંકટને વિષે ધીરજ રાખવાનો ધડો મળેછે; રામચંદ્રનું વૃત્તાંત સાંભળીને નીતિસર વર્ત્તવાનું તથા પિતાની આજ્ઞા પાળવાનું જ્ઞાન મળેછે; પ્રતાપનું ચરિત્ર વાંચતાં પોતાની ટેક સાચવવાનું; નેપોલિયનનું ચરિત્ર વાંચવાથી ગમે તેવો માણુસ હિંમતથી મોટો ચક્રવર્ત્તી નીપજેછે તે; સોક્રેટીસનું ચરિત્ર વાંચવાથી શાંત સ્વભાવ રાખવાનું તથા પોતાની સત્યનેમ નહીં છોડવાનું; ઝાં-

સીની રાણીનું જન્મ ચરિત્ર વાંચતાં સ્ત્રીની બહાદૂરીનું; અને ચકરબતીની હકીકત વાંચવાથી એક ગરીબ માણસ ઉત્સાહ, આગ્રહ અને હિંમતથી કેવું ઉચ્ચ પદ મેળવે છે, તેનું જ્ઞાન આપણને મળેછે, અને એ બધાપરથી આપણે તેમના જેવા કંઇક કંઈક ગુણ ગ્રહણ કરી આ દુનિઆમાં સુખ મેળવીએ છીએ.

આપણા દેશમાં ચરિત્ર લખવાનો રીવાજ અગાઉ નહોતો. પુરાણ વગેરે ઐતિહાસિક ગ્રંથોમાં ધર્મ પ્રસારક કે બીજા મોટા રાજાઓ સિવાય બીજા મહાનપુરૂષોનાં ચરિત્ર ભાગ્યેજ હાથ લાગેછે. વિક્રમ અને કાળિદાસ જેવા પ્રખ્યાત પુરૂષોનાં ચરિત્ર પણ ચોકસ રીતે જણાયાં નથી. યુરોપજેવા સુધરેલા દેશમાં પણ આપણા જેવું અંધારૂં તો છેજ, તો પણ આપણા કરતાં ત્યાં ઘણાં ચરિત્ર હાથ લાગે છે. ત્યાં તો કોઈ પ્રખ્યાત માણસ હોય તેનાં સગાં વહાલાં કે મિત્ર વગેરે પ્રથમથીજ ચરિત્ર લખવા માંડેછે અને પછી બહાર પાડે છે. કેટલાક તો પોતાને હાથેજ લખી રાખેછે. તેમનામાં સેકસપીયર, મીલ્ટન, ચેસ્ટરફીલ્ડ, ન્યુટન, હોમર, ગેલીલીઓ, કોલંબસ વગેરે ઘણા મહાન પુરૂષોનાં ચરિત્રછે.

આપણે અહીં પણ હવે એમનું દેખાદેખી ચરિત્ર લખવાનો પ્રચાર વધતો જાયછે. કરસનદાસ ચરિત્ર, દુર્ગારામ ચરિત્ર, બાબુ કેશવચંદ્રસેન ચરિત્ર, રામમોહનરાયનું ચરિત્ર, ઝાલા ગોકુળજીનું વૃત્તાંત વગેરે ચરિત્ર ગ્રંથો આપણામાં લખાયાછે.

પાછળ કહેલા પ્રમાણે ચરિત્ર વાંચવાથી માણસની રહેણી કરણીમાં અગત્યનો ફેરફાર થઇ જાયછે, તો એવાં ચરિત્ર ઘણાં લખાવાં જોઈએ. રાજાને રાજનીતિ શીખવનાર, નામર્દને હીંમત આપનાર, દુખીનું દુઃખ મટાડનાર, અને આનંદીને આનંદ આપનાર એ જબરૂં સાધનછે. ચરિત્ર લખાયેલા પુરૂષો દુનિઆમાં ચિરકાળ સુધી જીવતાજછે. યુધિષ્ટર, રામ, કૃષ્ણ, વ્યાસ, વિક્રમ, ભોજ, કાળિદાસ વગેરેને થયાં હજારો વર્ષ વીતી ગયાં તો પણ એતો અમરજ છે.

નિશાળોમાં એવા ગ્રંથ ચાલે તો ઘણો લાભ થાય. હવે પછીની પ્રજાને સુધારનાર એ સબળ હથિઆર છે.

# ઝાડ. ( લીંબડો. )

નિંબક (સં) ઉપરથી લીંબડો. એ ઝાડ હિંદુસ્તાનના ઘણાખરા ભાગમાં થાયછે. એને બધી જમીન માફક આવેછે. તેનો દેખાવ દૂરથીઘટાદારલાગેછે, પણપાસેઆવતાંજૂદીજૂદી ડાંખળીઓનાં જુદાંજુદાં ઝૂમખાં બનેલાં માલમ પડેછે. એ ઝાડનું બી લીંબોળીછે. તેને એક ક્યારો કરી રોપેછે, અને પછી પાણી પાઇ સંભાળથી ઉછેરે છે, તો લગભગ ત્રણ વર્ષમાં જંગી ઝાડ ખોલી નીકળેછે. એ ઝાડની ઉંચાઇ લગભગ પંદર કે તેથી વધારે હાથ હોયછે. એના થડની ઉપલી બાજુમાંથી ચોતરફ મોટાં ડાળ ફુટેલાં હોયછે, અને એવા એક ડાળમાંથી બીજાં ઘણાં ડાળ ફુટેછે, એ ઝાડ દરેક ઋતુમાં ઉગી શકેછે.

લીંબડો બે જાતનો છે. કડવો અને મીઠો, તેમાં કડવો ઘણે ઠેકાણે થાય છે, અને મીઠો ક્વચિત્ થાયછે. મીઠા લીંબડાની લીંબોળી અને પાંદડાં મીઠાં લાગેછે, અને કડવાનાં કડવાં લાગેછે. કેટલાક લીંબડાને લીંબોળી થતી નથી, તેને બકમ લીંબડી કહેછે. કેટલાક નાના લીંબડાનાં પાંદડાં કઢીમાં નાંખવાને કામ લાગેછે. તેપરથી એને કઢેપાક કહેછે. પાનખર ઋતુમાં લીંબડાની નીચે સળીઓ તથા પાંદડાંનો ગંજ વળી રહેછે. અને વસંત ઋતુમાં નવો મોર આવેછે, તે વખતે એની સુરભ ચોતરફ બેહેકી રહેછે. એ મોરમાંથી જે ફળ આવેછે, તેનું નામ લીંબોળી. લીંબડાનાં પાંદડાં બે ત્રણ તસુ લાંબાં, કોરે ખાંચાખાંચા વાળાં, અને તરવારની પેઠે મૂળ આગળ પહોળાં ને છેડે અણીદાર હોય છે. વચ્ચે જાડી નસ હોયછે. એક સળીની બંને તરફ ઘણાં પાંદડાં લાગેલાં હોયછે. તેનો રંગ કાચાં હોય ત્યારે લીલો ને પાકે ત્યારે પીળો થાયછે.

લીંબડાનું ઝાડ ઘણું ઉપયોગી છે. તેનાં લાકડાં ઇમારતી કામમાં ઘણાં વપરાયછે. એનાં પાંદડાં માથું દુખતું હોય ત્યારે ઉનાં કરી માથે બાંધેછે. પાંદડાં, મોર, અને અંતર છાલનો ગુણ ટાઢો હોવાથી, ગરમીવાળા માણસને તે પાવાના કામમાં વપરાય છે. ગૂમડા ઉપર પણ એનાં પાંદડાં બંધાયછે. તેની છાલ તાવવાળાને પાવાથી તાવ ઉતરી જાયછે. લીંબોળી જનાવરના ખાધામાં આવેછે, ને તેનું ઝેરી તેલ નીકળેછે તે ખોડો, લીખ વગેરે સાફ કરવાને માથે નાંખેછે. લીંબડા-

ના થડમાં એક જાતનો ચીકણો રસ વહેછે, તેને ગુંદર કહેછે. તે પૂઠાં કરવાના તથા ઓસડના કામમાં વપરાયછે. એનો છાયો નિરોગી ગણાયછે. તેની છાયા તળે ઉષ્ણકાળના તાપથી આકુળવ્યાકુળ થયેલા મુસાફરો શાન્ત થાયછે. એની સોટીઓનું કેટલાક જણ દાતણ કરેછે. એથી મોં સાફ થાયછે પણ ઘણા દિવસ કરવાથી નુકસાનછે. એ પ્રમાણે લીંબડો ઘણા કામમાં આવેછે.

બધાં ઝાડ ખેતીવાડીને લાભ કારકછે, અને વરસાદ લાવવાનું જબરૂ સાધનછે, માટે તે ઘણાં ઉછેરવાં જોઇએ, તથા ઉછરેલાં ઝાડ કદિ નિર્મુળ ન કરવાં. વાતાવરણની ગરમી નરમ પાડે છે, ફળફુલથી ઉત્તમ ખોરાક પૂરો પાડેછે, પક્ષીનુંતો એ સંગ્રહસ્થાન છે; વિશ્રામનું સ્થળ અને ઉત્તમ ઔષધીનો ભંડારછે; માટે ઝાડ ઉછેરવા તરફ ઘણી કાળજી રાખવી. ખેડૂતોએ વરસો વરસ થોડાં ઘણાં પણ ઝાડ વધારવાં.

એ પ્રમાણે કદ, રચના, ઉછેરવાની રીત, અને ઉપયોગ વગેરે પેટાંવાર વર્ણન કરી, હરકોઇ વૃક્ષનો નિબંધ લખી શકાય.

---

## ઇંગ્રેજી રાજ્યના ફાયદા.

આપણા દેશમાં સારાં ભાગ્યે ઇંગ્રેજી રાજ્ય થવાથી દેશ તથા પ્રજાને ઘણી જાતનું સુખ મળ્યું છે. રજપૂત, મુસલમાન, મરેઠા વગેરે દેશી રાજાઓની હકુમત વખતે ઘણી અંધાધુધી ચાલતી હતી. પ્રથક્ પ્રથક્ ઘણાં રાજ્ય હોવાથી તેમાં અદેખાઇ તથા કુસંપતો જારીજ રહેતાં. અને તેવે વખતે પ્રજાને સુખ શી રીતે મળે? નીતિમાન અને શૂરવીર રાજા હોય ત્યાં રૈયતને સુખ, અને બીજા ભાગમાં દુઃખ હતું, કેમકે આખો દેશ કંઈ એકજ રાજાના તાબા તળે નહોતો. મુસલમાની રાજ્યમાં અકબર, શિરશાહ ને ફિરોજશાહ જેવા ઉત્તમ બાદશાહની વખતમાં રૈયતને ઠીક સુખ હતું, પણ બાકીના બાદશાહોના વખતમાં તો અંધેર તથા જુલમનો પાર નહોતો, લોકોને પોતાના જાન માલની ઘણી ફિકર રાખવી પડતી, અને ધાડાંના ભણકાર તો મટતાજ નહીં, વળી તેની સાથે ધર્મ ભ્રષ્ટ થવાથી બીક પણ ઓછી નહોતી. પરધર્મનું જુલમી રાજ્ય હોવાથી રૈયતને ઘણું

ખમવું પડ્યું હતું. એ વખતથીજ બૈરાંને ઓઝલમા પૂરી મૂકવાનો, હિંદૂસ્તાનની બહાર મુસાફરી નહીં કરવાનો તથા બાળ લગ્ન વગેરેના રીવાજ નીકળ્યા. વિદ્યા કળામાં તો છેક પડતીજ થઇ. દેશી ભાષાની કેળવણી ગણતરીમાં નહોતી, ને રૈયતના ભલાની ખાતર કંઈ પણ લક્ષ અપાતું નહોતું.

ગરેઠી રાજ્ય જો કે એકજ ધર્મનું હતું તોપણ તે પંડેજ લૂટારા હોવાથી રૈયતને સુખ શી રીતે મળે? વળી તેમનો અમલ થોડાજ ભાગમાં હતો. પરદેશીના હુમલા, લૂટ ચોરીનો ભય અને લોકોને જાન માલ સંભાળવામાં ઘણી કાળજી રાખવી પડતી. રાજધાની વેગળે અને સૂબાઓને કુલ અખ્તિઆર, તથા રાજમાં પણ કુસંપ એટલે રૈયતના બૂમાટ સામું કોણ જુએ ? ન્યાયનું તો નામ નહીં, ને પોતાના પૈસા ટકાનો સારી રીતે ઉપયોગ કરવાની તો વાતજ શી ? હજુ પણ "ગાયકવાડી" વગેરે શબ્દો તે વખતની અંધાધુંધી દર્શાવે છે.

એ પ્રમાણે આખા દેશમાં અંધેર અંધેરજ હતું. ફક્ત દેશનો પૈસો દેશમાં રહેતો, ને દેશીઓને મોટા હોદ્દા મળતા. એ બે મોટા લાભ હતા. સિવાય અલાભ ઘણા હતા. હાલના જેવી આખા દેશમાં શાન્તી કદિ પ્રસરી નહોતી. પ્રાચીનકાળની "રામ રાજ્ય".ની અસર જે રહી ગઈ હતી તેવું રાજ ઈશ્વરે કૃપા કરીને આપણને આપ્યું, માટે તેનો આભાર માનવો જોઇએ. લૂટ ચોરીનો જરા પણ ભય નથી. ગુનેગારોને સખ્ત શિક્ષા થવાથી ગુના અટકે છે. પ્રબળ સૈન્ય હોવાથી પરદેશી હુમલાની જરાપણ બીક રાખવી પડતી નથી. લોકો પોતાનો પૈસો મનમાનતી રીતે વાપરી શકેછે. પીંઢારા, ફાંશીયા અને કાઠિ વગેરેનીલૂટફાટો તદન નાશ પામીછે. એક નિર્બળ ડોશી પણ હજારો રૂપિઆનો માલ લેઇને, બીન હરકતે લાંબી મુસાફરી કરીશકે છે. બૈરાં પણ મન માનતી છૂટ ભોગવેછે. ધર્મ સંબંધી કોઈ જાતનું બંધન કે ભિન્ન ભાવ નથી.

એ રાજ્યથી આપણે રેલવે, તાર વગેરે કેવા અદ્ભૂત ચમત્કાર જોયા ? અને તે વડે કેટલું બધું સુખ ભોગવીએ છીયે ? દૂર દેશમાં મુસાફરી કરવાને ભાતું, ચોકીવાળા, ગાડાં વગેરેનું કેટલું બધું ખર્ચ કરવું પડતું, ને તે પણ લાંબી મુદત સુધી. આજતો ત્રણ મા-

સની વાટ ત્રણ દહાડામાં કુદરતી હરકતો સિવાય કાપી શકાય છે. કાગળ મોકલવાને ખેપિઆ રાખવા પડતા, ને તેથી ઘણા ખર્ચે લાંબી મુદતે અમુક ભાગનીજ ખબરો મળતી, આજે તો ટપાલ ખાતાની સગવડ વડે એક પૈસામાં હજારો ગાઉની ખબર થોડી મુદતમાં આવી જાયછે. વળી ઘણી ઉતાવળ હોય તો તાર વડે ખબર જાય છે. દવાખાનાં વડે લાખો દરદી મફત, પોતાનું દુઃખ દૂર કરી સુખી થાયછે. આ વખતમાં જેવું કેળવણી ખાતું ચોતરફ મોટા પાયાપર નિયમિતપણે પ્રસરેલું છે તેવું, આગલા વખતમાં કોઇ પણ રાજાએ કાઢયું નહોતું. આપણે આટલા બધા સુધરીને સંસારી તથા રાજ પ્રકરણી બાબતમાં ભાગ લેઈએ છીયે, તેનું કારણ કેળવણીનો વધારોજ છે. આગગાડી અને આગબોટ વડે વેપાર રોજગાર ઘણો વધી ગયોછે, એથી લોકો સુખી થયાછે, ને દુર દેશના સુધરેલા લોકોનો સમાગમ થવાથી આપણે ઘણી જાતના લાભ મેળવીએ છીયે. એ પ્રમાણે એ રાજ્યથી આપણને અગણિત લાભ હાંસલ થયાછે.

કેટલાક જણ કહેછે કે દેશીઓને મોટી નોકરી મળતી નથી, પૈસા પરદેશ જાયછે, અને દેશી યુરોપિઅન વચ્ચે તફાવત ગણવામાં આવેછે. પણ એવું કહેનારા જો એ રાજ્યના અગણિત લાભ તરફ નજર કરે તો તેમને કંઇ પણ બોલવાપણું ન રહે. માણસ માત્ર ભૂલને પાત્રછે. વખતે મોટા ચક્રવર્ત્તિ રાજ્યમાં કંઇ ખામી પણ હોય, તો શું થયું ? વળી જો આપણે ઉત્સાહ રાખી સરકારમાં દાદે પહોંચીશું તો તે આપણને જોઇતા હક આપશેજ. આપણી લાયકી દેખશે એટલે આપણને મોટા હોદ્દા આપશે, ને બીજી કેટલીક બાબતમાં પણ આપણને જોઈતા હક મળશે, માટે ધીરજ રાખી વફાદારીથી વરતી એ રાજ લાંબી મુદત રહે તેમ ઈચ્છવું.

પાંચ હજાર મૈલથી વેપાર અર્થે આવેલા લોકો એક ચક્રવર્ત્તિ રાજ્ય પદ ધારણ કરે, એ શું ઇશ્વરી થોડો ચમત્કાર છે ? જે વખતે આપણા દેશમાં એક સારા રાજ્યની જરૂર હતી તેજ વખતે પરમ કૃપાળુ ઇશ્વરે આવું " રામ રાજ્ય " આપ્યું. તેથી આપણે તેનો ઘણોજ આભાર માનવો જોઇએ. રાજ્ય ન હોય તો કંઇક કંઇક સુધારો જણાય છે તે ભાગી પડે, આગલું અંધેર શરૂ થાય, વિદ્યા કળાની પૂરી પડતી થાય, અને પરમેશ્વર એ રાજ્ય પાછું મોકલે એમ જરૂર માગવું પડે. માટે દરેક દેશી ભાઇએ નેક સરકાર-

ના આશ્રય નીચે વફાદાર રહી, એ રાજ્ય ચિરકાલ ટકે તેમ પ્રભુ પાસે પ્રાર્થના કરવી જોઇએ.

## પ્રેમ.

પ્રેમ એ બે અક્ષરનો ટુંકો શબ્દ છે, પણ એ આ દુનિઆમાં મહાભારત કામ કરે છે.સૃષ્ટિના દરેક પ્રાણી પદાર્થની ઉત્પત્તિ એના વડેજ છે. જો પદાર્થનાં રજકણો એક બીજા સાથે પ્રેમથી જોડાઈ ગયાં નહોત તો, આ વિશ્વમાં નજર આવતા પદાર્થોનું અસ્તિત્વ ક્યાંથી હોત? તેમજ પૃથ્વી, પાણી વગેરે પાંચ તત્વ જો એકઠાં ન મળ્યાં હોત તો આ સઘળું જગત શી રીતે બનત? એક હલકા પ્રાણીથી માંડીને તે માણસ પર્યંતમાં એ ગુણ સ્વભાવિક રીતેજ ઈશ્વરે મૂકેલો છે. બાળકનો જન્મતી વેળા તેની માતા પ્રત્યે કેવો પ્રેમ હોય છે? હજુ તો દુનિઆનો વા વાયો નથી એટલામાંતો પોતાની માતાને વળગી પડી સ્તનપાન કરવા લાગેછે. તેમજ એક પશુનું બચ્ચું પણ પોતાની જનેતા તરફ એવોજ પ્રેમ રાખેછે. એ પરથી જણાય છે કે એ કુદરતી છે. એક માતા પણ પોતાના બાળક તરફ કેવા શુદ્ધ વાત્સલ્ય પ્રેમથી જુએ છે. જો ગાયના વાછડાને કોઈ અડકે અગર કૂતરાના કુરકુરીઆને જરા હાથ લગાડે, તો તેમની માતા કેવું ભયંકર રૂપ ધારણ કરી સામી થાયછે? એ બધું પ્રેમ વડેજછે.

જગતમાં કંઇ પ્રેમ શુન્ય છેજ નહીં. સંસારની મોહ માયા છોડેલા એક જોગીમાં અને સંસારી પ્રપંચમાં ગરકાવ થયેલા એક ભોગીમાં પણ પ્રેમજ છે. પહેલાનો પ્રેમ પરમાત્મા સાથે, અને બીજાનો ઐહિકપદાર્થ સાથે છે. પ્રેમ બે જાતનો છે. શુદ્ધ અને મલિન શુદ્ધ પ્રેમ તેજ કે ગમે તેવી આફત વખતે પણ તૂટે નહીં અને મલિન તેજ કે થોડીવારમાં નાશ પામે. દૂધની તળે તાપ કરતાં, દૂધ બળી જશે એવા ડરથી તેનો મિત્ર પાણી બળવા માંડેછે, અને પાણીને બચાવવા માટે દુધ ઉભરાઈ જઈ પાણી બહાર પડવાનું કરેછે. તેવોજ શુદ્ધ પ્રેમ જળ અને મીન વચ્ચે, કાયણી તથા ચંદ્રનો, લોઢું અને લોહચુંબક, કમળ અને સૂર્ય વચ્ચે, તથા સારસપક્ષીનો છે. સ્વાર્થી પ્રેમ મલિન છે, કારણ કે તેમાં સ્વાર્થ સાધવાનીજ વાત રહેલી છે. તે પાર પડયેથી પ્રેમ નાશ પામેછે.

શુદ્ધ પ્રેમથી દરેક વસ્તુ પ્રિય લાગેછે અને સંસાર સુખ રૂપે ગુજરે છે. પ્રેમીને મન લાખો ગાઉનું અંતર લેખામાં નથી. કયાં સૂર્ય અને કયાં કમળ! પોતાનાં સગાં સંબંધી તથા બીજા સાથે શુદ્ધ પ્રેમથીજ વર્તવું જોઈએ. મલિન પ્રેમથી કોઈ સુખી થયું નથી ને થવાનું નથી. કેટલાક જણ કહે છે કે અમે ફલાણાપર પ્યાર કરીયે છીયે, છતાં તે અમારાપર હેત રાખતો નથી. એ કહેવું તદ્દન ખોટું છે. "મનોમનસાક્ષી" ઘોડા, કૂતરા અને પોપટ જેવાં અવાચક પ્રાણી પોતાના ધણી પ્રત્યે પ્યારથી વરતેછે, તો માણસ જેવું સમજુ પ્રાણી સામાતરફ પ્યારની નજરે કેમ નજુએ? એતો આપણોજ વાંક છે.

પ્રેમમાં એક બીજાના વાંકની દરગુજર અવશ્ય થવી જોઈએ. સહેજ વાતમાં ચીડાઈ જવાથી કે કીનો રાખવાથી પ્રેમ ટકતોજ નથી. શુદ્ધ પ્રેમ વાળા સાથે બીજા લોકો પ્યારથી જુએ છે, સંસારી કામકાજ સારી રીતે પાડ પડેછે, તેનું મન સદા આનંદમાં રહેછે, લોકોમાં આબરૂ મળેછે, સગાં સંબંધી પ્યાર રાખેછે, ને તેનો ભવ-સુખ રૂપે ગુજરી પરભવમાં પણ તે સુખી થાય છે. પ્રેમ એ માણસ તથા બીજાં પ્રાણી વચ્ચે એકજ ખરૂં બંધન છે. એક વિદ્વાન કહેછે કેઃ—

**बंधनानिखलुसन्तिबहूनि, प्रेमबंधनमहंबहुमन्ये ॥**
**दारुभेदनिपुणोऽपिषडंघ्रि, र्निश्क्रियोभवतिपंकजकोषे॥१॥**

અર્થ—બંધન ઘણાં છે, પણ પ્રેમ સમાન બીજું બંધન નથી એમ હું માનું છું. કારણ કે મોટા પાટડાને ભેદીને નીકળવાની જેની શક્તિ છે એવો જે ભ્રમર તે, કોમળ કમળને પ્રેમ બંધનને લીધે કાપી શકતો નથી.

એ પ્રમાણે શુદ્ધ પ્રેમમાં દુઃખપણ સહન કરવું પડે છે. લાંબી કે ટુંકી મુદતના વિરહથી તે વૈરાગી બનાવી દે છે, સારસ જેવા પ્રાણીનો અને માછલાનો પ્રાણ કઢાવે છે, સતિને સત ચડાવી પ્યારા ભરથાર સાથે જીવતી બાળી મુકે છે, ને ગમે તેવા જોખમકારી કામમાં તે પાછું વાળી જોવા દેતો નથી. એ કારણને લીધેજ જોગીઓ સંસારમાં ન લુબ્ધાવાનું કહેછે, ને પરમાત્મા સાથે ઊંચ પ્રકારનો પ્રેમ બાંધવાનો બોધ કરેછે.

વળી એક બીજો વિદ્વાન કહે છે કેઃ—

**रात्रिर्गमिष्यतिभविष्यतिसुप्रभातं**
**भास्वानुदेष्यतिहसिश्यतिपंकजश्रीः ॥**
**इत्थंविचिंतयतिकोषगतेद्विरेफे**
**हाहान्तहन्तनलिनीगजमुज्जहार. ॥ १ ॥**

અર્થ—રાત્રિ જતિ રહેશે, પ્રભાત થશે, સૂર્ય ઉદય થશે ત્યારે કમળ ખીલશે, અને તે વખતે બહાર નીકળી જઈશ. ભમરો એવો વિચાર કરે છે એટલામાં તો હાથી આવીને કમળને ઉખેડી નાંખે છે ને ભમરો નાશ પામે છે. એવું પ્રેમબંધન છે. એ બધાપરથી શીખામણ લેવાની એટલીજ કે બધાએ શુદ્ધ પ્રેમી થવું, પણ તેની સાથે છેકજ અંધ બનવું નહીં, કેમકે તેવું બંધન અતિ દુઃખદાયક છે, માટે શુદ્ધ પ્રેમમાં વિઘ્ન પડે તો ગભરાવું નહીં, પણ હિમ્મત રાખવી. મલિન પ્રેમનો તો જરા પણ સ્પર્શ ન થવા દેવો; અને સૌથી સત્ય વસ્તુ જે જગદીશ્વર તેમાં તો અખંડ પ્રેમ પરોવવો.



## દુકાળ.

દુષ્કાળ (સં) ઉપરથી દુકાળ=(દુઃ=નઠારો+કાળ=વખત) નઠારો વખત. કોઇ પણ કારણથી દેશમાં પાક નથી થતો, ત્યારે દુકાળ પડ્યો એમ કહેવાયછે. દુકાળ ઘણું કરીને ત્રણ જાતની મુખ્ય આફતને લીધે પડેછે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, અને જાનવરી પ્રકોપ. એ ત્રણે જાતની આફતમાં અનાવૃષ્ટિનું દુઃખ ઘણું છે. ઘણો વરસાદ થાય છે ત્યારે લીલો કાળ કહેવાય છે. તે વેળા થોડું ઘણું અનાજ પાકે છે ખરૂં, અને વનસ્પતિ તો પુષ્કળ ઉગી નીકળે છે. એથી પશુનું રક્ષણ સારી રીતે થાય છે. તેમ નાવાાં, નહેરો વગેરેથી પોતાના ખેતરમાં પાણી લેઈને, ખેડૂતો કંઇ અનાજ પકવી શકે છે પણ ખરા. એટલે લીલા કાળથી ઘણી ખરાબી થતી નથી.

વરસાદ સારો થાય, પણ તીડ, કાતરા વગેરે પ્રાણીના નુકશાન કરવાથી અનાજનો પાક નાશ પામેછે. કેટલીક વાર તો લીલી વન-

સ્પતિ પણ તીડ ખાઇ જાય છે, એથી માણસ તેમ બીજાં પ્રાણીને ઘણું ખમવું પડે છે, અને બિચારા ગરીબ લોકોનો તો મરોજ થાયછે. એ બધા કરતાં અનાવૃષ્ટિ એટલે મુદ્દલ વરસાદ ન વરસે, અગર જોઇએ ત્યારે ન વરસે, અને ન જોઈએ ત્યારે વરસીને પાકને નુકસાન કરે, એતું દુઃખ ઘણુંજછે. એવે વખતે ઘાસ કે દાણો કંઇ થતું નથી, અને કૂવેતર પાકથી થોડો ઘણો પાક થાયછે તેથી આખા દેશનું પૂરૂં પડતું નથી, તેથી લોકોને અનાજ વગર તથા ઢોરને ઘાસ વગર ઘણુંજ દુઃખ વેઠવું પડેછે. જો કે હાલમાં ઘણે ખરે ઠેકાણે રેલવે થવાથી અગાઊના જેવી દુકાળની અસર જણાતી નથી, તો પણ દેશની દરિદ્રતાને લીધે ગરીબ લોકો બેહદ દુઃખ ભોગવેછે.

પોતાનાં પ્યારાં બાળકોને જ્યુજ કિંમતે વેચી દેછે. કેટલાક તો જન્મપર્યંત ગુલામી અવસ્થા કબુલ કરે છે. ભિખારીઓનાં ટોળે ટોળાં આમ તેમ દયામણી હાલતે રખડેછે. કોઈના હાથમાં રોટલાનો કડકો હોય તો ઝુંટાવી લેછે, અને વખતે ઘરમાં પેસી જાયછે. રસ્તામાં લૂટફાટ ઘણી થાયછે. સરકારની પૂરી સાવચેતી છતાંએવા બૂમાટ નરમ પડતા નથી, ને કેદખાનામાં જવાને ઉલટા ખુશી બતાવે છે. કેટલાક તો બે ચાર દાણા વડે માટલું પાણી ઉકાળીને શાન્ત થાયછે, અને કેટલાક જણ ઝાડ પાલો કે છાલ ખાઈને નિર્વાહ ચલાવે છે. ખરેખર એવે વખતે કઠણ છાતી વાળાનું હૈયું પણ પીગળ્યા વગર રહેતું નથી, બિચારાં મૂગાં પ્રાણીનો તો મરોજ થાયછે. જ્યાં આગળ માણસને ખાવા પીવાના સાંસા, ત્યાં પશુનો ભાવ કોણ પૂછે ? પાણીની તંગી હોવાથી તરસનું દુઃખ પણ વેઠવું પડેછે. એવે વખતે લાખો માણસો તથા ઢોરનો મરો થાયછે.

દુકાળ અટકાવનારાં સાધનમાં મુખ્ય આગગાડીછે. તેનાથી એક દેશનો માલ સહેલથી બીજે દેશ જઇ શકે છે, દુકાળની અસર કંઈક નરમ પાડી શકાયછે. તાર પણ એ બાબતમાં સારી મદદ કરે છે. આગબોટ અને વહાણથી દેશાંતરનો માલ આવી શકેછે, ને કાળસ્વરૂપની ધાસતી કંઇક ઓછી થાયછે. એવે વખતે અનાજનો સંગ્રહ કરેલો ઘણો કામમાં આવેછે. કેટલાક રજવાડામાં હજારો વર્ષની જારની ખાણો નીકળે છે, એ આવા વખતે બહુ ખપ લાગે છે, માટે સારો પાક થાય ત્યારે પુષ્કળ અનાજ સંઘરી રાખવું જો-

ઇએ. સરકાર તરફથી નવાં નવાં કારખાનાં નીકળવાં જોઇએ, કે તેમાં ગરીબ માણસ કામે વળગી બે પૈસા પેદા કરે. શ્રીમંતોએ પોતાની શ્રીમંતાઈ એવે વખતે અવશ્ય બતાવવી જોઈએ. ગરીબોને અનાજ દેવું જોઇએ, ને ઢોરને માટે પણ કંઇ ઇલાજ લેવા જોઈએ. લોકોએ ઉઘરાણાં કરી દુકાળ વાળા ભાગમાં નાણાં પહોચાડવાં જોઈએ. દુકાળ અટકાવનાર સૌથી જબરૂં સાધન નહેરો છે. એથી થોડો ઘણો પાક થઈ શકેછે. ને દુકાળનું દુઃખ દૂર કરી શકાય છે, માટે સરકાર તરફથી એ બાબત ઉપાય લેવાય તો સારૂં.

દુકાળને વખતે માણસને ઘણી જાતનું જ્ઞાન મળેછે. ખરી શ્રીમંતાઇ કે ઉદારતા કોની છે? તે જણાઇ આવેછે. માણસના દયાળુ સ્વભાવની પરીક્ષા થાયછે. લોકો કરકસર કરી અનાજ, પાણી વાપરવાનું શીખેછે. અનાજનો સંગ્રહ કરવાનું પણ એથી સૂઝેછે. પોતાનાપર પડેલા દુઃખથી બીજાના દુઃખનું અનુભવ સિદ્ધ જ્ઞાન મળે છે. ઇશ્વરે આપણને સારી સ્થિતિમાં ઉત્પન્ન કર્યા તેથી તેનો પાડ માનવાની ગમ પડેછે વગેરે–દુકાળની અસર વધારે જણાવવાનું કારણ દેશની ગરીબાઈ છે. અગાઉ આગણોતરા ને સુડતાળા કાળની અંદર ત્રણચાર રૂપિએ મણ અનાજ મળી શકતું તો તે મોંઘું ગણાતું, અને હાલ રેલવે વગેરે સાધનથી બે અઢી રૂપિએ મણ અનાજ મળે તે મોંઘું ગણાયછે, એનું કારણ દેશની દરિદ્રાવસ્થા છે. અનાજ પુષ્કળ આવે, પણ નાણાં ન હોય તો શું કરે? માટે દેશની ગરીબાઇ ટાળવાના ઉપાય યોજવા જોઇએ. કારીગરી તથા વેપાર રોજગારને ઉત્તેજન આપવું જોઇએ, અને દેશોદયમાં સૌથી જબરૂં સાધન જે ખેતીવાડી, તેને સુધારવા તરફ ઘણું લક્ષ દેવું જોઈએ.

---

## આગગાડી વિષે.

આગગાડી એ આ જમાનાનો અદ્ભૂત ચમત્કાર છે. જેનાપર એ ચાલે છે તેને અંગ્રેજીમાં રેલવે કહેછે. (રેલ=લોઢાની સડક+વે=રસ્તો.) લોઢાના પાટા સિવાય આગગાડી ચાલી ન શકે, માટે પ્રથમ માટીની સડક બનાવી, તેની અંદર લાકડાનાં પીઢીઆં દાટી, તે પીઢીઆંમાં લોઢાના તવા જડીને તેના પર લોઢાના પાટા મજબુત

ખીલા મારી જડી લેછે. પાટાની એક તરફની કોર જરા ઢળતી હોવાથી પૈડાં ખસી પડતાં નથી. આગગાડીનો રસ્તો સીધો જોઇએ, તેથી વચમાં ખાડો કે નદી આવે તો તેનાપર પૂલ બાંધી લેછે, અને ડુંગર જેવી જગા આવે તો કોરી કાઢવી પડેછે.

એન્જીનની બનાવટ સંચાના નિબંધમાં આપી ગયા છીએ તે પ્રમાણે વર્ણવવી. દાટો આવ જા કરેછે, અને તે એન્જીનનાં પૈડાંને ગતિમાં મૂકેછે, તેથી તે તથા તેની સાથે સાંકળેલાં ગાડાં ચાલવા માંડેછે. એન્જીનમાં વરાળ ઉત્પન્ન કરવાને માટે કોયલા તથા પાણીનો સંગ્રહ આગગાડીમાં રાખેછે, ને વચમાં અમુક સ્ટેશનથી પાણી ભરી લેછે.

આપણે કોઈમોટા સ્ટેશને ગયા હોઇએ તો પ્રથમ સ્ટેશનની આજુબાજુ ગાડી ઘોડાની ભીડ તથા માણસોની દોડધામ જોવામાં આવેછે, આજુબાજુ મેવા મીઠાઈવાળા બેસી ગયેલા હોયછે, કેટલાક પાણીવાળા, કેટલાક ભિક્ષુકો, અને કેટલાક પરચુરણ સામાનવાળા ચોતરફ પોકાર મારી રહ્યા હોયછે. આગળ જતાં ભભકાબંધ સ્ટેશન જોવામાં આવેછે. ત્યાં બાગ બગીચા તથા બેસવા ઉઠવાની ગોઠવણ સારી હોયછે. ને તેવી સોઇ વત્તા ઓછા પ્રમાણમાં દરેક સ્ટેશને કરેલી હોયછે, જૂદા જૂદા જાત, ધર્મ, અને દેશનાં સ્ત્રી પુરૂષો એકઠાં મળેલાં જોવામાં આવેછે. એવામાં ટીકીટ કરાવવાનો ઘંટો વાગેછે, તેથી બધા માણસો ખળભળી ઊઠેછે. ટીકીટ કરાવતાં તડાપીટ થાયછે. "ગજવાં કાતરૂથી સાવધ રહો" વગેરે પોલીસના પોકાર ગાજી રહેછે ને લોકોને નિયમસર ગોઠવી બંદોબસ્ત રાખેછે. ટીકીટો થઇ રહી કે પ્લાટફોર્મમાં જવાની તૈયારી થાયછે. ત્યાં જતાં બારણા આગળ એક સિપાઇ ઉભો હોયછે તે, ટીકીટો કાપીકાપી દરેક માણસને અંદર જવા દેછે. એવામાં ગાડીનો ગડગડાટ દૂરથી સંભળાયછે. લોકો પોતાની ગાંસડી પોટલી સંભાળી ગાડીમાં બેસવાની તૈયારી કરેછે. બૈરાંને બેસવાની અને પુરૂષને બેસવાની ગાડીઓ જૂદી હોયછે· વળી તેમાં ત્રણ કલાસ પડેલા હોયછે, પહેલો, બીજો ને ત્રીજો. ત્રીજા કલાસમાં સાધારણ વર્ગ બેસેછે, બીજામાં તેથી ચડતા દરજ્જાના લોકો, અને પહેલામાં મોટા અમીર ઊમરાવો બેસેછે. ત્રીજા કલાસ કરતાં બીજાનું ભાડું બમણું, અને પહેલાનું ત્રમણું હોયછે.

દરેક કલાસમાં બેસવાની, ઝાડા પેસાબની, નાવા ધોવાની, અને સૂ-વા બેસવાની ગોઠવણો અનુક્રમે ચડતી જાતની હોયછે. કોઈ કોઇ વાર "સલુન" નામે ગાડીપણ જોડેલી હોયછે. તેનું ભાડું સૌથી વધારે હોયછે. તેમ તેમાં બીજી ગોઠવણો પણ ઊત્તમ પ્રકારની હોયછે. બી-જા તથા પહેલા કલાસમાં સ્ત્રીપુરૂષ જોડે બેશી શકેછે. ને ત્રીજા ક-લાસમાં મેલવાન(ટપાલની ગાડી) ના એક ભાગમાં તેમ બેસી શકાય છે. જે ગાડીમાં ટપાલ જાયછે તેને મેલટ્રેન કહેછે. ને બીજી ટ્રેનને મીકસ, ઓરડીનરી, લોકલ, વગેરે નામ આપેલાં છે. સૌથી મેલટ્રેનનું ભાડું વધારે બેસેછે.

બધાં બેસી ગયા પછી ગાડી ચાલવા માંડેછે. રસ્તામાં મૈલ કે બે મૈલે નાની ઓરડીઓ આવેછે તેમાં એક માણસ ધજા લેઈને ઉભો રહેલો જણાયછે. ગાડીની સલામતિ માટે ગોઠવણ કરેલી હોય-છે. વચમાં જૂદી જૂદી તરેહનાં સ્ટેશન આવેછે, ખુશનુમાં પવનના ઝપાટા આવી રહ્યા હોયછે, આજુ બાજુનો પ્રદેશ જોઇ આનંદ થા-યછે, ભાતભાતની જમીન, વનસ્પતિ ને ગામ જોવામાં આવેછે, ને માણસમાં હોશિઆરી આવેછે, એક સ્ટેશને ગાડી આવીકે તુર્ત તાર કરી બીજે ઠેકાણે ખબર આપેછે. તાર, હાથા, ધજાઓ વગેરે ગા-ડીની સલામતિનાં સાધનછે. મેલટ્રેન, દર કલાકે લગભગ ત્રીસ અને બીજી ટ્રેનો લગભગ વીસ મૈલ ચાલેછે. દરેક ટ્રેનની આગળ પાછ-ળબ્રેક નામની ગાડી રહેછે. તેમાં ગાર્ડ રહેછે. તેનું કામ ગાડીને સ-હિસલામત પહોચાડવાનું છે. મેલટ્રેનમાં કંઇ ભાર લેઈજવો હોય તે બ્રેકમાં નાંખે છે. એ સિવાય તેમાં ભારનાં ગાડાં હોતાં નથી. બીજી ટ્રેનોની સાથે ભારનાં ગાડાં જોડે છે. એ સિવાય ખાસ ભારખાનાને માટે જૂદી ગાડીઓ પણ આવ જા કરેછે.—

આગગાડીની પ્રથમ શોધ સ્ટીવન્સન નામના ઈંગ્રેજે કરી. હાલ તેમાં ઘણો સુધારો થયોછે. તેણે પહેલ વહેલી ઈ૦સ૦ ૧૮૩૦ માં લીવરપુલ અને માન્ચેસ્ટર વચ્ચે ચલાવી.

હિંદુસ્તાનમાં પહેલ વહેલી આગગાડી ઈ૦સ૦ ૧૮૫૫ માં શરૂ થઇ. હિંદુસ્તાનની તમામ રેલવેનું મધ્ય સ્થળ મુંબઈ છે. ત્યાંથી ચોતરફ જૂદા જૂદા ભાગમાં ગાડીઓ દરરોજ ઘણી વાર આવ જા

કરેછે. મુંબાઇથી વઢવાણ સુધીની લાઇનને બી. બી. એન્ડ સી. આઈ રેલવે કહેછે. એટલે બોમ્બે, બરોડા (વડોદરા), અને સેંટ્રલ ઈન્ડીયા-રેલવે. એ લાઇનની સાથે હાલમાં રજપૂતાના માળવા રેલવે જોડી દીધી છે, તેથી આખા હિંદુસ્તાનમાં એ લાઈન સૌથી મોટી ગણાય છે. તેનાથી ઉતરતી જી. આઇ. પી, એટલે ગ્રેટ ઇન્ડીયન પેનીનસ્યુલા રેલવે. તે મુંબઇથી અલાહબાદ સુધી જાયછે. દરેક લાઇનમાં શાખાઓ પણ ઘણી છે.

આગગાડીના લાભ ઘણા છે. વેપાર રોજગારના વધારામાં એ મુખ્ય સાધન છે, માલ સાંઘો ને ન મળતો તે મળેછે. થોડે ખર્ચે લાંબી મૂસાફ્રી બીનહરકતે થઇ શકેછે. એથી દેશાટન કરવાનો શોખ સ્વાભાવિક રીતે વધ્યો છે. નવા નવા માણસો, નવી નવી ચીજો, નવાં નવાં શહેરો, અને ઇશ્વરી લીલા જોવામાં આવેછે. એથી માણસ હોશિયાર થાયછે, ને પોતાની રહેણી કરણીમાં સુધારો કરેછે. દુકાળની ધાસ્તી ઘણીજ ઓછી થઈ ગઈછે. હજારો ગાઉનો માલ એકદમ આવી શકેછે. દેશમાં સલાહશાંતી સારી રહેછે. થોડા લશ્કરે ઘણો ભાગ સાચવી શકાયછે. પહેલા એ બાબતનું ઘણું ખર્ચ રાખવું પડતું. માણસોનાં ધારેલાં કામ થઇ શકેછે. વખત અને અંતરનીતો એથી ગણતરીજ રહી નથી!. આગગાડી નહોતી ત્યારે વેપાર રોજગારમાં, મુસાફરીમાં, અને દેશની સલાહશાંતીમાં ઘણી હરકતો પડતી. જૂદા જૂદા ભાગની હવા ખાવાથી શરીર તન્દુરસ્ત રહેછે, એવા એવા ઘણા લાભ આગગાડીથી થાયછે.

કેટલાક જણ કહેછે કે એથી ગાડાવાળાની રોજી ભાગી ગઇ. પણ એ ભૂલ ભરેલુંછે. હાલમાં માલ લઈજવા લાવવાને તથા માણસોને સ્ટેશનપરથી જવા આવવા માટે કેટલાં બધાં ગાડાં જોઇએ છીયે! એથી તો ઉલટો બહુજ વધારો થયોછે, ને હજારો મજુર, તથા નોકરો વગેરેની રોજી ઉઘડી છે.

અકસ્માત થવાની વાત પણ તેવીજછે. એવા અકસ્માત કવચિત્જ બનેછે, કંઇ વારંવાર થતા નથી ઢોર, માણસ વગેરે ભચડાઈ જવાના બનાવ બનેછે, તેમાં આપણીજ ગફલત છે. કેટલાક જણ વેપાર રોજગારને નુકશાન થયાની ટુંક નજરની તકરાર લાવેછે, એ

પણ બીનપાયાદાર છે. અલબત કેટલાંક ગામમાં અમુક ચીજની મોંઘવારી થઇ હશે, પણ શામાટે મેળે ઘણો ફાયદોછે. લાખો મણ રૂ, અનાજ વગેરે ચડેછે, ને ભાતભાતની ચીજો આપણા ઉપયોગ માટે પૂરી પાડેછે. એ શું ઓછા લાભછે ? માટે દરેક ભાગમાં રેલવેનો વધારો થવો જોઈએ હિંદુસ્તાનમાં કેટલીક રેલવે પહોળા માપપર ને કેટલીક સાંકડા માપ ઉપરછે. રજપૂતાના લાઇન સાંકડીછે, ને વડોદરાવાળી પહોળીછે, પણ બંનેમાં પહોળા માપથી ફાયદો વધારેછે.

હાલમાં હિંદુસ્તાનના ઘણાખરા ભાગમાં રેલવે બંધાઈ ચૂકી છે, તોપણ હજુ પૂરતી નથી. કાઠિઆવાડમાં રાજકોટ તથા દ્વારકાં ભણીના ભાગમાં પૂરી જરૂર છે. તેમ કેટલાક ગાયકવાડી ભાગમાં પણ જરૂર છે. ધીમે ધીમે એ તરફ રેલવે બાંધવાની હીલચાલ થતી જાય છે, જેથી થોડા દિવસમાં સઘળે ઠેકાણે એનો લાભ મળી શકશે એવી આશા રખાય છે.

---

## વર્ત્તમાનપત્ર.

વર્ત્તમાનપત્ર (સં)=(વર્ત્તમાન=ચાલતો વખત+પત્ર=કાગળ) ચાલતા વખતની ખબર જણાવનાર કાગળ. એને ઈંગ્રેજીમાં ન્યુસપેપર એટલે નવીન ખબર જણાવનાર પત્ર કહે છે. એની ઉત્પત્તિ યુરોપખંડમાં છે. છાપખાનાની શોધ થયા પછી પહેલ વહેલું ત્યાંજ વર્ત્તમાનપત્ર છપાયું, ને ધીમે ધીમે દુનિઆના ઘણા ભાગમાં એની અસર થઇ. હાલમાં તો એ સુધરેલા દેશનું એક વાજીંત્ર છે.

વાંચનના નિબંધમાં કહી ગયા કે દરેક માણસને જમાનાની સાથે આગળ વધવાની જરૂર છે, અને તે પૂરૂં પાડનાર સાધન જૂનાં નવાં પુસ્તક, ચોપાનિઆં અને વર્ત્તમાનપત્ર વાંચવાં તેજ છે. દરેક માણસને સ્વાભાવિક રીતે દરરોજ કંઈ નવીન ખબર જાણવાનું મન થાય છે. ગામના ચોરા તથા પાણીના આરા વગેરે, ગામની નવા જૂની ખબર જણાવનારાં સ્થળ છે. તેમ પરદેશની નવા જૂની ખબર જણાવનાર સાધન વર્ત્તમાનપત્ર છે. એથી દરેક દેશમાં કેવી સલાહ શાંતી છે, લડાઈ ટંટાનું કેમ ચાલે છે, શું નવીન બનાવ બન્યા

છે, વરસાદ પાણી ને પાક કેવાં છે, લોકોની હાલત કેવી છે, રાજકિય કે કાળ ચક્રના ફેરફાર શું શું થયા છે, વગેરે ઘણી તરેહનું જ્ઞાન મળી શકે છે. વેપારી, વિદ્વાન, રાજા, અને સામાન્ય વર્ગ વગેરે તમામને વર્ત્તમાનપત્રથી લાભછે.

યુરોપખંડમાં એની મોટાઈ ઘણી છે. ત્યાં તો કુલીનના લક્ષમાં એની ગણતી છે. ખાનદાન માણસે દેશ પરદેશની નવીન જાણવીજ જોઇએ, અને કેટલીક વાર તો વાત ચિતજ એ વિષે થાય છે. ત્યાંની સ્ત્રીઓ પણ ધ્યાન દેઇને ન્યુસપેપર વાંચી પોતાના વિચાર જણાવેછે. લંડનમાં "લંડન ટાઇમ્સ" નામે એક વર્ત્તમાનપત્ર નીકળેછે. તેનું માન બહુછે. એમાંના વિચાર પુષ્ટ, જાણવા લાયક, અને અસરકારક હોયછે. એના વિચારપર કેટલીક વાર મોટા મોટા પ્રધાનો પણ થોભી રહેછે.

વર્ત્તમાનપત્રમાં નવીન ખબરોની સાથે તેના એડીટરની ટીકા, બીજા વિદ્વાનોના વિચાર વગેરે પણ આપેલું હોયછે, તેથી એનાપર ઘણો આધાર રખાયછે. વર્ત્તમાન પત્રની સ્થિતિ સુરાજ્યના પ્રતાપે સ્વતંત્રછે. તેથી ખરી બીના બેધડક તેઓ દર્શાવી શકેછે. રાજ્યમાં શું ખામીછે ? કેટલો સુધારો શી રીતે કરવો જોઇયે ? અમલદારોમાં શું ખોડછે, વગેરે બાબત હિંમતથી પ્રસીદ્ધ કરી બધાને જણાવેછે.

ન્યુસપેપરનો એડીટર જે પ્રમાણે વિદ્વાન, ડાહાપણવાળો, અને નિષ્પક્ષપાતે હિંમતથી લખનારો હોય, તે પ્રમાણે તેની કિંમત થાયછે. એ ગુણવાળાં વર્ત્તમાનપત્ર દેશમાં ઘણાં ખપેછે, અને તેનાપર મોટા મોટા વિદ્વાનો, રાજનીતિજ્ઞ પુરૂષો અને રાજા રાણાઓ આધાર રાખેછે. તેવા એડીટરો પોતાના દેશના સંસારી તથા રાજકિય લાભાલાભ ઉપર સારી ટીકા કરી શકેછે. પ્રજાના વિચારને ફેરવી નાંખનાર, ન્યુસપેપર એ નિર્દોષ વાજું, અને સુધરેલા દેશનું ઉત્તમ ભૂષણ છે.

કેટલાંએક વર્ત્તમાનપત્રવાળા એક બીજાની ખોટી નિંદા, મશ્કરી, કે હલકાઇ ઉપર ઉતરી પડેછે, રાજ્યનીતિપર મિથ્યા હુમલા કરેછે, અને પ્રજાને નાહક વગોવી મારેછે. તેવાં વર્ત્તમાન કદિ વાંચવાં ન જોઇએ. આપણા ગૂજરાતી પેપરોમાં એ અસર ઘણી જેવા-

માં આવેછે. ગુજરાતી વર્ત્તમાનપત્રમાં રાસ્ત ગોફતાર, ગુજરાતી, અને મુંબઇ સમાચારનું વજન સારૂં છે. ઇંગ્રેજી રાજ્યના પ્રતાપે હિંદુસ્તાનના ઘણા ભાગમાં જૂદી જૂદી ભાષામાં પુષ્કળ વર્ત્તમાનો નીકળેછે.

દરેક જણે વર્ત્તમાનપત્ર વાંચવાનો થોડો ઘણો પણ શોખ રાખવો જોઇએ. જો કે એમાંથી ચોપનિઆ કે પુસ્તકના જેટલું જ્ઞાન મળી શકતું નથી; તો પણ દરરોજની ઉપયોગી નવીન ખબરોથી ઘણા લાભ થાયછે. વર્ત્તમાનપત્રને સાધારણ અજાણ્યા લોકો "બુધવારીયું" કહેછે. ગૂજરાતમાં પ્રથમ વર્તમાનપત્ર બુધવારે પ્રકટ થતું, તેપરથી એ અસર ચાલુ રહી જણાયછે. દરેક ન્યુસ વિચારપૂર્વક ધ્યાન દેઈને વાંચવું. અને બંને પક્ષનો વિચાર કરવો; બને તો ઉપયોગી નોંધ લેતા રહેવું, પણ એમાં અતિશે મશગુલ ન રહેવું, કેમકે એમાંના વિચાર થોડી મુદતના, એક તરફી, ને વખતે માઠી અસર કરે તેવા હોયછે. માણસ માત્રને દરરોજનું નવું જ્ઞાન આપનાર એ એક ઉત્તમ ગુરૂ છે, માટે જમાનાની સાથે વધવાની ઇચ્છા રાખનાર માણુસે થોડો ઘણો વખત પણ એ ખાતે અવશ્ય ખરચવો જોઇએ.

---*---

## સૃષ્ટિ સૌન્દર્ય.

દુનિઆની શોભા—જો એક માણુસ પોતાનું ઘર શોભાવવા ધારે, તો હસ્તકૃત વસ્તુઓથી શણુગારેછે. જેવી કે હાંડી, ગ્લાસ, તકતા, ફોટોગ્રાફ, ખુરશીઓ, કોચ, મેજ, એક બે કબાટ હોય તેની અંદર સુંદર ચોપડીઓ મૂકે, સારી સ્વચ્છતા રાખે, અંદર કંઈ સુગંધી પદાર્થ રાખે, થોડાંએક ફુલ ઝાડનાં કુડાં કે, મુકે મેનાં પોપટનાં પાંજરાં બાંધી દે, એકાદ સારૂં વાજીંત્ર રાખે, ખાવા પીવાને માટે અગર રમત ગમતને માટે જોઇએ તે ભરી મૂકે, તો એ ઠેકાણું કેવું આનંદનું સ્થળ થઈ પડશે ?

જો એ નાનાં સ્થળને જુજ જણુશોથી શણુગારતાં તેમાં માણુસને આનંદ મળેછે, તો આ મોટું બ્રહ્માંડ કે જેમાં રંગ બેરંગી

તરેહવાર વસ્તુઓ નજરે પડેછે. મૂળ રંગ ત્રણ ને તેમાંથી ભિન્ન ભિન્ન રંગો ઘણા થાયછે, કે જે રંગો આંખને આનંદ આપ્યા વગર રહેતા નથી. એકલો કાળો કે એકલો ધોળોજ રંગ બનાવ્યો હોત તો, તે જોઇ જોઈને માણસ કંટાળી જાત. આંખને લીલો રંગ વધારે ગમેછે માટે ઘણે ઠેકાણે ઇશ્વરે લીલો રંગ કર્યો છે, ને ચોમાસામાં તો જાણે આખી પૃથ્વીએ લીલી સાડી ઓઢી લીધી હોય એમ લાગેછે. એ તરેહવાર રંગો જોવાને વાસ્તે પરમેશ્વરે આંખ ઉત્પન્ન કરી મેલી છે. જો આંખ ન હોત તો બધું નિરર્થક હતું, ને તેમાં પણ કદાચ આંખ હોત ને અજવાળું ન હોત તો છતી આંખે પણ આંખ વગરના હઈએ, ને જેવું ફળ થાય તેવુંજ થાત.

જો પેલા નાનકડા ઘરમાં સુગંધીના બે ચાર છોડવાઓજ હતા, પણ આતો જાત જાતની, તરેહવાર રંગની, તરેહવાર ગુણના ઓષધવાળી, તરેહવાર રંગ આકારવાળી, તરેહવાર સ્વાદ વાળી અને તરેહવાર ફળને ફુલવાળી જે કે આખી દુનિઆને આનંદની સાથે શિતળ છાયો, શિતળ પવન, ઉત્તમ ખોરાક ને સુગંધી આપેછે, તેવી પુષ્કળ વનસ્પતિથી ભરપૂર આ મોટું ઘર છે. પેલા નાના ઘરમાં અજવાળુ આપવાને વાસ્તે હાંડીઓ ને ગ્લાસ ગોઠવેલા હતા, પણ મોટા ઘરમાંતો તેથી કરોડગણા, અક્ષય તેજવાળા સૂર્ય, ચંદ્ર, ગ્રહ, ઊપગ્રહ અને બીજા પણ અગણિત સ્થિર અને અસ્થિરતારાઓ મૂકેલા છે. જેમ વનસ્પતિની ખુબી તમે કોઇ જંગલમાં જઈને જુઓ ત્યારે તમને તેનો પુરો અનુભવ મળે; તેવી રીતે વાદળાં વગરની ખુલ્લી રાતે મેદાનમાં જઇ આકાશતરફ જોશો, તો ચંદ્રની જ્યોત્સના અમૃત કરતાં પણ વધારે મીઠી તે શિતળ લાગશે, અને અક્ષય તેજના અનેક ગોળાઓ તમારી નજરે પડશે. જે કે ઝાઝે અવલોકને નિયમિત ગતિ કરતા માલમ પડશે. વળી કોઇ કાળે એજ સૂર્ય ને ચંદ્ર ઠીકરા જેવા માલમ પડેછે. તે વખતતો દેખાવ ભયંકર પણ વીચિત્રછે. આ બધા આકાશી પદાર્થો જોતાં કયો માણસ સાનંદાશ્ચર્ય નહીં પામે ? પેલા નાના ઘરમાં મેના, પોપટ એવાં જુજ જાનવરો હતાં, કે જેના બોલ આપણા કાનને મીઠાસ ઉપજાવતા હતા. આ દુનિઆના જૂદાજૂદા દેશોમાં જૂદી જૂદી જાતનાં, જૂદા

જૂદા રંગનાં, જૂદાજૂદા આકારનાં, જૂદાજૂદા કંઠવાળાં, અને જોતવેંત મન વિરામ પામે તેવાં અનેક જાતનાં પક્ષીઓ છે. તેનું સંગ્રહસ્થાન ઝાડીથી ભરપૂર એવું જંગલ છે, ત્યાં જઈને તેઓના કલોલની સાથે તમારે પણ આનંદ લેવો અને અનુભવ મેળવવો. જેમ પક્ષિઓ છે, તેમ અનેક તરેહનાં પશુઓ પણ છે. તેમાંનાં કેટલાંએક વાહનરૂપે ખપ લાગેછે, કેટલાંએક જાણે દુધના ઝરા હોય નહીં એમ છે! કેટલાંએક ભાર વહેનારાં છે; એ સિવાય પેટે ચાલનારાં, સૂરજમુખી, જળચર વગેરે અનેક જાતનાં પ્રાણીઓ છે. વળી દરેકને માફક આવતાં સાધન અને સ્થાન મુકરર કરી આપ્યાં છે. એ બધાનું વર્ણન કરવા બેસીએ તો ઘણી જગા રોકાય. પ્રાણી માત્રમાં ઉત્તમ પ્રાણી મનુષ્ય છે, અને જેના ઉપર ઈશ્વર કૃપા બહુ છે, તેના આનંદ માટેજ પરમેશ્વરે જાણે આ બધી કૃતી કરી હોય એમ લાગેછે. આ સિવાય ખનીજ પદાર્થમાં સોનું, રૂપું, ત્રાંબુ, કલાઇ, કોયલા વગેરે અનેક ચીજો આ પૃથ્વીના પેટમાં ભરી રાખેલી છે, વળી તેની સાથે કરોડ રૂપીઆની કિંમતવાળા તથા જેને જોતાંવેંત આપણું મન લોભાય તેવાં કોહિનૂર વગેરે જવાહીરો પણ ભરેલાં છે.

ઝીણી ઝીણી માછલીઓ સાચાં મોતી પેદા કરેછે, એ શું થોડી તાજુબીની વાત છે? મોટા મોટા પર્વતો કે જેનાપર તમામ કટીબંધની વનસ્પતિઓ ઊગેલી હોય છે, અને જે મોટી મોટી નદીઓને જન્મ આપેછે, જેના ઉપર સ્ફટિક જેવો ચળકતો બરફ બારે માસ પડયો રહેછે, જેની અંદર સૂર્યના કિરણ પડવાથી તરેહવાર રંગો ઉત્પન્ન થાયછે, સૂર્યના તાપથી ઓગળીને તેનાં મોતી જેવાં ઝરણાં ઘાડી વનસ્પતિમાં થઈને ચાલ્યાં જાયછે. આ દેખાવ કોને આનંદ ન ઉપજાવે? વળી તેણે શોભામાં વધારો કરવાને માટે જૂદી જૂદી રૂતુઓ કરીછે અને તેને અનુસરતા જૂદીજૂદી તરેહના પાક, વનસ્પતિ તથા ફળ, ફુલ વગેરે કરેલું છે.

ચોમાસાની રૂતુમાં જ્યારે આપણે માથે મેઘાડંબર છાયું હોય, પારદર્શક વાદળીઓ આમતેમ દોડાદોડ કરતી હોય, ઝીણો ઝીણો વરસાદ વરસતો હોય, કોયલ અને મોર વગેરે પોતાના મધુર શબ્દ ઉચ્ચારી રહ્યાં હોય, સૂર્યદેવતા વાદળાં આડે આવવાથી અમુઝાઈ રહ્યા હોય, પાણીથી ભરેલી વાદળીઓમાં તેનાં કીરણ વક્રીભવન પામી

ઇંદ્રધનુષ્ય અગર મેઘધનુષ્ય ખેંચાયું હોય, ચારે તરફ નદી, નાળાં પૂરજોશથી વહેતાં હોય, પૃથ્વી માતાએ પોતાના અંગ ઉપર લીલી સાડી ધારણ કરી હોય, વીજળીઓઇ ઝબકારા દઇ રહ્યાં હોય, વરસાદની ગર્જના જોશભેર થતી હોય, વગેરે ચાતુર માસની શોભા નીહાળતાં કોણ સાનદાશ્ચર્ય ન પામે?

આ દુનિઆ ઉપર લગભગ બે અબજ માણસ છે. તેમાં તમે જોશો તો કોઇ કોઈનો ચેહેરો, સ્વભાવ, ભાષા, પહેરવેશ અને વિચાર વગેરે મળતું નથી. તેમજ જનાવર, વનસ્પતિ વગેરેમાં પણ ભિન્નતા છે. એથી શું જગતકર્તાની ઓછી ખુબી જણાય છે? આપણે આગળ કહી ગયા કે જો પરમેશ્વરે એકજ રંગ પેદા કર્યો હોત તો માણસને કંઈ આનંદ મળત નહીં, તેવીજ રીતે બધું એકજ સ્વરૂપનું, એકજ બોલી ચાલીનું અને બધા દેશ એકજ તરેહના બનાવ્યા હોત; તો તેથી પણ સૃષ્ટિ સૌન્દર્યમાં ખામી આવત. માટે સર્વશક્તિમાન પિતાએ બધું વિચારયુકત અને પ્રાણી માત્રના સુખને અર્થે સર્જેલું છે. વળી સઘળી રચના જોવાને માટે પ્રકાશ અને આંખની બક્ષિસ પણ આપેલી છે, નહીં તો એ વગર બધું વ્યર્થ હતું. એ પ્રમાણે ઈશ્વરી લીલા અગાધ છે. છેવટે એ પરમ કૃપાળુ મહાન પિતાની અદ્ભૂત શકિતનું પૂજ્ય બુદ્ધિથી સ્મરણ કરી આ ગ્રંથ સમાપ્ત કરીએ છીએ.

**पितासिलोकस्यचराचरस्य,**
**त्वमस्यपूज्यश्चगुरोर्गरीयान्;**
**नत्वत्समोऽस्त्यभ्यधिकःकुतोऽन्यो,**
**लोकत्रयेऽप्यप्रतिमप्रभाव.**

અર્થ—હે ઈશ્વર સર્વચર અને અચર વસ્તુનો તું પિતા છે, સર્વનો પૂજ્ય ને પરમ ગુરૂ તું છે. હે અતુલ પરાક્રમી પરમેશ્વર, ત્રણે લોકમાં તારા જેવો બીજો કોઈ નથી, તો તારાથી ચડતો ક્યાંથી હોય? “**मनुश्ययत्न, ईश्वरकृपा**”



